# સફરે હજ્જ

## મુશ્કેલીઓ અને તેનો સંભવિત હલ


**લે. ક્યૂ. એસ. ખાન**
**બી.ઈ. (મિકેનિકલ)**

– ગુજરાતી અનુવાદ –
મુહમ્મદ જમાલ પટીવાલા



હાર્મની ઍન્ડ પીસ પબ્લિકેશન્સ
મુંબઈ-૭૮

**સફરે હજ્જ : મુશ્કેલીઓ અને તેનો સંભવિત હલ**

ISBN No. : 0000000000000

Written By : **Q. S. Khan** (B.E., Mech.)

**આ પુસ્તક તેમજ આ જ લેખકના અન્ય પુસ્તકોને ફ્રી ડાઉનલોડ કરવા નીચેની વૅબ-સાઈટ્સને જૂઓ**

**www.freeeducation.co.in** અને **www.tanveerpublication.com**

**આ પુસ્તકને ઉર્દૂમાં નીચે દર્શાવેલ ઈન્ટરનેટ લિંકથી પણ ફ્રી ડાઉનલોડ કરી શકાય છે.**

**http://www.scribd.com/doc/7949973/Hajj-Guide-Book-Urdu**

Published by

**TANVEER PUBLICATION**

Hydro-Electric Machinery Premises, A/13, Ram-Rahim Udyo Nagar, Bus-Stop Lane,
Off. L. B. S. Marg, Sonapur, Bhandup (W), Mumbai-400079
Mobile : 932006 4026, Tele. : 25965930 / 4075
Email : hydelect@vsnl.com • Websites : www.tanveerpublication.com / www.freeeducation.co.in

**—: મુંબઈમાં અમારા તમામ પુસ્તકો મેળવવાનું સ્થળ :—**

**ફિરદૌસ કિતાબ ઘર**

૧૭૯, વઝીર બિલ્ડિંગ, શાલીમાર હોટલ સામે, ભિંડી બજાર, મુંબઈ - ૪૦૦૦૦૩
ફોન : 9892184258 (મૌલાના અનીસ કાસમી)

: Bank Account Details :
Union Bank of India, Null Bazar Branch (IFSC Code : UBIM0531871)
Account Name : Md Anis Alquasmi, Account No. 318702010036997

પૃ. ૧૧૨
પ્રથમ આવૃત્તિ : ૨૦૧૨
**Price : ₹ 30-00**

# અનુક્રમણિકા



## ઇસ્લામી પારિભાષિક શબ્દો

| | |
|---|---|
| ફર્ઝ (Compulsion) | અનિવાર્ય કે ફરજિયાત ધાર્મિક કાર્ય |
| વાજિબ (Obligation) | આવશ્યક કાર્ય, જેનું સ્થાન 'ફર્ઝ' પછી તરત જ છે. |
| સુન્નત (Tradition, Recommendation) | રીત, ભલામણ (પરિભાષામાં નબી ﷺ એ ક્યારેક કર્યું હોય અને ક્યારેક ન પણ કર્યું હોય, ફર્ઝ કે વાજિબ ન હોય તેવું કાર્ય) |
| દુઆ (Supplication) | પ્રાર્થના |
| નિયત (Intention) | ઇરાદો, નિર્ધાર |
| સલામ (Salutation) | અભિવાદન |
| રિઝ્ક (Sustenance) | રોજી, આજીવિકા, ગુજરાન |
| રોઝા (Mausoleum) | મઝાર, સ્મૃતિ |
| સિજ્દા (Prostration) | શાષ્ટાંગ દંડવત |

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# આમુખ

પ્રવાસ ચાહે કોઈપણ હોય, તે તકલીફ અને મુશ્કેલીઓનું કારણ છે. ઇમામ ગઝાલી રહ.એ લખ્યું છે કે હજ્જના સફરમાં માણસ જે કંઈ ખર્ચ કરે, તે ચાહે અત્યંત ખુશીથી કરે અને જે કંઈ આર્થિક કે શારીરિક નુકસાન તેને પહોંચે, તેને તે પોતે સહન કરે તે તેની હજ્જ કબૂલ થવાની નિશાની છે. હજ્જના માર્ગમાં તકલીફ ઉઠાવવી એ જિહાદમાં તકલીફ ઉઠાવવા બરાબર છે. તેથી જે તકલીફો તે ઉઠાવશે કે નુકસાન સહન કરશે તેનો મોટો અજ્ર (બદલો) છે, તે કદાપિ વ્યર્થ જતો નથી.

હદીસમાં છે કે...

હુઝૂર ﷺ એ હઝરત આઇશા રદિ.ને કહ્યું : ''હે આઇશા ! તારી હજ્જનો બદલો તારી તકલીફોના બરાબર હશે.'' (બુખારી શરીફ)

હજ્જની ફર્ઝ અદા કરવામાં જે વ્યક્તિને જેટલી તકલીફ થાય છે, તેને એટલો જ સવાબ (પુણ્ય) મળે છે. તેથી લોકો હજ્જની દરેક મુશ્કેલીને ખુશી-ખુશી સહન કરે છે અને ઊફ સુદ્ધા નથી કરતા, અને ન તો કોઈની સામે પોતાને પડેલી તકલીફોનો ઉલ્લેખ કરે છે. લોકો પોતાને પડેલી તકલીફોનો ઉલ્લેખ બીજાની સામે એટલા માટે પણ કરતા નથી કે ઓછી હિંમત ધરાવતા લોકો હજ્જ કરવાથી ગભરાવા લાગે.

હજ્જથી પહેલાં મેં જે હજ્જ માટેનું પ્રશિક્ષણ (તાલીમ) મેળવ્યું, તેમાં ઉલ્માએ-કિરામે માત્ર એ વાત ઉપર ભાર મૂક્યો કે હજ્જની ફર્ઝ કેવી રીતે અદા કરવામાં આવે. મેં હજ્જના એ ચાલીસ દિવસોમાં અનુભવ્યું કે ઘણીબધી પરેશાનીઓ કેવળ આપણે અજાણ હોઈએ છીએ એટલા માટે થાય છે. આના કારણે આપણો ઘણો કીમતી સમય, જે ઇબાદતમાં વિતાવી શકાતો હતો, તે બગડી જાય છે. તેથી મેં આ પુસ્તક લખવાની હિંમત કરી છે. આ પુસ્તક દ્વારા હું હાજી સાહેબોને આવનારી તકલીફોથી સચેત કરવા અને તેના સંભવિત હલ અંગે જરૂરી માહિતી, નિર્દેશો અને સલાહ-સૂચનો આપવા માગું છું.

જો હાજી સાહેબો આ સલાહ-સૂચનો પર અમલ કરશે, તો આશા છે કે ઘણીબધી પરેશાનીઓથી બચીને પોતાનો વધારેમાં વધારે સમય અને શક્તિ અલ્લાહની ઇબાદતમાં લગાવી શકશે.

જો તમે આ પુસ્તકથી લાભ ઉઠાવો, તો પોતાની દુઆઓમાં આ ગુનેગાર કમરુદ્દીન ખાનને પણ જરૂર યાદ રાખશો. આ પુસ્તક ફક્ત હજ્જ દરમ્યાન આવતી મુશ્કેલીઓ અને થતી ભૂલોથી બચવા માટે લખવામાં આવ્યું છે. જો કે આમાં દુઆઓ અને નક્શાઓ પણ સામેલ કરવામાં આવેલ છે, તેમ છતાં હજ્જની વિધિઓની સંપૂર્ણ જાણકારી માટે હજ્જ વિશેના પ્રમાણિત પુસ્તકોનો અભ્યાસ કરો, આલિમોથી શીખો અને જુદી-જુદી સંસ્થાઓ તરફથી આયોજિત તાલીમ-શિબિરોમાં જોડાઈને વધુમાં વધુ માહિતી મેળવી લો, જેથી તમે ખૂબ સારી રીતે હજ્જ જેવી મહાન ઇબાદતનો હક્ક અદા કરી શકો. અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝતથી દુઆ છે કે તમને મકબૂલ અને મબરૂર હજ્જનું સૌભાગ્ય પ્રદાન થાય, આમીન !

વસ્સલામ,
દુઆનો તલબગાર,
**કમરૂદ્દીન. એસ. ખાન**

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક અમારા આદરણીય મિત્ર અલ્હાજ કમરૂદ્દીન સાહેબે خیر الناس من ینفع الناس (સૌથી સારો માણસ એ છે, જે બીજા લોકોને કામ આવે)ને સામે રાખીને પોતાના હજ્જના અનુભવોથી આદરણીય હાજી સાહેબોને અગાઉથી જાણકારી આપવા માટે કેવળ અલ્લાહ માટે લખ્યું છે. આશા છે કે હાજી સાહેબો આનાથી ભરપૂર ફાયદો ઉઠાવતાં પોતાનો સમય વધારેને વધારે મગ્ન થઈને ઇબાદતની પળોમાં વિતાવશે. આ પુસ્તક માનનીય સાહેબના અનુભવો, કેવળ તેમના અનુભવોનું જ નહિં, બલ્કે તેમના ઊંડા લગાવ અને કોમ અને મિલ્લત માટે તેમની હૃદયપૂર્વકની હમદર્દીનું પ્રતિબિંબ છે, અને સાથે-સાથે લેખક મહાશયની કલમની શક્તિનો સ્વીકાર પણ કરાવે છે. લેખન-ક્ષેત્રમાં લેખક મહાશયે આ પુસ્તક દ્વારા શરૂઆત કરી છે, તેમ છતાં પુસ્તકમાં દરેક જગ્યાએ એક પીઢ લેખકની પ્રતિતી થાય છે. શબ્દોનું સૌંદર્ય, ઉત્તમ વાક્ય-રચના હૃદયને મોહી લે છે. અલ્લાહ તેમની કલમને હજુ વધારે પ્રભાવશાળી બનાવે.

રબ્બુલ આલમીનથી દુઆ છે કે આ પુસ્તકને લેખક માટે આખિરતનો ખજાનો બનાવે અને સામાન્ય મુસલમાનોને તેનાથી ખૂબ લાભાન્વિત થવાની પ્રેરણા આપે.

મારી અને સૌ જગતવાસીઓની આ જ દુઆ છે, આમીન !

**મૌલાના ફસીહુદ્દીન**
ખાદિમ, દારુલ ઉલૂમ હુસૈનિયહ,
સોનાપુર, ભાંડુપ, મુંબઈ-૭૮

# હજ્જ દરમ્યાન મળતા ઓળખ-કાર્ડ અને તેનું મહત્ત્વ

**નોંધ :** આ પુસ્તક ૨૦૦૫ ઈ.સ.માં લખવામાં આવ્યું હતું અને દર વર્ષે તેને વધુ સારું બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પરંતુ દર વર્ષે હજ્જ કમિટીના નિયમો પણ બદલાતા રહેતા હોય છે, તેથી સંભવ છે કે જે કંઈ આ લેખમાં વર્ણવવામાં આવેલ છે, સંજોગો તેનાથી જુદા પણ હોય.

હજ્જનું ફોર્મ ભરવાથી લઈને અંત સુધી જુદા-જુદા તબક્કાઓમાં તમને અલગ-અલગ ઓળખ-કાર્ડ અને હાથમાં પહેરવાનું કડું વગેરે આપવામાં આવે છે, જેનું ખૂબ મહત્ત્વ છે. મોટાભાગે હાજી સાહેબો બેદરકારીથી તેને ખોઈ નાખીને ખૂબ મુશ્કેલીમાં મૂકાઈ જાય છે. તમે તેનું મહત્ત્વ સારી રીતે સમજી લો, તેની કાળજી રાખો અને તેનો સારી રીતે ઉપયોગ કરો.

- **હજ્જ કમિટી તરફથી જાણ કરતો પત્ર અને કવર નંબર : (Intimation Letter & Cover No.)**

હજ્જનું ફોર્મ ભર્યા પછી ડ્રો થશે, તેમાં તમારું નામ આવી જાય તો, કાં તો ફોનથી તમને તેની જાણ કરવામાં આવશે, અથવા તમારા ઘરે હજ્જ કમિટી તરફથી એક જાણકારી આપતો પત્ર મોકલવામાં આવશે, જેમાં ઘણીબધી માહિતી સાથે તમારો **કવર નંબર (Cover No.)** લખ્યો હશે. આ નંબર તમારા માટે ખૂબ મહત્ત્વનો છે. હજ્જથી પહેલાં અને હજ્જ દરમ્યાન આ જ તમારી ઓળખ છે. તમારા કોઈપણ ફોર્મ અને કાગળ પર કરવામાં આવતી કાર્યવાહી આ નંબર વિના પૂરી થશે નહીં. તેથી આ પત્રને કાળજીથી સાચવી રાખો અને કવર નંબર યાદ કરી લો (અથવા કોઈ બીજી સુરક્ષિત જગ્યાએ લખી રાખો). આ જ પત્ર બતાવીને તમે હજ્જ કમિટી પાસેથી તમારો પાસપોર્ટ, વિમાનની ટીકિટ, ઓળખ-કાર્ડ અને કડું વગેરે મેળવી શકશો. તમારો ડ્રાફ્ટ પણ હજ્જ કમિટી આ જ નંબરથી સ્વીકારશે.

- **પાસપોર્ટનું મહત્ત્વ :**

ઈ.સ. ૨૦૦૮ સુધી હજ્જ કમિટી દ્વારા હજ્જના પ્રવાસ માટે એક સ્પેશ્યલ પાસપોર્ટ બનાવવામાં આવતો હતો. પરંતુ ઈ.સ. ૨૦૦૯થી સાઉદી સરકારે ઇન્ટરનેશનલ પાસપોર્ટને ફરજિયાત કરી દીધો છે. તેથી જો તમે હજ્જનો ઇરાદો કર્યો છે, તો તરત જ પાસપોર્ટ બનાવવાની કાર્યવાહી શરૂ કરી દો. મક્કા-મુઅઝ્ઝમા પહોંચ્યા પછી તમારો પાસપોર્ટ તમારા પાસેથી તમારો મુઅલ્લિમ લઈ લેશે અને પાછા ફરતી વખતે ઍરપોર્ટ પર તમને પરત કરવામાં આવશે.

- **વિમાનની ટીકિટ :**

હજ્જ કમિટી પાસેથી પાસપોર્ટની સાથે તમને આવવા અને જવા બંનેની વિમાન-ટિકિટ (બોર્ડિંગ પાસ) મળશે, જે બતાવીને જ તમે વિમાનમાં જઈ શકો છો. તેથી વિમાન-ટિકિટને પ્રવાસથી પાછા ફરો ત્યાં સુધી ખૂબ જ ચીવટથી-કાળજીથી સાચવી રાખો, અને પાસપોર્ટથી અલગ રાખો અને મુઅલ્લિમને ફક્ત પાસપોર્ટ જ આપો, ટિકિટ ન આપજો.

- **ઓળખ કાર્ડ (Identity Card) :**

હજ્જ કમિટી તરફથી તમને તમારો ફોટો લગાવેલ એક ઓળખ-કાર્ડ (Identity Card) મળશે. આ ખૂબ મોટું અને પ્લાસ્ટિકના કવરમાં અને ગળામાં પહેરવા માટે હોય છે. તેને તમે હંમેશા તમારી સાથે રાખો અને મક્કા પહોંચ્યા પછી જે બીજા કાર્ડ તમને આપવામાં આવે તે પણ આ ઓળખ-કાર્ડની પાછળની બાજુએ મૂકી દો અને બીજી જગ્યાએ સાચવીને મૂકી દો.

**ઓળખ-કાર્ડમાં નીચે દર્શાવેલ વિગતો લખેલી હશે :**

(૧) તમારું નામ.
(૨) તમારો પાસપોર્ટ નંબર.
(૩) તમારું બ્લડ ગ્રુપ.
(૪) તમારી કેટેગરી.

- **કડું (Bracelet) :**

હજ્જ કમિટી તરફથી તમને એક સ્ટીલનું કડું આપવામાં આવશે, જેમાં નીચેની માહિતી હશે :

(૧) તમારું નામ.
(૨) તમારો કવર નંબર.
(૩) તમારો પાસપોર્ટ નંબર.
(૪) દેશનું નામ.

આ કડાને તમે હાથમાં પહેરી લો અને પાછા ફરો ત્યાં સુધી તેને હાથમાંથી કદાપિ ન કાઢો. કડાની સાથે એક ચેન પણ હોય છે. જો તમને તકલીફ હોય તો ચેન કાઢી લો, પણ કડું હંમેશા તમારા હાથમાં રહેવું જોઈએ; કેમ કે જરૂરત પડે ત્યારે આનાથી જ તમારી ઓળખ નક્કી થશે.

અલ્લાહ ન કરે, જો તમે કોઈ અકસ્માતમાં બેભાન થઈ ગયા અથવા તમારો બધો સામાન ગૂમ થઈ ગયો, ત્યારે પણ કડા ઉપર લખેલ કવર નંબરથી તમારી ઓળખ કરી લેવામાં આવશે અને તમને તમારી જગ્યા સુધી પહોંચાડી શકાય છે. મેં એવી પણ ઘટનાઓ સાંભળી છે કે લોકો ઓળખ વગર હજ્જ પહેલાં જ ગૂમ થઈ ગયા અને હજ્જ પછી ભીખારીઓના રૂપમાં મળ્યા. તેથી આ કડું તમે હંમેશા તમારી સાથે રાખો. ન્હાતી વખતે અથવા બૈતુલ ખલા (જાજરૂ-પેશાબ માટે) જતી વખતે, કોઈપણ હાલતમાં તેને ન ઉતારો.

## ● વિદેશી ચલણ કે નાણું (Foreign Exchange) :

છઠ્ઠી વસ્તુ, જે તમને હજ્જ માટે રવાના થતાં પહેલાં ઍરપોર્ટ ઉપર મળશે, તે સાઉદી નાણું (રિયાલ) કે ડ્રાફ્ટ હશે. આ તમારા માટે રાહતનો સામાન પણ છે, અને જાનનું જોખમ પણ. અમારા પાડોશના એક સાહેબ ઈ.સ. ૨૦૦૪ માં હજ્જ માટે ગયા અને મક્કામાં તેમનું અવસાન થઈ ગયું. તેમના સાથીઓને પૂછવાથી જાણવા મળ્યું કે તેમના બધા પૈસા ઍરપોર્ટ પર જ શોધખોળના બહાને પોલિસે જ લઈ લીધા હતા. તેઓ એમ સમજતા રહ્યા કે જિદ્દાહ ઍરપોર્ટ પર તે પરત મળી જશે. પરંતુ જ્યારે ન મળ્યા તો ખૂબ ચિંતિત થઈ ગયા અને આ જ ચિંતામાં હાર્ટ એટેકના કારણે તેઓ અલ્લાહને પ્યારા થઈ ગયા. મક્કામાં જે રૂમમાં અમે રોકાયા હતા, બરાબર તેના સામેવાળા રૂમમાં માઁ-દીકરી રહેતા હતા. આ બંનેના બધા પૈસા હરમ-શરીફમાં તવાફ કરતી વખતે ચોરાઈ ગયા. તેમને પૂછ્યું તો બંનેએ કહ્યું કે મક્કા પહોંચતાં જ ઉમરા કરવાના હતા. રૂમ નવો હતો અને રૂમમાં સાથીઓ પણ નવા હતા. કોઈના ઉપર કેવી રીતે ભરોસો કરી શકાય? તેથી બધા પૈસા અમે સાથે જ લઈ ગયા હતા અને હરમ-શરીફમાં ખિસ્સું કપાઈ ગયું.

અમારા એક મિત્ર મક્કામાં વકીલ છે. તેમણે બતાવ્યું કે મક્કામાં જેટલી ચોરીની ઘટનાઓ બને છે, તેમાં મોટાભાગે હરમ-શરીફની અંદર જ બને છે.

અમારા એક બીજા મિત્રએ પોતાના પૈસા એટલી સાવચેતીથી પોતાના સામાનમાં રાખ્યા કે પોતે જ ભૂલી ગયા કે ક્યાં મૂક્યા છે ! ખૂબ જ પરેશાન થઈ ગયા, સલાતુલ-હાજાત પઢીને અલ્લાહથી દુઆ કરી, ત્યારે તેઓ પોતાના પૈસા પોતાના સામાનમાંથી શોધી શક્યા.

તેથી ઍરપોર્ટ પર મળતાં પૈસાનું વિશેષ ધ્યાન રાખો અને મક્કામાં પોતાના રહેઠાણ પર પહોંચ્યા પછી, કાં તો હોટલના કાઉન્ટર પર જમા કરાવી દો અને રસીદ લઈ લો અથવા પોતાના મુઅલ્લિમની પાસે જમા કરાવીને રસીદ લઈ લો. રસીદ લેવાનું ન ભૂલો, નહિં તો સંભવ છે કે ત્યાં પણ તમને પોતાના પૈસાથી હાથ ધોઈ નાખવા પડે. પોતાની જરૂરત પ્રમાણે થોડા-થોડા પૈસા લેતા રહો. જો આ બંને જગ્યાએ પૈસા રાખવા તમારા માટે સંભવ ન હોય તો પોતાની સૂટકેસમાં જ મૂકી રાખો, પણ સૂટકેસનું તાળું મજબૂત હોવું જોઈએ.

જિદ્દાહ ઍરપોર્ટ પહોંચ્યા પછી ઍરપોર્ટથી તમારા રહેઠાણના સફરમાં બસમાં તમારી પાસેથી તમારો પાસપોર્ટ લઈ લેવામાં આવશે અને ત્રણ ઓળખ આપતી વસ્તુઓ આપવામાં આવશે, તે આ પ્રમાણે છે :

**– હાથમાં પહેરવાનો પટ્ટો :**

મુઅલ્લિમ તરફથી તમને હાથમાં પહેરવાનો એક પટ્ટો આપવામાં આવશે, જેમાં મુઅલ્લિમનું નામ-સરનામું હશે. આ પટ્ટાનું મહત્ત્વ એ છે કે તમે જો ક્યારેક મક્કામાં ખોવાઈ ગયા તો કોઈપણ વ્યક્તિ આ પટ્ટાની મદદથી તમને તમારા મુઅલ્લિમની ઓફિસ સુધી પહોંચાડી દેશે. મુઅલ્લિમની ઓફિસમાં ગાઈડ હોય છે, જે તમને તમારા રહેઠાણ સુધી પહોંચાડી દેશે.

**– મુઅલ્લિમનું ઓળખ-કાર્ડ (Identity Card) :**

જિદ્દાહ ઍરપોર્ટ પર મુઅલ્લિમ તમારો પાસપોર્ટ તમારી પાસેથી લઈ લેશે, અને તમને પોતાનું એક ઓળખ-કાર્ડ આપશે, જેમાં મુઅલ્લિમનું નામ-સરનામું, તમારી બિલ્ડિંગનો નંબર અને તમારો રૂમ-નંબર હશે.

જિદ્દાહ ઍરપોર્ટથી બસ સીધી તમને તમારી બિલ્ડિંગ સુધી પહોંચાડી દેશે, અને મુઅલ્લિમના માણસો તમારો બધો સામાન તમારા રૂમ સુધી પહોંચાડી દેશે.

**– કમ્પ્યુટરાઈઝ્ડ ઓળખ-કાર્ડ (Computerised I-Card) :**

આ બીજું અને ખૂબ જ મહત્ત્વનું ઓળખ-કાર્ડ તમને મક્કામાં એક કે બે દિવસ પછી મુઅલ્લિમ તરફથી આપવામાં આવશે. આ પ્લાસ્ટિકનું કોમ્પ્યુટરાઈઝ્ડ કાર્ડ હશે. આ એક પ્રકારનો તમારો પાસપોર્ટ છે. તેમાં તમારા ફોટાની સાથે એ બધી વાતો નોંધેલી હોય છે, જે તમારા પાસપોર્ટમાં હોય છે. કાનૂની રીતે દરેક હાજીએ આ કાર્ડ હંમેશા પોતાની સાથે રાખવું જરૂરી હોય છે, અને કોઈ માગે તો બતાવવું આવશ્યક છે. જો તમને મક્કાથી જિદ્દાહ અથવા બીજા કોઈ શહેરમાં જવાનું થાય તો આ કાર્ડ વગર નથી જઈ શકતા.

જ્યારે તમે મક્કાથી મદીના જશો, તો મદીનામાં તમારો મુઅલ્લિમ બીજો હશે અને રહેઠાણ પણ નવું હશે. તેથી મદીનામાં પણ તમને તમારા ફોટા વગરનું એક કમ્પ્યુટરાઈઝ્ડ કાર્ડ મળશે અને મુઅલ્લિમનું ઓળખ-કાર્ડ પણ મળશે, જેમાં મુઅલ્લિમનું નામ-સરનામું, તમારી બિલ્ડિંગનું સરનામું અને રૂમ નંબર હશે. મદીનાના દસ દિવસના રોકાણમાં આ બંને કાર્ડ સાચવીને રાખો. વતન પાછા ફરતાં સફરની શરૂઆતમાં આ જ કાર્ડને જોઈને તમને બસનો નંબર આપવામાં આવશે. આ જ બસમાં તમને તમારો પાસપોર્ટ પાછો મળશે અને આ જ બસ તમને ઍરપોર્ટ સુધી પહોંચાડશે.

**– મુઅલ્લિમનું ઓળખ-કાર્ડ (મિના માટે) :**

મિના જતાં પહેલાં મુઅલ્લિમ તમને ફરીથી પોતાનું એક ઓળખ-કાર્ડ આપશે, જેમાં તમારા મિનાના તંબુનો નંબર લખેલો હશે. મિનામાં એક જ મુઅલ્લિમના ઘણાંબધા તંબુઓ એક જ જગ્યાએ હોય છે, જેના ચારે તરફ સુરક્ષા માટે લોખંડની જાળીઓ લાગેલી હોય છે.

ગેટ પર મુઅલ્લિમના ચોકીદાર હોય છે, જેઓ આ કાર્ડ જોઈને જ તમને જાળીની અંદર તંબુઓ તરફ જવા દેશે. તેથી મિનાના રોકાણમાં આ કાર્ડને પણ પોતાની સાથે રાખો, અને આ કાર્ડની પાછળ પોતાના

હાથથી પોતાના તંબુની પાસેના થાંભલા ઉપર ઓળખ માટે લખવામાં આવેલ નંબરને નોંધી લો અને પુલનું નામ પણ નોંધી લો. આનાથી ઇન્શાઅલ્લાહ, મિનામાં તમે તમારા તંબુનું સરનામું નહીં ભૂલો.

● **મેડિકલ સર્ટિફિકેટ :**

સાઉદી અરેબિયાની સરકારે ઈ.સ. ૨૦૦૯થી હજ્જે-બૈતુલ્લાહ જવાવાળા હાજી સાહેબો માટે સ્વાસ્થ્ય અંગેના નીતિ-નિયમો નક્કી કર્યા છે, જે અન્વયે હજ્જ માટે જવા માગતા તમામ લોકો માટે નીચે મુજબની રસીઓ/ઇંજેક્શનો લગાવવા ફરજિયાત છે :

**પોલિયોની રસી :** સાઉદી આરોગ્ય મંત્રાલયે પોલિયોનો ડૉઝ (કોઈપણ ઉંમરના લોકોને) લેવા અને આ અંગેનું પ્રમાણપત્ર મેળવવાનું ફરજિયાત કર્યું છે. આ પ્રમાણપત્રને પાસપોર્ટની સાથે જોડવું જરૂરી છે. આના વગર સાઉદી સરકાર વિઝા ઇસ્યૂ નહીં કરે. આ સર્ટિફિકેટ હજ્જ માટે અરજી કરવાના ફોર્મ સાથે સલંગ્ન કરેલું હોય છે. તેથી એવા લોકો જેમનો ઇરાદો હજ્જ માટે જવાનો છે, તેઓ (O.P.V.) પોલિયોનો ડોઝ લે, તેનું સર્ટિફિકેટ મેળવી લે અને હજ્જ કમિટી ઑફ ઇન્ડિયાને પોતાના અરજી-ફોર્મ સાથે લગાવીને મોકલી દે, જેથી તેમના માટે હજ્જ-વિઝા મેળવવામાં મુશ્કેલી ન ઊભી થાય.

**મગજના તાવ (Meningitis)નું ઇંજેક્શન :** હજ્જ માટે જનારા તમામ લોકો માટે ફરજિયાત છે કે સાઉદી અરબમાં પ્રવેશવા વિમાનની રવાનગીના છ અઠવાડિયા અગાઉ મગજના તાવને અટકાવવા માટે ઇંજેક્શન લગાવ્યાનું સર્ટિફિકેટ મેળવી લે, જેને ઇસ્યૂ કરવાનો સમય સાઉદી અરેબિયામાં આગમન વખતે દસ દિવસથી ઓછો અને ત્રણ વર્ષથી વધારે ન હોય.

● **હજ્જ ગાઇડ :**

હજ્જ કમિટી તરફથી તમને એક પુસ્તક આપવામાં આવશે. આ પુસ્તકમાં હજ્જ અંગેની માહિતીની સાથે ઘણાં મહત્ત્વના સરનામાઓ અને ફોન નંબરો આપવામાં આવ્યા હશે. આ પુસ્તકને તમે સારી રીતે વાંચી નાખો અને જરૂરત પ્રમાણે માહિતીનો ઉપયોય કરો. જો તમને હજ્જના સફરમાં કોઈ ફરિયાદ હોય અથવા તમે કોઈ સૂચન કરવા માગતા હોવ, તો આ પુસ્તકમાં ઘણાં મંત્રીઓ અને ઍમ્બેસીઓ વગેરેના નામ-સરનામા અને ફોન નંબરો છે. આ બધી જગ્યાએ પત્રો લખો. સરકાર અને મંત્રીઓએ હજ્જમાં પડતી તકલીફોની અવગણના કરી છે. જો લાખો હાજીઓ આ સંદર્ભમાં તેમને પત્રો લખશે, તો જરૂરથી તેઓ આ તરફ ધ્યાન આપવા મજબૂર થશે.

—●—

# સફરનો સામાન

હજ્જના સફરમાં તમે જેટલો ઓછો સામાન લઈ જશો, તમને એટલી જ આસાની રહેશે. મક્કા-મુકર્રમા અને મદીના-મુનવ્વરામાં રોકાણની પરિસ્થિતિ તથા અમારી સલાહ નીચે મુજબ છે :

### ૧. ખાવા-પીવાની વ્યવસ્થા :

રહેઠાણ (બિલ્ડિંગ)ના દરેક માળ પર એક કે બે રસોડાં (Kitchen) હોય છે, જેમાં ગેસ અને ચૂલો મુઅલ્લિમ કે મકાન-માલિક તરફથી પહેલી વાર મફત મળે છે. હાજી સાહેબો ખાવાનું બનાવવાનો બધો સામાન પોતાની સાથે લઈ જાય છે અને ત્યાં ખાવાનું બનાવીને ખાય છે. સાઉદી કાનૂન અનુસાર કોઈપણ ખાવાની વસ્તુ સાઉદી અરબમાં લાવવાની મનાઈ છે, પણ મેં જોયું છે કે ન તો ભારતના ઍરપોર્ટ પર કોઈએ કોઈ હાજીને રોક્યો, ન જિદ્દાહ ઍરપોર્ટ પર. માત્ર તેલ, પાણી કે પ્રવાહી વસ્તુ બંને ઍરપોર્ટવાળાં ક્યારેક જપ્ત કરી લે છે.

મક્કા અને મદીનામાં અનેક પાકિસ્તાની હોટલો છે, જે ભારતીય રુચિ અને સ્વાદની ખાવાની વસ્તુઓ બનાવે છે, જેની કિંમત (ઈ.સ. ૨૦૦૯ માં) ૮ થી ૧૦ રિયાલની વચ્ચે હોય છે.

જો તમે એક પ્લેટ દાળ કે ગોશ્ત કે શાકભાજી લો, તો ત્રણ રોટી તેની સાથે મફત મળે છે. આ બે થી ત્રણ વ્યક્તિઓ માટે પૂરતી હોય છે. તેથી ઘણાં હાજીઓ ભોજન બનાવવામાં સમય વેડફવાના બદલે ભોજન ખરીદીને ખાય છે અને બધો સમય ઇબાદતમાં લગાવે છે, અને આ વાત યોગ્ય અને સારી પણ છે.

ક્યારેક બીજા અને ત્રીજા દરજ્જાના હાજીઓને અઝીઝિયામાં રહેઠાણ આપવામાં આવે છે, જે નવી આબાદી છે, અને ત્યાં હોટલ વગેરે નથી. આવા હાજીઓ જો ખાવાનું બનાવવાનો સામાન પોતાની સાથે લઈ જાય તો વધારે સારું છે.

### ૨. કપડાં :

દરેક માળ પર ઘણાંબધા બાથરૂમ હોય છે, જેમાં તમે સરળતાથી કપડાં ધોઈ શકો છો. કપડાં સૂકવવા માટે તમે ઘરેથી રસ્સી લઈ જાઓ અને લૉબી કે બિલ્ડિંગની છત ઉપર સહુલત રહે તે મુજબ બાંધી દો, તેના ઉપર કપડાં સૂકવી દો. મક્કા અને મદીનામાં લૉન્ડ્રી પણ છે, જે એક જોડ ધોવાના ૫ રિયાલ લે છે. ત્યાં નમાઝ સિવાય કોઈ અન્ય કામ હોતું નથી, તેથી કપડાં ઓછાં મેલા થાય છે. તેથી બે કે ત્રણ જોડ કપડાં સરળતાથી ચાલી શકે છે.

હજ્જના સફર દરમ્યાન વડીલોથી સાંભળ્યું છે કે રોજ પહેરવાના કપડાંની સાથે બે જોડ કપડાં નવા હોય તો વધારે સારું રહે છે. એક ૧૦ ઝીલહજ્જ માટે, જે દિવસે ઈદ હોય છે અને એક મસ્જિદે-નબવી માટે, જે દિવસે પહેલી વખત હુઝૂર ﷺ ની કબર મુબારક પર હાજરી આપીને સલાતો-સલામ પઢશો.

### ૩. બિસ્તર :

મક્કા અને મદીના બંને જગ્યાએ તમને તમારા રૂમમાં પલંગ,

ગાદલું, તકિયા અને એક કમ્બલ, બેડશીટ (ચાદર) મળશે. તેથી મક્કા અને મદીનામાં પોતાના બિસ્તરની જરૂર નથી હોતી.

મિનાના તંબુઓમાં જમીન પર ગાલીચો બિછાવેલ હોય છે. પરંતુ તકિયો અને ચાદર નથી મળતાં. તેથી મોસમ પ્રમાણે એક હવા ભરવાનો તકિયો અને એક ચાદર લઈ લો તો સારું રહેશે.

### ૪. દવાઓ :

સાઉદી અરબમાં દવાઓ ખૂબ મોંઘી છે, અને તેના નામ પણ અલગ હોય છે. તેથી રોજિંદી બધી દવાઓ પોતાની સાથે લઈ લો. સાઉદી સરકાર અને ઇન્ડિયન હજ્જ કમિટી તરફથી પણ મફત દવાઓ મળે છે. પરંતુ તમે તમારા સ્વાસ્થ્યની કાળજી પોતે કરો અને પોતાની દવાઓ પોતાની સાથે લઈ જાઓ. જરૂરત પડે તો મક્કા અને મદીનામાં ભારતીય ઍમ્બેસીની ઉપર ભારતીય હૉસ્પિટલ છે, જયાં ભારતના ડૉક્ટર મળે છે. તેમની પાસે પોતાનો મફત ઇલાજ કરાવી શકાય છે. ત્યાં સાઉદી હૉસ્પિટલ પણ છે, ત્યાં પણ મફત ઇલાજ થાય છે. મિનામાં પણ સાઉદી હૉસ્પિટલ છે.

### ૫. મોબાઈલ ફોન :

હજ્જ વખતે સાઉદી સરકાર હાજીઓ માટે સ્પેશ્યલ સિમ કાર્ડ (Sim Card) આપે છે, જે ૧૦૦ રિયાલનું હોય છે, અને તમે ૧૦૦ રિયાલ પૂરાં થાય ત્યાં સુધી વાત કરી શકો છો, એટલે કે તમને આખી કિંમતનો ટૉક-ટાઇમ મળે છે. તમને તમારો પોતાનો મોબાઈલ નંબર મળે છે, જે તમે તમારા ઘરના લોકો અને અન્ય સાથીઓને આપી શકો છો. મોબાઈલ જો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો ઘણાં ફાયદાઓ છે. તમે હંમેશા પોતાના ઘર અને વેપાર વગેરેથી માહિતગાર રહો છો. તેથી નિશ્ચિત થઈને ઇબાદત કરી શકો છો. હજ્જ વખતે સાથીઓથી છૂટા પડી ગયા હોવ ત્યારે અથવા કોઈ તકલીફમાં તરત જ મિત્રોથી સંપર્ક કરી શકો છો; અને જો ખોટી રીતે ઉપયોગ કરો તો મુસીબત જ મુસીબત છે. તમે ત્યાં ઇબાદત માટે જાઓ છો. મોબાઈલ પર ત્યાંથી વેપાર કે અન્ય કામધંધો ન કરવા લાગજો. મોબાઈલ હરમ શરીફમાં બંધ રાખો, નહિં તો લાખોના હિસાબથી ગુના થશે.

### ૬. પૈડાવાળી નાની બેગ :

હજ્જના સૌથી વધારે મુશ્કેલ દિવસો ૮ થી ૧૩ ઝીલહજ્જના હોય છે. આ દરમ્યાન તમારે નીચે જણાવેલ સફર કરવા પડશે :

| તારીખ | સ્થળ | અંતર | થતો સમય |
|---|---|---|---|
| 8 ઝીલહજ્જ | મક્કાથી મિના | 5 કિ.મી. | એક કલાક |
| 9 ઝીલહજ્જ સવારે | મિનાથી અરફાત | 6.5 કિ.મી. | બે કલાક |
| 9 ઝીલહજ્જ સાંજે | અરફાતથી મુઝદલ્ફા | 5.5 કિ.મી. | બે કલાક |
| 10 ઝીલહજ્જ સવારે | મુઝદલ્ફાથી મિના | 1 કિ.મી. | અડધો કલાક |
| 10 ઝીલહજ્જ બપોરે | મિનાથી મક્કા | 1 કિ.મી. | એક કલાક |
| 10 ઝીલહજ્જ સાંજે | મક્કાથી મિના | 1 કિ.મી. | એક કલાક |
| 12 ઝીલહજ્જ સાંજે | મિનાથી મક્કા | 5 કિ.મી. | એક કલાક |

જે લોકો આ સફર પગપાળા કરે છે, તેઓ બસ કે કોઈ અન્ય સવારીથી સફર કરનારાંથી વધારે આરામમાં હોય છે, અને દરેક જગ્યાએ સમયસર પહોંચે છે. ખાલી હાથ પગપાળા ચાલવું આસાન છે અને સામાન લઈને ચાલવું ખૂબ મુશ્કેલ. પરંતુ મક્કાથી મિના અને મિનાથી અરફાતના સફરમાં સામાન તો હોય જ છે. તેથી આસાની માટે જે નાની બેગ તમે ખરીદો તે પૈડાંવાળી હોય તો વધારે આસાની રહેશે. મિના અને અરફાતના સફરમાં સામાન ખૂબ ઓછો હોય છે (એક ચટાઈ, પાણીની બોટલ, થોડુંક ખાવાનો સામાન અને એક શૉલ). તેથી આ બેગ વધારે મોટી ન હોવી જોઈએ. પૈડાંવાળી આ નાની બેગથી મિના અને મક્કાના સફરમાં તમને ખૂબ આસાની રહેશે.

### ૭. રોજિંદા વપરાશની વસ્તુઓ :

રોજિંદા વપરાશની બધી વસ્તુઓ તમને મક્કા અને મદીના શરીફમાં દુકાનોમાં મળી રહેશે. તેથી જો તમે ભારતથી આવી વસ્તુઓ ન લઈ જાઓ અથવા ભારતમાં અમુક વસ્તુઓ રહી જાય તો પરેશાન થવાની જરૂર નથી. જો તમારો સામાન ૩૫ કિલોથી ઓછો છે, તો નીચે જણાવેલ સામાન સહુલત માટે લઈ લો :

૧. ખાવાનું મૂકવાની અનબ્રેકેબલ વસ્તુઓ.
૨. ટૂથપેસ્ટ, સાબુ અને માથામાં નાખવાનું તેલ.
૩. જાંનમાઝ (મુસલ્લો)
૪. રાત્રે પહેરવાનાં કપડાં.
૫. ૧૦ મીટર નાઈલોનની રસ્સી અને પાતળું પરદાનું કાપડ. સંભવ છે તમને રૂમમાં તમારી સ્ત્રીઓ માટે પરદાની જરૂર પડે.
૬. બે નંગ એહ્‌રામ - એક જાડા કાપડનું અને એક પાતળાં કાપડનું, અને એક બેલ્ટ (કમરે બાંધવાનો પટ્ટો).
૭. મુઝદલ્ફામાં રાત્રિ વિતાવવા માટે ચટાઈ.
૮. પાણીની થર્મોસ કે બોટલ (જેનાથી તમે હરમ શરીફથી ઝમઝમનું પાણી પોતાના રૂમ સુધી લાવી શકો).
૯. એવી ખાવાની વસ્તુઓ, જે વધારે દિવસો રહે તો પણ ખરાબ ન થાય,મિના અને અરફાતમાં ખાવાની તમામ વસ્તુઓ મળે છે, તેમ છતાં સાવધાની રૂપે સાથે રાખવું સારું છે.
૧૦. જો આંખોને નંબર છે અને ચશ્માનો ઉપયોગ કરો છો, તો ચશ્માની બે જોડ સાથે રાખો.

બે વસ્તુઓ એવી છે, જેની વધારે જરૂર તો નથી પડતી, પણ સાથે રાખો તો વધારે સારું રહે છે : એક, ગોગલ્સ (તડકામાં પહેરવાના ચશ્મા) અને બીજી, નોસ-માસ્ક (નાક પર લગાવવાનો કાગળનો રૂમાલ).

તડકામાં પહેરવાના ચશ્માથી બપોરના સમયે દૂધ જેવા સફેદ ફર્શ પર તવાફ કરવામાં સરળતા રહે છે.

જો તમને શરદી-સળેખમ રહેતી હોય કે વારંવાર થતી હોય તો નોસ-માસ્કનો ઉપયોગ કરવાથી તમે પોતે અને બીજા લોકો ઇન્ફેક્શનથી સુરક્ષિત રહે છે. નોસ-માસ્ક ફક્ત પાંચ રિયાલમાં કોઈપણ મેડિકલ સ્ટોર પરથી મળી જાય છે. આ માસ્ક મક્કા શરીફમાં એક રિયાલમાં મળે છે.

## ૮. હેન્ડબેગ :

હજ્જ કમિટી કે બેંક વગેરેથી એક નાની હેન્ડબેગ તમને ભેટ રૂપે મળશે, જે હજ્જના પૂરા ૪૦ દિવસ સુધી તમારો સાથી હશે અને તમને ખૂબ કામ લાગશે. આમાં બે પટ્ટા લાગેલા હોય છે. એક ગળામાં લટકાવવા માટેનો અને બીજો કમરે બાંધવા માટેનો. જો બંને પટ્ટાઓ તમે સારી રીતે પહેરી લેશો તો તે તમારા શરીરથી ચોંટીને રહેશે, અને ભીડમાં પણ તેના ખોવાઈ જવાનો ભય ખૂબ ઓછો રહે છે. તેમાં બે ભાગ હોય છે. એક બહારનો અને નાનો ભાગ, જેમાં પારદર્શક પ્લાસ્ટિક લગાવેલું હોય છે. બીજા ભાગમાં તમે ચપ્પલ વગેરે મૂકી શકો છો. હરમ શરીફના દરવાજાથી અડીને આવેલ કબાટોમાંથી ચપ્પલોને ખાદિમો થોડી-થોડી વારમાં હટાવીને ફેંકતા રહે છે. આ કબાટોમાં મૂકેલ ચપ્પલો બીજા હાજીઓ પહેરીને જતા રહે છે. તેથી ચપ્પલને પ્લાસ્ટિકની થેલીમાં મૂકીને આ બેગમાં મૂકી દો. હરમ શરીફમાં બે થી ચાર કલાક પણ બેસવું પડે છે. તેથી ખાવા માટે ખજૂરો અને બિસ્કીટ વગેરે પણ સાથે રાખી લો. પીવા માટે ઝમઝમનું પાણી હરમ-શરીફમાં દરેક ઠેકાણે મળશે. જો આવી બેગ ભેટ રૂપે તમને ન મળે તો રાહ ન જૂઓ, બલ્કે બજારમાંથી ખરીદી લો.

## ૯. સફરમાં લઈ જવાની સૂટકેસ :

હજ્જના સફરમાં આશરે આઠ થી દસ વાર તમારું લગેજ કુલીઓના હાથમાં આવશે, જેઓ મોટાભાગે તેને ખૂબ નિર્દયતાથી આમતેમ ફેંકશે. તેથી તમારી સૂટકેસ અને બેગ એવા હોવા જોઈએ કે આસાનીથી તૂટી ન જાય અથવા એવા હોય કે જેના તૂટી જવાનું તમને કોઈ દુઃખ ન હોય.

ઈ.સ. ૨૦૦૮ માં હાજીઓને હવાઈ સફરમાં ખૂબ તકલીફો પડી હતી. હાજીઓ ઘણી ફ્લાઇટો ચૂકી ગયા હતા. તેમને ઘણાં દિવસો સુધી ઍરપોર્ટ પર જ પડી રહેવું પડ્યું હતું. સામાન પણ ઘણાં અઠવાડિયાઓ અને મહિનાઓ પછી મળ્યો હતો.

તેનું કારણ એ હતું કે સૌપ્રથમ તો હાજીઓએ જ સરકારના નિયમોની અવગણના કરીને જરૂરતથી વધારે સામાન સાથે લઈ લીધો હતો. પછી ભાડું આપ્યા વગર સામાન મફતમાં ભારત લાવવા માટે હઠાગ્રહ પર ઉતરી ગયા હતા. તેથી કંટાળીને ઍરપોર્ટના અધિકારીઓએ હાજીઓ વગર જ વિમાન રવાના કરી દીધું. જ્યારે આવા નધણિયા હાજીઓની સંખ્યા ઍરપોર્ટ પર વધી ગઈ અને સરકારે હસ્તક્ષેપ કરવો પડ્યો, તો ઇમરજન્સીમાં તેણે તમામ શિડ્યૂલ અને પ્લાનિંગને બાજુ પર મૂકીને જે પણ ફ્લાઈટ ખાલી મળી, તેનાથી હાજીઓને પાછા મોકલવાનું શરૂ કરી દીધું. આ અનશિડ્યૂલ્ડ રવાનગીમાં હાજીઓ એક વિમાનથી રવાના થતા અને તેમનો સામાન કોઈ બીજા વિમાનથી રવાના થતો અને તેમને કેટલાય અઠવાડિયા અને મહિનાઓ પછી મળતો.

આ દોડાદોડી અને ધમાલનું કારણ હાજીઓની બેદરકારી અને હઠાગ્રહ સિવાય બીજું કંઈ જ નહોતું. તેથી સરકારે તેની સખત નોંધ લીધી અને સૂટકેસની સાઇઝ અને વજનના નિયમને કડક રીતે લાગૂ કરવાનો નિર્ણય લીધો. તેથી આ મુબારક અને મુકદ્દસ (પવિત્ર) સફરમાં તમે પણ આ વાતનો જરૂર ખ્યાલ રાખો, જેથી તમારો અને બીજા હાજીઓનો સફર સમયસર અને આસાનીથી થઈ શકે.

**સામાન અંગેના સરકારના નિયમો નીચે મુજબ છે :**

૧. ભારતથી સાઉદી જતી વખતે હાજીઓને 35 કિ.ગ્રા. સામાન વિનામૂલ્યે લઈ જવાની પરવાનગી છે.

૨. પાછા ફરતી વખતે 55 કિ.ગ્રા. સામાન અને 10 લીટર ઝમઝમનું પાણી લાવવાની પરવાનગી છે.

૩. પાછા ફરતી વખતે 55 કિ.ગ્રા.માં 45 કિ.ગ્રા. આપનું Check-in-Luggage અને 10 કિ.ગ્રા. વજન તમારા હૅન્ડબેગનું હશે. ચેક-ઇન-લગેજ એટલે કે બેગ જે વિમાનના નીચેના ભાગમાં લૉડ કરવામાં આવે છે અને હૅન્ડબેગ એટલે કે એ નાની સૂટકેસ જે તમે પોતાની સાથે વિમાનના અંદર લઈ જશો.

૪. સાઉદી સરકારના કાનૂન મુજબ 45 કિ.ગ્રા. પણ તમારા એક જ સૂટકેસનું નહીં હોય, બલ્કે બે સૂટકેસનું વજન હશે અને તમારી કોઈપણ સૂટકેસ 23 કિ.ગ્રા.ના વજનથી વધારે ન હોય.

૫. ઝમઝમના પાણીનું બેરલ ગોળ ન હોય, બલ્કે ચોરસ હોય, અને પ્લાસ્ટિકની થેલીમાં એ રીતે બંધ (Seal) કરેલ હોય કે સફર દરમ્યાન પાણી નીકળીને વહી જવાની આશંકા ન હોય.

૬. હજ્જ કમિટી ઑફ ઇન્ડિયા અનુસાર બંને ચેક-ઇન-લગેજના સૂટકેસ નીચે જણાવેલ સાઇઝના હોવા જોઈએ.

   પહેલી સૂટકેસની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈનો સરવાળો કરવામાં આવે તો તે 62 ઈંચથી વધારે ન હોય, અને બીજી સૂટકેસની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈનો સરવાળો કરતાં 44 ઈંચથી વધારે ન હોય.

૭. વિમાનની અંદર પોતાની સાથે લઈ જવાની બેગ કે સૂટકેસની સાઇઝ પણ 22"x16"x8" થી વધારે ન હોય, અને વજન 10 કિ.ગ્રા.થી વધારે ન હોય. આ સાઇઝની બેગ તમે આસાનીથી વિમાનના ઉપરના ખાનામાં મૂકી શકો છો.

૮. વધારાનો સામાન તમારે કારગો દ્વારા રવાના કરવો પડશે. 55 કિ.ગ્રા.થી વધારે સામાન માટે વિમાનનું ભાડું પણ આપવું પડશે, અને આ સામાન અંગે હજ્જ કમિટીની કોઈ જવાદાબરી નહીં હોય.

(નાની બેગ કે સૂટકેસ જો પૈડાવાળી હોય તો તમને મક્કાથી મિના અને મિનાથી મક્કા પગપાળા સફર કરતી વખતે ખૂબ અનુકૂળતા રહેશે.)

**હાજીઓના સામાનની સાઇઝ અને વજન સાચું હોવું કેમ જરૂરી છે ?**

એટલા માટે કે ઍરપોર્ટ પર સામાનને એક જગ્યાથી બીજી જગ્યાએ બેલ્ટ કન્વેયર પર લઈ જવામાં આવે છે. આ બેલ્ટ કન્વેયરની સામાન ઉઠાવવાની શક્તિ અને સાઇઝ મર્યાદિત છે, અને તે ઘણી બારીઓમાંથી નીકળે છે. આ બારીઓની સાઇઝ પણ સીમિત છે. મોટો સામાન જો કન્વેયર બેલ્ટ પર મૂકી પણ દેવામાં આવે, તો તે બારીઓમાં જઈને અટકી જાય છે, અને જો તે આગળ જ ન વધે તો વિમાનમાં લૉડ કેવી રીતે થશે.

વિમાનમાં પણ દરેક સામાન અલગ-અલગ લૉડ કરવામાં નથી આવતો, બલ્કે પહેલાં તેને નાના ડબ્બાઓમાં પૅક કરવામાં આવે છે. પછી આ નાના કન્ટેનરોને એક જીપ કે ટ્રક દ્વારા ખેંચીને વિમાન સુધી લઈ જવામાં આવે છે. પછી વિમાનમાં લૉડ કરવામાં આવે છે. આ મોટા સામાન કે સૂટકેસને આ નાના કન્ટેનરોમાં ભરવામાં પણ ખૂબ વાર લાગે છે. તેથી વિમાનવાળા મોટો સામાન મુસાફરોની સાથે લઈ જવા દેતા નથી.

તમે તમારી દરેક બેગ અને સૂટકેસ પર પોતાનો કવર નંબર અને ઘરનું પૂરું સરનામું અને રવાનગી જ્યાંથી થવાની છે તે કેન્દ્ર (Embarkation Point) લખવાનું ન ભૂલો, તે પણ પરમેનન્ટ માર્કર પેનથી કે સરનામું તદ્દન ભૂસાઈ ન જાય, જેથી અલ્લાહ ન કરે, જો તમારો સામાન ખોવાઈ જાય તો પણ કવર નંબર અને સરનામાથી તમને પાછો મળી જાય.

દૂરથી ઍરપોર્ટ પર પોતાના સામાનને ઓળખવા માટે રિબ્બન, રિંગ કે નિશાની પણ જરૂર લગાવી દો. આનાથી સામાન શોધવામાં સરળતા રહેશે, કેમ કે દૂરથી તો બધી સૂટકેસ એક જેવી જ લાગે છે.

બીજી મહત્ત્વની વાત એ યાદ રાખો કે તમારા લગેજ પર બીજાના લગેજનો 500 કિ.ગ્રા.થી વધારે બોજ પડી શકે છે. તેથી તમારી સૂટકેસ કે બેગમાં એવો કોઈ સામાન ન મૂકો, જેના તૂટવાથી તમારો અને બીજાનો સામાન ખરાબ થાય.

મક્કા અને મદીના શરીફના રોકાણ અને મિનાના તંબુઓમાં મહિલાઓ પરદાના કારણે અલગ રહી શકે છે. તેથી તમે તમારી રોજિંદી વપરાશની ચીજ-વસ્તુઓ મહિલાઓના સામાનથી અલગ રાખો, નહિં તો બંનેને ખૂબ પરેશાની થશે અને નાની-નાની વસ્તુઓ માટે એક-બીજાને બોલાવવા પડશે.

તમે સૂટકેસ એવી ખરીદો જે મજબૂત તાળાવાળી હોય, જેથી તમે તમારા પૈસા અને બીજી કીમતી વસ્તુઓ સૂટકેસમાં મૂકીને નિશ્ચિંત થઈને હરમ શરીફમાં જઈ શકો.

## ૧૦. સારું સ્વાસ્થ્ય :

સૌથી જરૂરી બાબત, જે તમને તમારી સાથે લઈ જવાની છે, તે છે સારું સ્વાસ્થ્ય; કેમ કે મક્કામાં રોકાણ અને હજ્જ દરમ્યાન તમારામાં જેટલી વધારે શક્તિ હશે, તમે એટલી જ વધારે ઇબાદત કરી શકશો. તવાફ અને સઈ અને રહેઠાણથી હરમ શરીફ સુધી તમારે જેટલું ચાલવાનું છે અને તેમાં જેટલો સમય જોઈએ છે, તેનો એક અંદાજ હું અહીં આપી રહ્યો છું. આનાથી તમે અનુમાન કરી શકો છો કે દરરોજ ઓછામાં ઓછું તમારે સતત કેટલું ચાલવાનું થશે.

**તવાફ :**

કા'બાની ફરતે સાત ચક્કર કે ફેરો લગાવવાથી એક તવાફ થાય છે. ચક્કર કે ફેરાને અરબી ભાષામાં شوط (Cycle, Round, પ્રદક્ષિણા) કહે છે.

સવારે ૯ થી ૧૦ વાગે, બપોરે ૧:૩૦ થી ૨:૩૦ વાગે અને રાત્રે ૧૨ થી ૩ વાગે, જ્યારે ભીડ ઓછી હોય છે, કા'બાશરીફથી ૫૦ ફૂટના અંતરે એક ચક્કરમાં ૩ મિનિટ અને ૧૦૦ ફૂટના અંતરેથી એક ચક્કરમાં ૬ મિનિટ થાય છે. તેથી સાત ચક્કર માટે ઓછી ભીડ હોય ત્યારે ઓછામાં ઓછી ૨૦ થી ૪૨ મિનિટની વચ્ચે સમય લાગશે. ભીડના સમયે સાત ચક્કર એટલે કે એક તવાફમાં એક કલાકથી વધારે સમય પણ લાગી શકે છે.

વધારે ભીડ હોય ત્યારે 'મતાફ'માં તવાફ કરવું મુશ્કેલ હોય છે, તેથી પહેલા માળે કે છત ઉપર તવાફ કરવા પડે છે. ત્યાં એક ચક્કરમાં ૧૩ થી ૧૫ મિનિટ લાગે છે. તે રીતે સાત ચક્કર માટે ૯૧ થી ૧૦૫ મિનિટ વચ્ચે સમય લાગશે, ત્યારે એક તવાફ થાય છે.

**સઈ :**

સફા અને મરવા દરમ્યાન ૩૯૫ મીટરનું અંતર છે. સફા અને મરવા પહાડો દરમ્યાન ચાલવાને સઈ કહે છે. સઈમાં સફા અને મરવા દરમ્યાન સાત ચક્કર લગાવવા પડે છે. પ્રથમ ચક્કર સફાથી શરૂ થાય છે અને સાતમો ચક્કર મરવા પર પૂરો થાય છે. એક ચક્કરમાં ઓછી ભીડ હોય ત્યારે ૪ થી ૫ મિનિટ થાય છે. તેથી સાત ચક્કરમાં લગભગ ૩૦ મિનિટનો સમય લાગે છે. ભીડના સમયે એક કલાક પણ લાગી શકે છે.

**રહેઠાણથી હરમશરીફ સુધી આવવા-જવાનો સમય :**

સામાન્ય રીતે હાજીઓનું રહેઠાણ હરમથી ૫ થી ૧૫ મિનિટના

અંતરે હોય છે. પરંતુ ૪ ઝીલહજ્જ થી ૧૫ ઝીલહજ્જ સુધી લોકોની જબરજસ્ત ભીડ હોય છે. આ ગાળા દરમ્યાન આ ૫ થી ૧૫ મિનિટનો રસ્તો કાપવામાં ૧૫ થી ૩૦ મિનિટનો સમય પણ લાગી જાય છે.

**નમાઝનો ઈંતેજાર :**

૪ ઝીલહજ્જ સુધી ૩૦ થી ૩૫ લાખ લોકો મક્કા શરીફ પહોંચી ચૂક્યા હોય છે, તેથી હરમમાં પણ જબરજસ્ત ભીડ હોય છે. જો નમાઝથી ૩૦ થી ૪૫ મિનિટ પહેલા તમે હરમમાં ન પહોંચો તો બધી જગ્યાએ ભીડ થઈ ગઈ હોય છે. તેથી દરેક નમાઝથી એક કલાક પહેલા તમારે તમારા રૂમથી નમાઝ માટે નીકળી જવું જોઈએ.

હરમ શરીફથી રૂમ સુધી આવવા-જવામાં પણ સારો એવો સમય લાગે છે. તેથી લોકો તહજ્જુદ માટે આવે છે અને ફજ્રની નમાઝ પઢીને જાય છે. એ જ રીતે મગરિબની નમાઝ માટે આવે છે અને ઈશાની નમાઝ પઢીને જાય છે. ઘણાં લોકો ઝુહરની નમાઝથી ઈશાની નમાઝ સુધી હરમમાં જ રહે છે, અને નમાઝ, તિલાવત અને તસ્બીહમાં વ્યસ્ત રહે છે, અને ઈશાની નમાઝ પઢીને જાય છે.

કેવળ હરમ શરીફમાં જ એક નમાઝનો સવાબ (પુણ્ય) એક લાખ ગણો છે. હરમ શરીફને છોડીને આજુબાજુની કોઈ અન્ય નાની-મોટી મસ્જિદને આ ફઝીલત (દરજ્જો) પ્રાપ્ત નથી.

જે લોકો મક્કાના રહેવાસી છે, તેમના માટે હરમ શરીફની નફ્લ નમાઝ, નફ્લ તવાફથી અફઝલ (શ્રેષ્ઠ) છે. પરંતુ જે લોકો બીજા શહેરોથી આવે છે, તેમના માટે નફ્લ તવાફ, નફ્લ નમાઝ અને અન્ય ઈબાદતોથી વધારે અફઝલ છે. તેથી દરેક હાજીએ પાંચ વખતની નમાઝ હરમ શરીફમાં પઢવી જોઈએ અને વધારેમાં વધારે તવાફ કરવા જોઈએ.

ઉપર દર્શાવેલ હિસાબથી તમે પોતે અનુમાન કરી શકો છો કે એક દિવસમાં તમને કેટલો સમય ચાલવાનું અને હરમ શરીફમાં બેસીને ઈંતેજાર કરવાનો છે.

હુઝૂર ﷺ નો ઈરશાદ છે કે ''મજબૂત મોમિન કમજોર મોમિનથી વધારે સારો છે.'' (ઈબ્ને માજહ, મુસ્લિમ) કેમ કે મજબૂત મોમિન દીનના એ કામો કરી શકે છે, જે કમજોર મોમિન નથી કરી શકતો.

હુઝૂર ﷺ ના ઈરશાદ મુજબ જે લોકો ફક્ત જિહાદ માટે ઘોડાઓ પાળે છે, તેમને ઘોડાઓના ખાવા-પીવા અને ચાલવા, અર્થાત્ તેના માટે કરવામાં આવતા દરેક કાર્ય પર પણ સવાબ (પુણ્ય) મળે છે. (બુખારી શરીફ)

આપણે-સૌ, જો પોતાનું સ્વાસ્થ્ય આ હેતુસર વધારે સારું બનાવવાનો પ્રયાસ કરીએ, તો ઈન્શાઅલ્લાહ, સારા સ્વાસ્થ્યથી ઈસ્લામ અને મુસલમાનોના કલ્યાણ અને ઉન્નતિ માટે કામ કરી શકીશું. આનાથી પોતાના સ્વાસ્થ્યને સારું બનાવવાના પ્રયાસનો પણ આપણને સવાબ મળશે.

ડૉક્ટરોનું કહેવું છે કે દરેક વ્યક્તિએ દિવસમાં ઓછામાં ઓછું ૨૦ મિનિટ સુધી ઝડપથી ચાલવું જોઈએ. આનાથી હૃદયરોગ, ડાયાબીટિસ અને બીજા ઘણાં રોગો નથી થતા, અથવા તે કાબૂમાં રહે છે.

તેથી હજ્જ માટે જે સૌપ્રથમ તૈયારી તમારે કરવાની છે, તે એ છે કે સવારે અને સાંજે ઓછામાં ઓછું ૩૦ મિનિટ ચાલો અને પોતાના સ્વાસ્થ્યને વધારે સારું બનાવવાનો પ્રયાસ કરો.

હરમ શરીફ પહોંચીને પણ પોતાના સ્વાસ્થ્યનું ધ્યાન રાખો, હજમ થાય એવો ખોરાક ખાવ, ફળોનો વધારે ઉપયોગ કરો, હંમેશા ઝમઝમનું પાણી પીઓ, ગરમીના દિવસોમાં જ્યારે પાણીથી તરસ ન છિપાય તો ઠંડા પાણી અને શરબતના બદલે સુલૈમાની ચા અથવા કાવા (દૂધ વગરની કાળી ચા)નો ઉપયોગ કરો. સવારે ચાર વાગ્યાથી પહેલાં ઉઠો, જેથી શાંતિથી જરૂરતોથી ફારેગ થઈને તમે તહજ્જુદ પઢી શકો.

## ૧૧. સૌથી મહત્ત્વનું ભાથું :

અલ્લાહત્આલા ફરમાવે છે :

وَتَزَوَّدُوا فَإِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى وَاتَّقُوْنِ يٰاُولِي الْاَلْبَابِ

''હજ્જની મુસાફરી માટે ભાથું સાથે લઈ જાઓ, અને સૌથી સારું ભાથું પરહેઝગારી (ઈશભય,સંયમ) છે. પછી હે બુદ્ધિશાળીઓ! મારી અવજ્ઞાથી બચો.'' (સૂરઃ બકરહ : ૧૯૭)

હઝરત આદમ અલૈ.ના પુત્ર કાબીલની કુરબાની એટલા માટે કબૂલ ન થઈ, કેમ કે તેનામાં તકવાની ભાવના નહોતી.

અલ્લાહત્આલા ફરમાવે છે :

اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ

''અલ્લાહ તો પોતાના ડરવાવાળા (સંયમી) લોકોના જ અર્પણનો સ્વીકાર કરે છે.'' (સૂરઃ માઈદા : ૨૭)

રસૂલુલ્લાહ ﷺ એ હજ્જતુલ-વિદાઅ પ્રસંગે ફરમાવ્યું :

**التقوىٰ هٰهُنا و يشير الى صدره ثلاث مرات.** (મુસ્લિમ)

''તકવા અહીં હોય છે. આપ ﷺ એ ત્રણ વખત પોતાની છાતી મુબારક તરફ ઈશારો કરીને ફરમાવ્યું.''

તેથી હજ્જના સફર પર જતાં પહેલાં બધી તૈયારીઓની સાથે પોતાના દિલની કેફિયતની પણ સુધારણા કરો. હાજી કહેવડાવવાની ઈચ્છા, દેખાડો અને આડંબર, હરવું-ફરવું અને સૈરસપાટાની નિયત, ભારે ખરીદીની તૈયારી વગેરેનો ઈરાદો પણ હજ્જની નિયતની સાથે હોય, તો તૌબા અને ઈસ્તગફાર કરો અને માત્ર અલ્લાહની ખુશી માટે હજ્જના સફરની તૈયારી કરો.

**પ્રતિબંધિત વસ્તુઓ :**

(આ વસ્તુઓ/સામાન સાઉદી અરબમાં લઈ જવાની મનાઈ છે.)

૧. હથિયાર કે તેના ભાગો અથવા સૈનિક ઉપયોગની વસ્તુઓ.

૨. તમામ પ્રકારની ધડાકો કરનારી વસ્તુઓ અથવા દારૂગોળો.

૩. ખાવાનું તેલ, પેટ્રોલ અને તમામ પ્રકારનું પ્રવાહી અને સ્ટવ વગેરે.

૪. સળગી જાય તેવી વસ્તુઓ, ચમક પેદા કરે તેવી ગેઈમ, દિવાસળી, ગેઈમ-રૉકેટ વગેરે.

૫. નશો કરે તેવાં પીણાં/વસ્તુઓ/દવાઓ, જેનાથી ઘેન ચઢે/ઊંઘ આવે તેવી વસ્તુઓ; અફીણ, ચરસ-ગાંજા, મૉરફીન, કોકેઈન અથવા આ પ્રકારના પદાર્થોથી બનેલ હોય કે તેમાં આવા પદાર્થોનો કોઈ ભાગ/પ્રમાણ સામેલ હોય.

૬. એવી વસ્તુઓ, જેમાં ઝેરી પદાર્થ કે એ પ્રકારની દવાઓ સામેલ હોય, જ્યાં સુધી સ્વાસ્થ્ય મંત્રાલયની પરવાનગી મળી ન જાય.

૭. તમામ પ્રકારની દવાઓ, સિવાય એ દવા/ઓની જેની સ્વાસ્થ્ય મંત્રાલયની પરવાનગી મળેલ હોય.

૮. તમામ પ્રિન્ટેડ સામાન, જે નૈતિકતા અને ઇસ્લામી મૂલ્યોના વિરુદ્ધ હોય.

૯. નગ્ન ચિત્રો/ફોટાઓ અથવા આ જ પ્રકારની અન્ય વસ્તુઓ, જે ખ્રિસ્તીઓના ક્રોસના સ્વરૂપે હોય.

૧૦. મોટી સાઈઝના ચિત્રો/ફોટાઓ, જે વેચવાના આશયથી તમે લઈ જવા માગતા હોવ.

૧૧. ફિલ્મો, સિવાય એવી સામાજિક ફિલ્મોના ટેપ, જે માહિતી અને પ્રસારણ મંત્રાલયે મંજૂર કરેલ હોય.

૧૨. વાયરલેસ અને તેના ભાગો, જ્યાં સુધી કે તે સરકારના ઉપયોગ માટે લઈ જવામાં આવે અને ઇન્ફોર્મેશન મંત્રાલયની મંજૂરી પ્રાપ્ત કરી લીધી હોય.

૧૩. રમકડાંની બંદૂક, જે બાળકો માટે હોય.

૧૪. બાળકો માટેની શૂટિંગ કરવાની તમામ પ્રકારની બંદૂકો, જ્યાં સુધી ગૃહ મંત્રાલયની મંજૂરી લેવામાં ન આવી હોય.

૧૫. ચાકૂ, ખંજર અને હથિયાર વગેરે.

૧૬. એવાં તમામ પુસ્તકો, પેમ્ફલેટ્સ અથવા અન્ય વસ્તુઓ, જેમાં સામ્યવાદનો પ્રચાર કરવામાં આવ્યો હોય અથવા સાઉદી સરકારની નીતિના વિરુદ્ધ હોય અથવા ઇસ્લામ વિરુદ્ધ સાહિત્ય.

૧૭. માછલીઓ પકડવા માટેના વિશેષ કાંટાઓ, જે જહાજ ચલાવવાના વ્યવસાય કે માનવ-જીવન માટે હાનિકારક હોય.

૧૮. એવો તમામ સામાન, જેના ઉપર ઇઝરાઈલનો તારો કે તેનું કોઈ નિશાન હોય.

૧૯. બાળકોની મિઠાઈઓ, જે સિગારેટના સ્વરૂપમાં હોય અથવા એ જ પ્રકારની અન્ય વસ્તુઓ, જે સિગારેટના પ્રચાર માટેની હોય.

૨૦. તેલ અને તેલથી બનાવેલ તમામ વસ્તુઓ, જે સામાન્ય સ્વાસ્થ્ય માટે હાનિકારક હોય.

૨૧. કાળા રંગની તસ્બીહના મોતી, જે પ્લાસ્ટિક, કાચ અથવા એ જ પ્રકારની બીજી વસ્તુઓથી બનેલ હોય.

૨૨. વીડિયો અને ઓડીયો કેસેટ્સ.

નીચે દર્શાવેલ વસ્તુઓ દરેક વિમાની સફરમાં હૅન્ડબેગમાં લઈ જવાની મનાઈ છે.

૧. કાતર, નેઈલ-કટર, બ્લેડ, છરી, ચાકૂ અને આ પ્રકારનો સામાન, જેનાથી કોઈ વ્યક્તિને ઈજા પહોંચાડી શકાય.

૨. આજકાલ બોંબ બનાવવાના કેમિકલ તરલ પદાર્થ કે પ્લાસ્ટિકની જેમ હોય છે. તેથી હવે વિમાનની અંદર પાણીની બોટલ, અને તમામ પ્રવાહી પદાર્થો લઈ જવાની મનાઈ છે.

૩. એવા તમામ રમકડાંની પણ મનાઈ છે, જેનાથી કોઈને ડરાવી-ધમકાવીને વિમાનનું અપહરણ કરી શકાય છે, જેમ કે પ્લાસ્ટિકની બંદૂક વગેરે.

૪. ઍરપોર્ટ પર તપાસ દરમ્યાન જો કોઈ ડ્રગ કે નશીલી વસ્તુ તમારા સામાનમાં મળી જાય તો સાઉદી સરકારમાં તેની સજા સામાન્ય રીતે મૃત્યુ-દંડ છે.

૫. વાળ કાપવાની કાતર, શાકભાજી કાપવાની છરી, નખ કાપવાનું સાધન કે બાળકોના રમકડાં વગેરે તમે ચૅક-ઇન-લગેજવાળાં સૂટકેસમાં મૂકી શકો છો, જે વિમાનના નીચેના ભાગમાં લૉડ થશે. આ વસ્તુઓ વિમાનની અંદર લઈ જવાની મનાઈ છે. તેની સાથે સફર કરવાની મનાઈ નથી.

૬. વાળ કાપવાની કાતર, શેવિંગ-બ્લેડ, નખ કાપવાનું સાધન, શાકભાજી કાપવાની છરી આ બધાની જરૂર તમને હરમના રોકાણ વખતે તથા ઉમરા પછી અને હજ્જ કરતાં પહેલાં પડશે. તેથી તેને ચૅક-ઇન-લગેજ (મોટાં સૂટકેસ)માં મૂકી દો અને પોતાની જગ્યાએ પહોંચીને કાઢી લો અને ઉપયોગ કરો.

## અલ્લાહ પર ભરોસો

હઝરત અનસ રદિ.ની રિવાયત છે કે એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺ ની સેવામાં હાજર થઈને કહ્યું : 'હે અલ્લાહના રસૂલ ﷺ ! હું ઊંટને બાંધીને અલ્લાહ પર ભરોસો કરું કે તેને છુટો મૂકીને ?' આપ ﷺ એ ફરમાવ્યું : 'તેને બાંધી દો અને પછી અલ્લાહ પર ભરોસો કરો.' (તિરમિઝી, ભા-૨, પૃ.૭૪)

# હજ્જ દરમ્યાન રસ્તો ભૂલવા અને ખોવાઈ જવાનો પ્રશ્ન

## મક્કા-મુકર્રમામાં ખોવાઈ જવાનો પ્રશ્ન

હરમ શરીફની મસ્જિદમાં ૯૨ દરવાજાઓ છે, જેના પર નંબર લખેલાં હોય છે. અમુક દરવાજાઓ પર નંબર નથી. તેને પણ ગણવામાં આવે તો એકસોથી વધારે દરવાજાઓ છે. નવા માણસને બધા દરવાજાઓ એક જેવા લાગે છે. તેથી જ્યારે પહેલી વાર તમે હરમ શરીફ જાઓ, તો જે દરવાજાથી દાખલ થાઓ તેનો નંબર નોંધી લો, અને એ જ દરવાજાથી બહાર નીકળો.

જ્યારે તમે હરમના અંદર 'મતાફ' (સહન, આંગણુ, તવાફ કરવાની ગોળ જગ્યા)માં હશો તો પણ ચારે તરફ બધા દરવાજાઓ તમને એક જેવા લાગશે. ઓળખ માટે સરકારે પાંચ મુખ્ય દરવાજાઓ પર પાંચ અલગ-અલગ રંગના મહેરાબો (Arches) બનાવેલ છે. જ્યારે તમે હરમમાં દાખલ થાઓ તો આ રંગોને સારી રીતે ઓળખી લો અને એ જ બાજુના દરવાજાથી બહાર નીકળો. દરવાજાઓના મહેરાબો અને તેમના રંગો આ પ્રમાણે છે :

| દરવાજાનું નામ | મહેરાબનો રંગ | દિશા |
|---|---|---|
| ૧. બાબે અબ્દુલ અઝીઝ | લીલો | આ દરવાજા નં. ૧ છે અને મસ્ફલા વિસ્તારની તરફ છે. |
| ૨. બાબે સફા | સફેદ | આ હજૂરે-અસ્વદની સામે સફા પહાડની તરફ છે, જ્યાંથી સઈ શરૂ કરવામાં આવે છે. |
| ૩. બાબે ફત્હ | વાદળી | આ મરવા પહાડની તરફ છે. |
| ૪. બાબે ઉમરા | સિલેટિયા-ગ્રે | આ દરવાજો નં. ૬૨ છે. આ જ દરવાજાની પાસે ખોવાઈ ગયેલ વ્યક્તિઓ માટેની ઓફિસ છે. |
| ૫. બાબે ફહદ | પીળો | આ દરવાજો નં. ૯૨ છે. બાદશાહ ફહદે હરમના એક ભાગને ખૂબ વિશાળ બનાવ્યો છે, જેમાં ૮૦ હજાર લોકો નમાઝ પઢી શકે છે. આ મહેરાબ એ તરફ જ છે. |

ગૅટ નં. ૬૨ ના બહાર ખોવાઈ ગયેલ વ્યક્તિઓ અને સામાનની ઓફિસ છે. જો તમે ગૅટ ભૂલી જાઓ અને એકલા ઘર જવાની હિંમત કે વિશ્વાસ ન હોય તો ગૅટ નં. ૬૨ ની ઓફિસમાં પહોંચી જાઓ. તેઓ ગાઈડ દ્વારા તમને તમારા ઘર કે મુઅલ્લિમની ઓફિસ સુધી પહોંચાડી દેશે.

## જિદ્દાહ ઍરપોર્ટ પર ખોવાઈ જવાનો પ્રશ્ન

જિદ્દાહ ઍરપોર્ટ ખૂબ જ વિશાળ અને મોટું છે, અને આ ઍરપોર્ટ પર તમને લાંબા સમય સુધી રોકાવાનું છે અને આશરે ત્રણસો ફૂટ બસ-ડેપો સુધી ચાલવાનું છે. આ ઍરપાર્ટના પ્રત્યેક થાંભલા પર નંબર લખેલાં છે. બસ-ડેપો સુધી તો ગાઈડ તમને રસ્તો બતાવી દેશે, પણ તમારી બીજી કોઈ જરૂરત માટે તમે જો દૂર જાઓ છો, તો તમારો સામાન જે થાંભલા પાસે હોય તેનો નંબર જરૂરથી નોંધી લો.

## મિનામાં રસ્તો ભૂલવાનો પ્રશ્ન

મિનામાં મોટાભાગે દરેક વ્યક્તિ એક વાર તો રસ્તો ભૂલે છે. તેથી જો તમે મિનાની ભૂગોળ સમજી લો તો ઇન્શાઅલ્લાહ, રસ્તો નહીં ભૂલો. મિના બે પહાડોની વચ્ચે એક ખીણનું નામ છે. આ ખીણમાં મક્કા બાજુથી દાખલ થતાં તરત જ **જમરાત**, અર્થાત શૈતાનને પથ્થર મારવાનું સ્થળ આવે છે, ત્યારબાદ તંબુઓનો સિલસિલો છે. ખીણની બીજી તરફથી બહાર નીકળો તો અડધા કિ.મી.ના અંતરે **મુઝદલ્ફા** છે, તે પછી આગળ જાઓ તો છ કિ.મી.ના અંતરે **અરફાત** છે.

મિના લંબાઈમાં વસેલું છે, તેની પહોળાઈ ઓછી છે. રસ્તો અને તંબુ ન ભૂલવા માટે સૌપ્રથમ તો તમે **જમરાત**ની જગ્યાને ઓળખી લો, પછી મિનાના ઉપર પહોળી દિશામાં **ત્રણ પુલ** છે. આના નામો યાદ કરી લો. જમરાતથી નજીક પહેલા પુલનું નામ છે **કિંગ ખાલિદ બ્રીજ**, બીજા પુલનું નામ છે **કિંગ અબ્દુલ અઝીઝ બ્રીજ** અને ત્રીજો પુલ મિનાથી બહાર મુઝદલ્ફાની સરહદ પર છે, તેનું નામ **કિંગ ફૈસલ બ્રીજ**. મોટાભાગે ભારતીય તંબુઓ પહેલા અને બીજા પુલની આસપાસ જ હોય છે. ત્રીજી અને સૌથી મહત્ત્વની નિશાની અને તમારા તંબુનું સરનામું મિનામાં લાગેલ **થાંભલા** કે **સ્તંભ** છે, જેના પર **નંબર** લખેલ હોય છે. જો તમે ફક્ત આ થાંભલાઓ પર લખેલ નંબર પણ નોંધી લો, તો કોઈપણ વ્યક્તિ તમને આ નંબરોની મદદથી તમારા તંબુ સુધી પહોંચાડી દેશે.

## સાવધાની અને ઉપાય

- મક્કા-મુકર્રમા અને મદીના-મુનવ્વરા પહોંચતાં જ હોટલના કાઉન્ટરથી તેમનું આઇ-કાર્ડ (ઓળખ-કાર્ડ) માગી લો અને તેને હંમેશા પોતાની સાથે/પાસે રાખો.
- સાવધાની ખાતર એક નાની ડાયરી અને પેન ખિસ્સામાં રાખી લો અને તેમાં નીચે દર્શાવેલ વાતો નોંધતા રહો :

– પોતાના રોકાણ-સ્થળની દિશામાં હરમ શરીફના દરવાજાનો નંબર.

– પોતાના રોકાણ-સ્થળની પાસે આવેલ મશહૂર હોટલ કે દુકાનોના નામ.

– મિનામાં પોતાના તંબુ પાસેના થાંભલાનો નંબર.

– પોતાનો દૈનિક ખર્ચ.

આનાથી તમને પોતાનું ઠેકાણું શોધવામાં સરળતા રહેશે અને ખર્ચ-બજેટના અંદર રહેશે.

● તવાફ કરતી વખતે જો બે વ્યક્તિઓ પણ સાથે હોય, તો જુદા પડી જાય છે. તેથી એક-બીજાનો હાથ મજબૂતીથી પકડવાને બદલે હરમ-શરીફમાં દાખલ થાઓ ત્યારે જ નક્કી કરી લો કે ઇબાદત સમાપ્ત કર્યા પછી ક્યાં અને ક્યારે મળશો. દરેક વ્યક્તિ હરમ-શરીફમાં દાખલ થાય ત્યારે બહારથી દરવાજાનો નંબર નોંધી લે અને 'મતાફ' કે ખાનએ કા'બાના સહન (આંગણું)ની તરફથી જે મહેરાબ તે દરવાજાની તરફ હોય તેનો રંગ પણ નોંધી લે (દરવાજાનું નામ અને નંબર બંને તરફ લખેલ હોય છે, પણ સરળતા ખાતર મતાફની તરફથી પાંચ મુખ્ય દરવાજાઓની મહેરાબો પણ જુદા-જુદા રંગની છે, તેનાથી ભૂલ પડવાની શક્યતા રહે છે.) પછી જો તવાફ કરતાં-કરતાં સંગાથ છૂટી જાય, તો સાથીને શોધવાને બદલે ઇબાદત ચાલુ રાખો અને અગાઉથી નક્કી કરેલ જગ્યા અને સમય પર હરમ-શરીફના દરવાજા પર મળો.

● મિના અને અરફાતમાં પણ ભીડમાં સંગાથ છૂટી જવાનો ભય રહે છે. ત્યાં તો તમે અગાઉથી જગ્યા પણ નક્કી નથી કરી શકતા. તેથી ત્યાં લોકો નીચે મુજબના ઉપાયો કરે છે :

૧) એક ગ્રુપનો દરેક વ્યક્તિ એક જેવી કોઈ નિશાની પોતાના કપડાં અથવા ઓઢણાં/દુપટ્ટા પર લગાવી રાખે છે; જેમ કે લાલ રિબ્બન અથવા કપડાનું ફૂલ વગેરે. આનાથી એક-બીજાને ઓળખવામાં આસાની રહે છે.

૨) એક ગ્રુપમાં કોઈ એક વ્યક્તિના હાથમાં કોઈ નિશાનીવાળી વસ્તુ હોય છે, જે તે ઊંચી કરી રાખે છે, જેમ કે ઝંડો, છત્રી, લાકડી વગેરે. ગ્રુપના બાકી સભ્યો એ નિશાનીને જોઈને તે ગ્રુપના નેતાના પાછળ-પાછળ ચાલતા રહે છે અને ખોવાઈ જાય તો દૂરથી જ ઓળખીને આવીને ગ્રુપમાં મળી જાય છે.

આ બંને રીતોનો તવાફ કરતી વખતે પણ ઉપયોગ કરી શકાય છે.

૩) ત્રીજી રીત મોબાઈલનો ઉપયોગ છે. પરંતુ તેનો ઉપયોગ ત્યારે કરો, જ્યારે કોઈ બીજો ઉપાય ન હોય. મતાફ અને હરમ-શરીફની અંદર મોબાઈલ બંધ જ રાખો અને હરમ-શરીફથી બહાર નીકળીને ઉપયોગ કરો. મસ્જિદની અંદર દુનિયાદારીની વાતો કરનારાઓ પર ફરિશ્તાઓ લા'નત (ધિક્કાર, ફિટકાર) કરે છે, અને મસ્જિદે-હરમમાં કરેલ એક ગુનો પણ એક લાખ ગુના બરાબર હોય છે.

## ગૂમ થઈ ગયેલ હાજી અને સામાન

● જો તમારો કોઈ સાથી ખોવાઈ જાય તો ભારતીય હજ્જ મિશનની બ્રાંચ ઑફિસને તરત જ જાણ કરો, અને જો તમારો કોઈ સામાન ખોવાઈ જાય તો પણ પહેલાં પોતાની બ્રાંચ ઑફિસ A.H.O. ને જાણ કરો, અને પછી તેમની સલાહથી સાઉદી સરકારના ગૂમ થઈ ગયેલ સામાનની બ્રાંચ ઑફિસમાં જાણ કરો.

## પૈસા ખોવાઈ જવા કે ચોરાઈ જવા

● જો તમારી રકમ ખોવાઈ જાય અથવા ચોરી થઈ જાય, તો આ સ્થિતિમાં **શુઐબ આમિર વિસ્તાર**માં સ્થિત **ભારતીય હજ્જ મિશન**ના મુખ્ય કાર્યાલયમાં વેલ્ફેર ડેસ્ક પર બેસેલ અધિકારીને મળો. તમને હંગામી મદદ ભારતીય હાજી કલ્યાણ ફોરમ (Indian Pilgrims Welfare Forum) તરફથી આપવામાં આવશે.

## પોતાના સાથી હાજીનું મૃત્યુ થઈ જાય તો

● જો તમારા કોઈ સાથીનું મૃત્યુ થઈ જાય તો મુઅલ્લિમની ઓફિસ અને પોતાની બ્રાંચ ઓફિસને જાણ કરો. યાદ રાખો કે મર્હુમના રહેઠાણથી કબ્રસ્તાન લઈ જવા અને તદફીનની બધી જવાબદારી મુઅલ્લિમના શિરે હોય છે. 'શુઐબ આમિર'માં સ્થિત ભારતીય હજ્જ મિશનનું મુખ્ય કાર્યાલય 'સંપર્ક ડેસ્ક' (Public Relation Desk) આ સંબંધે 'નો ઓબ્જેક્શન સર્ટિફિકેટ' (N.O.C.) આપશે.

## મેડિકલ ઇમરજન્સી સહાય

● ઇમરજન્સીની સ્થિતિમાં ભારતીય હજ્જ મિશનની બ્રાંચના દવાખાનેથી કે હૉસ્પિટલથી દવાઓ મેળવી શકાય છે. સ્થિતિ વધારે ગંભીર હોય તો ડૉક્ટરને પોતાની બિલ્ડિંગમાં પણ બોલાવી શકાય છે.

## મિનામાં કોઈ સમસ્યા આવી પડે તો

● પોતાના તંબુથી સંબંધિત મુઅલ્લિમનો સંપર્ક કરો. મિનામાં સ્થિત ભારતીય હજ્જ મિશનની કેમ્પ ઓફિસથી પણ સંપર્ક કરી શકાય છે.

## ચાલીસ હદીસ યાદ કરવાની ફઝીલત

હઝરત અબૂ દરદા રદિ. ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ ને પૂછવામાં આવ્યું કે : ઇલ્મનું એ કેટલું પ્રમાણ અને હદ છે, જેના સુધી પહોંચવાથી માણસ 'ફકીહા' અર્થાત્ આલિમ (ઇસ્લામી વિદ્વાન) બની જાય છે ? (અને આખિરતમાં આલિમોના સમૂહમાં હોવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી લે છે ?) તો રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : જે વ્યક્તિ મારી ઉમ્મતના ફાયદા માટે દીની બાબતોથી સંબંધિત ચાલીસ (૪૦) હદીસો યાદ કરશે, અલ્લાહત્આલા (આખિરતમાં) તેને ફકીહા બનાવીને ઉઠાવશે, અને હું તેના માટે કયામતના દિવસે શફાઅત (ભલામણ) કરવાવાળો તથા નેકી અને ભલાઈ માટે સાક્ષી આપવાવાળો હોઈશ.'' (બયહકી)

આ પુસ્તકમાં ચાલીસથી વધારે હદીસો છે. હજ્જ અંગેની માહિતીની સાથે જો તમે હદીસો પણ ધ્યાનથી વાંચશો અને યાદ કરી લેશો, તો ઇન્શાઅલ્લાહ કયામતમાં તમારો સમાવેશ આલિમોમાં થશે.

# હજ્જના ખાસ દિવસોમાં સવારી (વાહન)ની સમસ્યા

### ૧. ઉપકારનો બદલો

તમારા ઘરમાં જો દસ લોકો રહેતા હોય અને વીસ મહેમાનો બહારથી આવી જાય અને તમે ખુશીથી તેમની સેવા કરો, તો મહેમાનોની શું ફરજ બને છે ? મહેમાનોએ તમારા ઉપકારનો બદલો એવા જ ઉપકારથી ચૂકવવો જોઈએ. هَلْ جَزَآءُ الْإِحْسَانِ إِلَّا الْإِحْسَانُ (સૂરઃ રહમાન : ૬૦)

ત્રીસથી ચાળીસ લાખ લોકો હજ્જના દિવસો અને રમઝાનુલ મુબારકમાં મક્કા શહેર પહોંચે છે, જે મક્કા શહેરની વસ્તીથી અનેકગણી વધારે સંખ્યા છે. શહેરના લોકો અને સરકાર દરેક પ્રકારે હાજીઓની સેવા કરે છે. તેથી હાજીઓએ તેમની રોજીમાં બરકત અને ખુશહાલીની દુઆ કરવી જોઈએ (મક્કામાં દાખલ થતી વખતે અને બસમાં આ દુઆ તમે પઢો પણ છો), અને જો તેમને તેનાથી ફાયદો પહોંચે છે, તો તે ખુશીથી થવા દો, સંકુચિત ન બનો, ત્યાંના હોટલ, દુકાનો, બસ, ટેક્સી વગેરેની મોટી આવકનું માધ્યમ હજ્જ અને રમઝાનુલ મુબારક એ બે જ તકો છે. તેથી જો આ બે તકો વખતે તમને એવું અનુભવાય કે તેઓ વધારે કમાઈ રહ્યા છે, તો તેમનો અધિકાર છે, અને તમારે તેમની મદદ કરવી જોઈએ, અને વધારે પૈસા કોઈપણ પ્રકારની સંકુચિતતા વગર આપવા જોઈએ.

★ હઝરત બરીદ રદિ.નું કથન છે કે હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે હજ્જમાં ખર્ચ કરવું જિહાદમાં ખર્ચ કરવા બરાબર છે. (અહમદ)

★ એક હદીસમાં છે કે હઝરત આઇશા રદિ.થી રિવાયત છે, હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે તારા ઉમરાનો સવાબ (પુણ્ય) તારા ખર્ચની બરાબર છે, અર્થાત્ જેટલો વધારે તેના પર ખર્ચ કરવામાં આવશે, એટલો જ સવાબ મળશે. (અહમદ, તબરાની, બયહકી)

### ૨. વાહન કે ગાડીનો પ્રબંધ :

હજ્જ વખતે ત્રીસથી ચાળીસ લાખ લોકો એક જ સમયે એક તરફ સફર કરે છે. આટલા બધા લોકો માટે એક જ સમયે વાહનો અને ગાડીઓનો પ્રબંધ કરવો સંભવ જ નથી, તેથી મુઅલ્લિમની વ્યવસ્થા લોકોને ત્રણ ટ્રીપમાં બસ દ્વારા મંજિલ સુધી પહોંચાડવાની હોય છે. સડક પર લોકોનાં ટોળેટોળાં અને મોટરગાડીઓની ભીડના કારણે તેઓ મુશ્કેલીથી બે ટ્રીપ કરી શકે છે. છેલ્લી ટ્રીપના એક-તૃત્યાંશ લોકોએ કાં તો પોતાની મંજિલ સુધી પગપાળા અથવા પ્રાઈવેટ ટેક્સીમાં સફર કરવી પડે છે.

જે લોકો બસની પહેલી ટ્રીપમાં બેસે છે, તેઓ દુન્યવી રીતે ચુસ્ત, ચાલાક અને વાહનોની મુશ્કેલીઓથી વાકેફ હોય છે,જેઓ બધા લોકોથી પહેલાં પહોંચીને ધક્કામુક્કી કરીને બસમાં બેસી જાય છે.

જે લોકો ધીરજથી અને વધારે વાર રાહ જોઈને બીજી ટ્રીપમાં સફર કરે છે, તેઓ મોટાભાગે સીધાસાદા, વાહનોની તકલીફોથી અજાણ અને ભીડભાડથી દૂર ભાગવાવાળા લોકો હોય છે. છેલ્લી ટ્રીપ થતી જ નથી, કેમ કે ત્રીજી ટ્રીપ સુધી મંજિલ પર પહોંચવાનો સમય પૂરો થઈ ચૂક્યો હોય છે. તેથી તે લોકો, જેમણે હજ્જની તાલીમ પ્રાપ્ત કરી છે અને જેઓ સમસ્યાઓનું જ્ઞાન રાખે છે, તેઓ બસની રાહ જોયા વગર પગપાળા કે પ્રાઇવેટ ટેક્સી વગેરેથી ચાલી નીકળે છે અથવા મુઅલ્લિમની એ બસ જે મસ્નૂન સમયથી અગાઉ રાત્રે રવાના થાય છે, તેનાથી સફર કરી લે છે. જો તમને મિનાથી અરફાત જવું છે, તો પહેલી બસ ફજ્રની નમાઝ પછી તરત જ રવાના થઈ જાય છે, અને બીજી ટ્રીપ માટે લગભગ ૧૧ વાગ્યા સુધી પાછી ફરે છે. પછી હાજીઓને લઈને ૨ વાગ્યા સુધી અરફાત પહોંચે છે. ત્રીજી ટ્રીપ માટે જો પાછું આવવું હોય તો પછી અરફાત પહોંચતા-પહોંચતા સાંજ પડી જાય છે. તેથી ત્રીજી ટ્રીપ થઈ જ નથી શકતી. તેથી હવે મુઅલ્લિમ રાત્રે જ મસ્નૂન સમયથી પહેલાં હાજીઓને મક્કાથી મિના અને મિનાથી અરફાત લઈ જવાનું શરૂ કરી દે છે. આવી મજબૂરીની હાલતમાં રાતનો સફર કરવું જાયઝ છે.

### ૩. પગપાળા સફર કેટલો મુશ્કેલ છે ?

(૧) મક્કા શરીફથી મિના આશરે સાડા ચાર (૪.૫) કિ.મી. દૂર છે.

(૨) મિનાની લંબાઈ આશરે દોઢ (૧.૫) થી બે કિ.મી. છે.

(૩) મુઝદલ્ફા મિનાને તદ્દન લગોલગ આવેલ છે.

(૪) મિનાથી અરફાત સાડા છ (૬.૫) કિ.મી. છે.

(૫) સફા અને મરવાનું અંતર ૩૯૫ મીટર છે.

(૬) જ્યારે તમે ખાનએ કા'બાનો તવાફ મકામે-ઇબ્રાહીમના તદ્દન નજીકથી કરો છો, તો એક ચક્કરમાં તમે ૧૫૦ મીટરનો સફર કરો છો, અર્થાત્ સાત ચક્કરમાં એક કિલોમીટરથી થોડુંક વધારે ચાલો છો.

(૭) જ્યારે તમે ખાનએ કા'બાનો તવાફ કા'બાશરીફથી એકસો ફૂટના અંતરે, અર્થાત્ મતાફના છેલ્લા ભાગથી કરો છો, તો આશરે પોણા બે (૧.૭૫) કિ.મી.નું અંતર કાપો છો.

(૮) સફા અને મરવાનું અંતર ૩૯૫ મીટર છે, અર્થાત્ સાત ચક્કરમાં તમે આશરે પોણા ત્રણ (૨.૭૫) કિ.મી. ચાલો છો.

(૯) ઉમરામાં જો તમે ખાનએ કા'બાથી એકસો ફૂટના અંતરેથી તવાફ કરો છો અને સફા અને મરવાના સાત ચક્કર લગાવો છો, તો સાડા ચાર (૪.૫) કિ.મી.નું અંતર કાપો છો, અર્થાત્ મક્કાથી મિના જેટલું અંતર. જો તમે ઉમરા આસાનીથી કરી

શકો છો, તો મક્કાથી મિના પણ આસાનીથી અને એટલા જ સમયમાં કરી શકો છો.

(૧૦) જ્યારે તમે મક્કા પહોંચતાં જ ઉમરા કરો છો, તો ઉમરા કરતી વખતે પોતાની શારીરિક શક્તિનું પણ અનમાન કરી લો. જો તમે ખૂબ સરળતાથી ઉમરા કરી લો છો, તો મક્કા અને મિના વચ્ચેનો સફર પણ તમે ખૂબ આસાનીથી કરી લેશો.

(૧૧) એક વાર ઉમરા કર્યા પછી અમુક સમય આરામ કરી લીધા પછી તમે સફા અને મરવાના સાત ચક્કર વધારે લગાવી શકો છો, તો તમે મિના અને અરફાત વચ્ચેનો સફર પણ આરામથી કરી શકો છો.

(૧૨) લોકો દિવસમાં પાંચથી સાત વાર તવાફ કરે છે, આ મક્કા અને મિના અથવા અરફાતના અંતરથી પણ વધારે ચાલવું છે. પરંતુ એક જ જગ્યાએ ચાલવાનું હોય છે, તેથી હિંમત રહે છે અને મિના અને મક્કા અથવા મિના અને અરફાતનો સફર ક્યારેય પગપાળા કરેલો હોતો નથી, તેથી આ વિશે વિચારતાં જ હિંમત તૂટી જાય છે. તેથી પોતાના પહેલા ઉમરા વખતે જ બારીકાઈથી વિચાર કરી લો, પોતાની શક્તિનો અંદાજ કાઢી લો અને અલ્લાહની મદદ પર ભરોસો કરીને વધારેમાં વધારે પગપાળા સફર કરવાની કોશિશ કરો.

(૧૩) પગપાળા ચાલવાની ખૂબ ફઝીલત છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ ને ફરમાવ્યું : જે મક્કા પગપાળા હજ્જ માટે જાય, ત્યાં સુધી કે પાછો ફરે (અર્થાત્ તમામ હજ્જ પગપાળા કરે) તો તેના માટે દરેક ડગલે સાત નેકીઓ હરમ શરીફની નેકીઓના બરાબર લખી દેવામાં આવશે. પૂછવામાં આવ્યું કે હરમ શરીફની નેકીઓનું પ્રમાણ શું છે ? નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : દરેક નેકી એક લાખ નેકીના બરાબર છે. (ઇબ્ને ખુઝૈમા અને હાકિમ) તેથી આ હિસાબે દરેક કદમ પર સાત કરોડ નેકીઓ થઈ. (વલ્લાહ ઝૂલ ફઝ્લુલ અઝીમ)

તેથી હજ્જના દિવસોમાં હંમેશા પગપાળા ચાલવું સૌથી અફઝલ છે. પરંતુ જેઓ કમજોર છે અને એટલી મુશ્કેલી કે તકલીફ ઉઠાવવાની હિંમત નથી, તેમના માટે મારો અંગત અભિપ્રાય એ છે કે તમે નીચે દર્શાવેલ રીત અનુસાર સફર કરો.

## ૪. મક્કાથી મિનાનો સફર :

મિના જતાં પહેલાં મુઅલ્લિમ પાસેથી તંબુઓનો નક્શો લઈ લો. મક્કામાં પોતાના રહેઠાણથી મિના જવા માટે બસની રાહ જૂઓ, અને બસમાં જ સફર કરો, કેમ કે મુઅલ્લિમ સાત (૭) તારીખની રાતથી જ હાજીઓને મિના પહોંચાડવાનું શરૂ કરી દે છે; અને આઠ (૮) તારીખે ૧૨ વાગ્યા સુધી તમારે મિના પહોંચવાનું હોય છે. તેથી બસમાં મોટાભાગે આરામથી જગ્યા મળી જાય છે. બીજું કારણ એ પણ છે કે બસ તમને તમારા તંબુ સુધી પહોંચાડશે. પહેલી વાર તંબુ શોધવો પણ એક મોટી સમસ્યા છે. જો મુઅલ્લિમ રાત્રે જ હાજીઓને મિના પહોંચાડવાનું શરૂ ન કરે, તો સવારે ખૂબ જ ભીડ અને ધક્કામુક્કી થઈ જશે. આ પરિસ્થિતિમાં તમે સવારે ફજ્રની નમાઝ પછી તરત જ મિના પગપાળા ચાલી નીકળો.

જો તમારી સાથે મહિલાઓ અને વૃદ્ધો છે, જેઓ ચાલી શકતા નથી, તો તમે ધીરજ કરો અને બીજી કે ત્રીજી બસની ટ્રીપથી મિના પહોંચો, કેમ કે આઠ (આઠ) તારીખે મિના પહોંચીને તમારે ફક્ત પાંચ વખતની નમાઝ પઢવાની છે. જો તમે બપોરે બે વાગ્યે પણ મિના પહોંચો છો, તો પણ પાંચેય વખતની નમાઝ આસાનીથી પઢી શકો છો.

જો તમે ચાલી શકો છો અને તમારા પાસે મિનાનો નક્શો પણ છે અને તંબુ શોધવાની હિંમત પણ છે, તો અલ્લાહનું નામ લઈને પગપાળા સફર શરૂ કરી દો.

મિનાના તંબુમાં આશરે ૭૦ લોકોને રાખવામાં આવે છે. લોકો ખૂબ મુશ્કેલીથી તંબુમાં સૂઈ શકે છે. જે લોકો મિના પહેલા પહોંચે છે, તેઓ વધારેમાં વધારે જગ્યાઓને ઘેરી લે છે, જેનાથી છેલ્લે આવનારાઓ માટે સામાન મૂકવાની પણ જગ્યા મળી શકતી નથી. જો આવું થાય તો ધીરજથી કામ લો, કોઈ ખૂણામાં સામાન મૂકીને દીનદાર લોકોને એકઠાં કરો અને મહિલાઓના પરદા માટે તંબુની વચ્ચેનો પરદો પાડીને મહિલાઓને તંબુની એક તરફ કરવાની કોશિશ કરો. આવું કરવાથી બધાએ ઘેરી રાખેલ જગ્યા મુક્ત થઈ જશે. પછી ન્યાય અનુસાર પરસ્પર સલાહ-મશવરાથી દરેકને તેમની આસાની મુજબ જગ્યા આપો. શરીઅતના સિદ્ધાંતો પર ચાલવાથી ન કેવળ આખિરતનું જીવન, બલ્કે દુન્યવી જીવન પણ આસાન થઈ જાય છે.

## ૫. મિનાથી અરફાતનો સફર :

૯ તારીખે મિનામાં ફજ્રની નમાઝ પઢીને અરફાત માટે જવું એ સુન્નત છે અને મોટાભાગે લોકો આવું જ કરે છે. પરંતુ જ્યારે ત્રીસ લાખ લોકો એકી સાથે આવું કરે તો શું હાલત થશે તમે તેનું અનુમાન કરી શકો છો. સખત અવ્યવસ્થાની સ્થિતિ હોય છે. બસ અને જીપ બધા જ છતના ઉપર સુધી ભરેલાં હોય છે.

મિનાથી અરફાત તમારું મુઅલ્લિમની બસમાં જવું વધારે સારું છે. તેના ચાર કારણો છે :

(૧) મુઅલ્લિમ તમને તેના અરફાતના તંબુમાં લઈ જઈને રાખશે, જ્યાં તમે શાંતિથી બેસી શકો છો, જરૂરત હોય તો ઊંઘી પણ શકો છો, પોતાના ગ્રુપમાં જમાઅત બનાવીને નમાઝ પઢી શકો છો અને શાંતિથી ઇબાદત કરી શકો છો.

(૨) બપોરનું ભોજન મુઅલ્લિમની તરફથી હશે. તેથી તમને તમારા ભોજનની ચિંતા નહીં કરવી પડે.

(૩) મુઅલ્લિમના તંબુઓના આસપાસ ન્હાવા અને જરૂરિયાતથી

ફારેગ થવાની સારી વ્યવસ્થા હોય છે. અરફાતમાં ગુસ્લ (સ્નાન) કરવું સુન્નત છે.

(૪) અરફાતથી પાછા ફરતી વખતે પણ મુઅલ્લિમના તંબુઓ પાસેથી જ તેની બસ રવાના થશે. તેથી જો તમારી સાથે એવા લોકો છે, જેઓ ચાલી શકતા નથી, તો તમને વાહન માટે આસાની રહેશે.

- જો તમે અરફાતની તરફ પગપાળા સફર કર્યો અને મસ્જિદે નુમરાની નજીક પહોંચી ગયા, તો ત્યાં એટલી સખત ભીડ હોય છે, જેવી કે નમાઝ પછી મતાફમાં તવાફ કરતી વખતે હોય છે. તેથી જો તમારો ઈરાદો પગપાળા સફર કરવાનો છે, તો અરફાતથી પહેલાં જમણી બાજુ કે ડાબી બાજુ થઈને અરફાતમાં દાખલ થાઓ. સીધા રસ્તા પર મસ્જિદે નુમરા છે.
- મુઅલ્લિમની બસ દ્વારા શાંતિથી તમે જો અરફાત જવા માગો છો, તો અડધી રાત્રે જ્યારે તેની પહેલી બસ અરફાત માટે રવાના થશે તેનાથી તમે અરફાત આવી જાઓ અને અરફાત પહોંચીને ફજ્રની નમાઝ પઢો.
- મિનામાં ફજ્રની નમાઝ પઢીને નીકળવું સુન્નત છે. પરંતુ મુસલમાનોને તકલીફ આપવી હરામ છે. જો તમે સવાર સુધી રાહ જૂઓ છો અને સવારની બસથી રવાના થવા માગો છો, તો તે વખતે બસ છત સુધી ભરાઈ ગઈ હશે, તમારું આવી ભીડમાં સામેલ થવું લોકોની પરેશાની વધારશે.
- પગપાળા સફર કરતી વખતે અરફાતના નજીક પહોંચીને તમને લોકોનો એક સમંદર જોવાશે. પરંતુ સાવધાન રહો, જ્યાં લોકો હોય ત્યાં અરફાતનું મેદાન હોવું જરૂરી નથી. અરફાતનું મેદાન એક સીમિત જગ્યા છે, જે બતાવી દેવામાં આવેલ છે. અરફાતમાં રોકાણ કરવાની 'ફર્ઝ' આ જ જગ્યાએ ઈબાદત કરવાથી પૂરી થશે. મસ્જિદે નુમરાનો અમુક ભાગ અને આસપાસનો ઘણો વિસ્તાર અરફાતની હદથી બહાર છે. જ્યારે તમે અરફાતના મેદાનમાં દાખલ થવા લાગો તો અરફાતની હદનું બોર્ડ જરૂર જોઈ લો.
- મુઝદલ્ફાથી અરફાતની તરફ કુલ ૧૧ સડકો જાય છે, જેમાંથી બે સડકો ફક્ત પગપાળા ચાલનારાઓ માટે અને નવ મોટર-ગાડીઓ માટે છે. પગપાળા ચાલવા માટેની બે સડકો મુઝદલ્ફામાં મસ્જિદે મશઅરુલ-હરામથી નીકળે છે. તેમાં સડક નં.-૧ મસ્જિદે નુમરા અને સડક નં.-૨ જબલે-રહમત સુધી જાય છે. આ સડકો પર **طريق المشاة رقم** ૧ કે ૨ લખેલું હશે. પગપાળા ચાલવા માટેની સડક નં.-૧ મોટરગાડીઓની સડક નં.-૪ અને ૫ ની વચ્ચે છે, અને પગપાળા ચાલવા માટેની સડક નં.-૨ મોટરગાડીઓની સડક નં.-૭ અને ૮ની વચ્ચે છે.

મસ્જિદે નુમરા અરફાતમાં દાખલ થતાં જ આવે છે, તેનો મુઝદલ્ફા તરફનો એક હિસ્સો અરફાતની હદની બહાર છે, જ્યારે કે જબલે-રહમત અરફાત મેદાનની વચ્ચે છે. આ બંને જગ્યાએ ખૂબ વધારે ભીડ હોય છે. જો તમારા ગ્રુપમાં વધારે લોકો હોય અને મહિલાઓ અને કમજોર લોકો હોય, તો આ બંને જગ્યાથી દૂર જ રહો તો વધારે સારું છે, નહિં તો એક-બીજાથી છૂટા પડી જવાનું જોખમ રહે છે.

## ૬. અરફાતથી મુઝદલ્ફાનો સફર :

દર વર્ષે આશરે ૩૦ થી ૪૦ લાખ લોકો હજ્જ કરે છે, પરંતુ મક્કા શરીફથી મિના અને મિનાથી અરફાતનો સફર લોકો ત્રણથી ચાર કલાકના સમયમાં કરે છે, અર્થાત્ કોઈએ ત્રણ કલાક પહેલાં તો કોઈએ ત્રણ કલાક પછી સફર શરૂ કર્યો. પરંતુ અફરાતથી મુઝદલ્ફાનો પાછા ફરવાનો સફર લોકો એકી સાથે એક જ સમયે સૂર્ય ઢળતાં જ શરૂ કરે છે. તેથી એ ગાડીઓ જે અરફાતના અંતિમ છેડા પર, અર્થાત્ મસ્જિદે નુમરાથી દૂર હોય છે તે એક જ જગ્યાએ ત્રણથી ચાર કલાક સુધી ઊભી થઈ જાય છે અને મુઝદલ્ફા રાતના ત્રણ કે ચાર વાગ્યે પહોંચે છે. મુઝદલ્ફાની રાત ખૂબ મહત્ત્વની છે. અલ્લાહત્આલાએ કુર્આન-શરીફમાં શબે-કદ્રની ફક્ત ફઝીલત વર્ણવી છે કે આ એક રાત હજાર રાત્રિઓથી વધારે અફઝલ છે. પરંતુ અલ્લાહત્આલાએ મુઝદલ્ફાની રાત્રે અલ્લાહત્આલાને યાદ કરવાનો આદેશ કુર્આન-શરીફમાં આ શબ્દોમાં આપ્યો છે — ''જ્યારે અરફાતથી પાછા ફરવા લાગો તો મશ્અરે હરામ (મુઝદલ્ફા)માં અલ્લાહનો ઝિક્ર (સ્મરણ) કરો અને એ રીતે કરો, જે રીતે તેણે તમને શિખવાડ્યું છે અને આનાથી પહેલાં તમે લોકો (આ રીતોથી કેવળ) અજાણ હતા.'' (સૂરઃ બકરહ, આ.૧૯૮)

જો મુઝદલ્ફા તમે સમયસર પહોંચીને ઈબાદત કરવા માગો, તો પગપાળા ચાલવા સિવાય કોઈ ઉપાય નથી. અરફાતથી મુઝદલ્ફા આશરે છ કિ.મી. છે. અરફાતથી મુઝદલ્ફાના સફરમાં ૨૦ લાખ લોકો આપની સાથે પગપાળા સફર કરી રહ્યા હશે. આ બધાની સાથે તમારે ચાલવું ખૂબ સારું લાગશે અને જો તમે રોકાઈ-રોકાઈને આરામથી ચાલો તો પણ બે થી ત્રણ કલાકમાં મુઝદલ્ફા પહોંચી જશો.

અને જો તમે થાકી ગયા હોવ, મહિલાઓ અને વૃદ્ધોની સાથે હોવ, તો પછી પ્રાઈવેટ ટેક્સીથી સફર કરો, કેમ કે બસ તો અસ્રની નમાઝ સમાપ્ત થતાં જ છતના ઉપર સુધી ભરાઈ જાય છે અને ખરેખર અરફાતમાં દુઆનો સમય અસ્રથી મગરિબનો છે. આ દરમ્યાન તમે ખૂબ દિલ લગાવીને ઈબાદત કરો અને આરામથી મગરિબ વખતે ચાલો.

મુઝદલ્ફા અને મિનાની સરહદો મળેલી છે, અને હવે તો મિનાના તંબુઓ જગ્યાની અછત હોવાથી મુઝદલ્ફાની અંદર સુધી લગાવવામાં આવે છે. તેથી આ સફર પગપાળા જ કરો અને આટલું ઓછું અંતર હોવાથી ભાગ્યે જ તમને કોઈ વાહન કે ગાડી મળી શકશે.

## ૭. મિનાથી મક્કા-મુકર્રમાનો સફર :

જેમ કે અગાઉ બતાવી દેવામાં આવ્યું છે કે મક્કા-શરીફથી મિનાનું અંતર ફક્ત સાડા ચારથી પાંચ કિ.મી. છે. આટલું અંતર તો તમે એક ઉમરામાં પૂરું કરી લો છો. મક્કાથી મિના અને મિનાથી મક્કાનો સફર તમે પગપાળા જ કરો. જો તમે પગપાળા ચાલો છો, તો આ સફર તમે ૩૦ મિનિટમાં જ પૂરો કરી લેશો. વાહન કે ગાડીથી બે થી ત્રણ કલાક પણ લાગી શકે છે. વાહનની મુશ્કેલીઓથી વાકેફ સાઉદી સરકારે આ ટૂંકા સફર માટે સૌથી શ્રેષ્ઠ સડકો અને સુરંગો બનાવી છે. રસ્તામાં છાંયડો પણ કર્યો છે અને પાણીની વ્યવસ્થા પણ પર્યાપ્ત છે. જો તમારી બેગ પૈડાવાળી છે અને તમારે તેને ખભા ઉપર ઉઠાવીને ચાલવું ન પડે, તો સફર વધારે આસાન થઈ જશે.

## ૮. હરમના ટેક્સી ડ્રાઈવર :

હરમના ટેક્સી ડ્રાઈવરોથી પોતાના હરમના રોકાણમાં પોતાની રક્ષા કરો અને ટેક્સી ડ્રાઈવરો પર ક્યારેય ભરોસો ન કરો. તેમાંથી મોટાભાગના વિદેશી અને ગુનાખોરીની માનસિકતા ધરાવતા હોય છે, તેમના દ્વારા ધોકો અને છેતરપિંડી અને લૂટવાની ઘણી ઘટનાઓ બનતી રહે છે.

## ૯. સફરથી સંબંધિત કેટલીક ઉપયોગી માહિતી :

મક્કાથી મદીના : મદીનાથી મક્કા કે જિદ્દાહ વગેરેના સફર વિશે જાણકારી માટે પોતાની બિલ્ડિંગમાં નોટિસ ચોંટાડેલ હોય છે તેને વાંચો, અથવા પોતાના મુઅલ્લિમની ઓફિસમાં પૂછો અથવા ભારતીય હજ્જ મિશનની બ્રાંચ ઓફિસથી સંપર્ક કરો.

મક્કા-મુકર્રમા અને મદીના-મુનવ્વરાના ઐતિહાસિક સ્થળોની ઝિયારત (દર્શન) માટે ઘણાં એજન્ટો તમારી બિલ્ડિંગ કે રૂમમાં આવશે. આ લોકો દરેક વ્યક્તિથી એ સ્થળોની ઝિયારત માટે ૧૫ થી ૨૦ રિયાલ અથવા તેનાથી પણ વધારે નાણા વસૂલ કરશે. આ તેમનો નફાકારક વેપાર છે.

જો તમે અને બીજા કેટલાક હાજીઓ મળીને કોન્ટ્રાક્ટથી ચાલતી બસના માલિકથી સંપર્ક કરો, તો બસો એટલા સસ્તામાં મળી જાય છે કે માથાદીઠ દરેક વ્યક્તિએ એજન્ટને આપવામાં આવતી રકમના અડધા જ ચૂકવવા પડે છે.

—●—

**દુર્ભાગી વ્યક્તિ**

હઝરત અબૂ દાઉદ ખુદરી રદિ. થી રિવાયત છે કે, નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''મહાન અને સર્વોચ્ચ અલ્લાહ કહે છે કે જે બંદાને મેં સ્વાસ્થ્ય અને તંદુરસ્તી આપી અને રોજીમાં સમૃદ્ધિ અને વિપુલતા પ્રદાન કરી અને પછી તે પાંચ વર્ષની મુદ્દત પસાર થઈ જાય અને તે મારી પાસે ન આવે, તો આવો વ્યક્તિ ભાગ્યથી વંચિત અને દુર્ભાગી છે.'' (તરગીબ-વ-તરગીબ, સંદર્ભ : ઇબ્ને હબાન, ઝાદેરાહ, પૃ. ૫૮)

# નુકસાનનો સોદો

મક્કા-મુકર્રમા અને મદીના-મુનવ્વરામાં હરમ શરીફની મસ્જિદોનો માહોલ એટલો પૂરનૂર અને પૂરસુકૂન હોય છે કે લોકો કલાકો સુધી આમ જ ખુલ્લા સહન અને બહારની ખુલ્લી જગ્યાઓએ બેસી રહે છે, નમાઝની રાહ જોતા રહે છે, અને અઝાન થતાં ત્યાં જ મુસલ્લો બિછાવીને નમાઝ પઢવા લાગે છે.

જેટલી વાર મસ્જિદમાં બેસીને નમાઝની રાહ જોવામાં આવે, એ સમય પણ નમાઝમાં સામેલ થઈ જાય છે અને તેનો પણ સવાબ મળે છે. પરંતુ હાજી સાહેબો બે કારણોવશ આ સૌથી સારો સવાબ કમાવાની તક ખોઈ નાખે છે, બલ્કે ક્યારેક તો ગુનેગાર બને છે.

પહેલું કારણ તો એ છે કે મોટાભાગના હાજીઓ આ સમયે પરસ્પર દુનિયાની વાતો કર્યા કરે છે, જેનાથી સવાબ તો નથી મળતો, બલ્કે નમાઝ પઢવાની જગ્યા પર દુનિયાની વાતો કરનારાઓ પર ફરિશ્તાઓ લા'નત મોકલે છે; અને બીજું કારણ એ છે કે જ્યારે પણ જમાઅત શરૂ થાય તો સૌપ્રથમ આગળની સફો ભરવી જોઈએ, જો આગળની સફો ખાલી છે તો આગળની સફો ભર્યા વગર પાછળની અન્ય સફોને બનાવવાથી નમાઝ નથી થતી. લોકો પોતાની હંગામી સહુલતો માટે આનું ધ્યાન નથી રાખતા.

આ બરકતવાળી મસ્જિદો, જ્યાં લાખો અને કરોડોમાં સવાબ મળી શકે છે, પોતાના નફ્સની સહેજ ખુશી માટે આપણે આવી સોનેરી તકને બરબાદ કરી નાખીએ છીએ. તેથી જ્યારે પણ હરમમાં બેસીએ તો દુનિયાની વાતોથી પરહેજ કરો, અને જમાઅત શરૂ થતાં પહેલાં આગળની હરોળને ભરી દો.

બહારનું સહન ખૂબ આકર્ષક છે, ત્યાં બેસવું પણ આસાન છે. તેથી જમાઅત શરૂ થતાં જ બહારનું સહન તો ખીચોખીચ ભરાઈ જાય છે, પણ પહેલા માળની છત અને ભોંયરું ખાલી રહી જાય છે. નમાઝ શરૂ થયા પછી જો કોઈ વ્યક્તિ અંદર જવા પણ માગે તો નથી જઈ શકતો અથવા ખૂબ મુશ્કેલીથી જઈ શકે છે.

એ જ પ્રમાણે અંદર જનારા નમાઝીઓને રોકવાની મુસીબત પણ બહાર નમાઝ પઢનારાઓના શિરે આવશે. તેથી, ભલે તમે સહનમાં બેસીને નમાઝની રાહ જુઓ, પણ નમાઝ શરૂ થતાં પહેલાં અંદર ચાલ્યા જાઓ અને પહેલા અંદરની જગ્યાઓ ભરી દો. અંદર હરમ શરીફની મસ્જિદ પૂરેપૂરી ભરાઈ ગયા પછી જ બહાર નમાઝ પઢો.

અલ્લાહતઆલા તમારી ઈબાદતોને કબૂલ કરે અને હજ્જે-મબ્રૂર અતા કરે. (આમીન)

● હઝરત અબૂ હુરૈરહ રદિ. કહે છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''જાણો છો, લોકોને સામાન્ય રીતે કઈ વસ્તુઓ જન્નતમાં દાખલ કરે છે ? તે તકવા (એટલે કે અલ્લાહનો ડર) અને સારું ચરિત્ર છે; અને જાણો છો, લોકોને સામાન્ય રીતે કઈ વસ્તુઓ જહન્નમમાં લઈ જાય છે ? તે બે બોદી વસ્તુઓ છે, અર્થાત્ જીભ અને ગુહ્યેન્દ્રિય.'' (તિરમિઝી, ઇબ્ને માજહ, મુન્તખિબ અબ્વાબ ૯૦૬)

તેથી કોશિશ કરો કે હરમ શરીફની મસ્જિદોમાં મૌન રહો, અને દુન્યવી વાતોના બદલે ઝિક્રો-અઝ્કારમાં વ્યસ્ત રહો.

—●—

# હજ્જના સફરમાં નમાઝોનું વર્ણન

**મિનાના રોકાણમાં જમાઅત સાથે નમાઝ :**

- મિના પહોંચીને પરદાની સાથે બીજું અને સૌથી મહત્ત્વનું કામ જે તમારે કરવાનું છે, તે એ છે કે તંબુમાં જમાઅત સાથે નમાઝની વ્યવસ્થા. મિનામાં મસ્જિદે-ખૈફ છે. જો તમારો તંબુ મસ્જિદથી દૂર છે તો ત્યાં સુધી પાંચેય નમાઝોના સમયે પહોંચવું મુશ્કેલ હોય છે. તેથી તંબુમાં જમાઅત સાથે નમાઝ અદા કરવાની વ્યવસ્થા કરો.
- મિનાના રોકાણમાં ઇબાદત માટે અલ્લાહત્આલાએ ખાસ તાકીદ કરી છે. અલ્લાહત્આલા ફરમાવે છે –

  ''જ્યારે હજ્જના તમામ અરકાન પૂરા કરી લો તો (મિનામાં) અલ્લાહને યાદ કરો, જે રીતે પોતાના બાપદાદાઓને યાદ કરતા હતા, તેનાથી પણ વધારે.'' (સૂરઃ બકરહ, આ.૨૦૦)

  ''અને (મિનાના રોકાણના) દિવસોમાં (જે) ગણતરીના (અમુક દિવસ છે) અલ્લાહને યાદ કરો. જો કોઈ ઉતાવળ કરે (અને) બે જ દિવસમાં (ચાલી નીકળે) તો તેના પર કોઈ દોષ નથી, અને જે તે પછી પણ રોકાય તેના પર પણ કોઈ દોષ નથી.'' (સૂરઃ બકરહ, આ.૨૦૩)
- આમ, મિનામાં ખૂબ ઇબાદત કરવી જોઈએ. પરંતુ સામાન્ય રીતે લોકો ત્યાં હરવા-ફરવા, ચર્ચાઓ અને નકામી વાતોમાં સમય બરબાદ કરતા હોય છે.
- મિનામાં ત્રણ કારણોને લઈને એક જમાઅત બનાવીને નમાઝ પઢવાનું મુશ્કેલ હોય છે :

  (૧) નમાઝના સમય અંગે લોકોમાં મતભેદ.

  (૨) મસ્લકનો પ્રશ્ન.

  (૩) કસ્ર નમાઝનો પ્રશ્ન.

  હુઝૂર ﷺ નો ઇરશાદ છે કે જે મારી એક સુન્નતને જીવંત કરશે તેને એકસો શહીદોના બરાબર સવાબ (પુણ્ય) મળશે. (બયહકી, મિશ્કાત). જમાઅત બનાવીને નમાઝ પઢવું હુઝૂર ﷺ ની સુન્નત છે. તેથી કોશિશ કરો કે જમાઅતથી નમાઝ પઢો અને ઉપર વર્ણવ્યા અનુસાર ત્રણેય કારણોને અવરોધરૂપ ન બનવા દો.
- મિનાના તંબુમાં પહોંચતાં જ સૌપ્રથમ પરદાની વ્યવસ્થા કરી લો. પછી તમામ લોકોને એક જગ્યાએ એકઠાં કરીને જમાઅત સાથે નમાઝ પઢવાની કોશિશ કરો અને એવા માણસને ઇમામ બનાવો, જેના પાછળ નમાઝ પઢવામાં બીજા મસ્લકવાળાઓને અણગમો ન થાય. (જે લોકોને અણગમો હોય તો પાછળથી તેઓ પોતાની નમાઝને દોહરાવી લે, પરંતુ બાજમાઅત નમાઝ પઢવાની હુઝૂર ﷺ ની સુન્નતને ન છોડે.)
- અલ્લાહત્આલા ફરમાવે છે કે અલ્લાહત્આલાને મિનામાં ખૂબ યાદ કરો, તેથી શરીઅતની મર્યાદામાં રહીને વધારેમાં વધારે ઇબાદતની કોશિશ કરવી જોઈએ. મુસાફરની નમાઝ સ્થાનિક ઇમામના પાછળ થઈ જાય છે, તેથી કોશિશ કરીને એવા વ્યક્તિને ઇમામ બનાવવામાં આવે, જે સ્થાનિક હોય. આનાથી જે હાજી સ્થાનિક છે અને જેના પર કસ્ર અનિવાર્ય નથી, તેને ચારેય રકા'ત ઇમામની સાથે પઢવાનો મોકો મળશે, અને મુસાફરો જે બે રકા'ત વધારે પઢશે તેનો તેમને સવાબ પણ વધારે મળશે. (જો બધા મુસાફર છે તો ઇમામની પસંદગી મુસાફરોમાંથી કરવી અને બધાનું કસ્ર નમાઝ પઢવું વધારે અફઝલ છે.)
- ફર્ઝ નમાઝ ઉપરાંત વધારેમાં વધારે નફ્લ નમાઝો પણ પઢવાની કોશિશ કરવી જોઈએ, અથવા ઓછામાં ઓછું નમાઝ પઢ્યા પછી ૧૫ મિનિટથી અડધો કલાક એ જ જગ્યાએ બેસીને તસ્બીહ પઢવી જોઈએ. આનાથી બીજા લોકોને પણ ઇબાદતનો શોખ જાગશે. જો તમે તમારી નમાઝ પૂરી કરીને તરત જ પોતાની જગ્યાએથી ઊભા થઈ જશો તો, નમાઝ આરામ કરવાની જગ્યાએ જ પઢવામાં આવતી હોવાથી બીજા લોકોને તકલીફ પડવાના ભયથી દરેક વ્યક્તિ પોતાની નમાઝ ટૂંકી કરીને જગ્યા ખાલી કરવાની કોશિશ કરશે. તેથી જ્યાં સુધી શરીઅત પરવાનગી આપે, પૂરી નમાઝ પઢવાનો પ્રયત્ન કરો અને નફ્લ નમાઝો અને તસ્બીહ પણ ખૂબ પઢતા રહો.
- બે ઇમામો અને બે મુઅઝ્ઝિન પસંદ કરી લો, જેથી જો એક કોઈ કારણસર ગેરહાજર હોય તો બીજો અઝાન આપે અને નમાઝ પઢાવી શકે. નમાઝનો સમય પણ કાગળ પર લખીને તંબુમાં લટકાવી દો, જેથી બધાને તે યાદ રહે.

  અલ્લાહત્આલા મુસલમાનોમાં એકતા અને સંપ પેદા કરે, પૂર્ણ ઈમાન અર્પે અને દુનિયા અને આખિરત બંનેયમાં સફળતા પ્રદાન કરે. (આમીન)

**કસ્ર નમાઝ :**

- જો કોઈ વ્યક્તિ પોતાના શહેરથી ૭૮ કિ.મી.ના સફરનો ઇરાદો કરે છે, તો તે વ્યક્તિનો સમાવેશ પોતાનું શહેર છોડતાં જ મુસાફરમાં થશે.
- જો તે વ્યક્તિ મંજિલ પર પહોંચીને ૧૫ થી ઓછા દિવસ રોકાણનો ઇરાદો રાખે છે, તો તે વ્યક્તિનો સમાવેશ બીજા શહેરમાં પણ મુસાફરમાં જ થશે. જો તે ૧૫ કે તેનાથી વધારે દિવસના રોકાણનો ઇરાદો રાખતો હોય તો તે ફક્ત સફરના રસ્તામાં જ મુસાફર ગણાશે, અને મંજિલ પર પહોંચતાં જ તે સ્થાનિક વ્યક્તિ ગણાશે.

- મુસાફર માટે ચાર રકા'તવાળી ફર્ઝ નમાઝો બે રકા'ત થઈ જશે, જેને કસ્ર કહે છે.
- મુસાફર જો સુન્નત અને નફ્લ નમાઝો પઢવા ન માગતો હોય તો કોઈ ગુનો નથી, પરંતુ જો પઢે તો તેને સુન્નત અને નફ્લ અનુસાર જ સવાબ મળશે. (સવાબ ઓછો નહીં થાય).
- નબી કરીમ ﷺ મુસાફરીમાં પણ ફજ્રની બે સુન્નત રકા'ત અને ઈશાની ત્રણ રકા'ત વિત્ર નમાઝ પઢતા હતા.
- મુસાફર, જો સ્થાનિક ઈમામની પાછળ નમાઝ પઢતો હોય, તો તેની નમાઝ કોઈપણ પ્રકારના અણગમા વગર સાચી હશે અને થઈ જશે, અને ઈમામની સાથે પૂરી નમાઝ પઢવી પડશે.
- સ્થાનિક લોકો જો મુસાફર ઈમામના પાછળ નમાઝ પઢે તો તેમની નમાઝ પણ થઈ જશે, પણ જ્યારે ઈમામ કસ્રની બે રકા'ત નમાઝ પઢીને સલામ ફેરવે તો સ્થાનિક લોકો સલામ ફેરવ્યા વગર ઊભા થઈને બાકીને બે રકા'ત પૂરી કરે.
- મુસાફરીના દિવસોમાં જ્યારે મુસાફર એકલો નમાઝ પઢે તો હનફી મસ્લક મુજબ તેણે કસ્ર નમાઝ પઢવી અનિવાર્ય છે, જ્યારે કે અન્ય મસ્લકો અનુસાર કસ્ર નમાઝ ફક્ત જાયઝ છે, અનિવાર્ય નહીં.
- સાઉદી આલિમોનો મસ્લક હમ્બલી છે. તેથી સાઉદી અરબમાં તમામ નમાઝો હનફી મસ્લકના નમાઝના સમયથી ખૂબ વહેલાં પઢવામાં આવે છે. કોઈપણ મસ્જિદમાં હમ્બલી મસ્લકના સમય મુજબ જો તમે જમાઅતથી નમાઝ પઢો છો, તો તમારી નમાઝ થઈ જશે. પરંતુ જો તમે એકલા નમાઝ પઢો છો અથવા મિનામાં બધા હાજીઓ હનફી મસ્લકથી સંબંધિત છે અને પોતાની અલગ જમાઅત બનાવીને નમાઝ પઢે છે તો તેમને હનફી મસ્લક મુજબ નમાઝનો જે સમય છે એ જ સમયે નમાઝ પઢવી જોઈએ.

## મિનામાં શું તમે મુસાફર છો ?

- ૭૮ કિ.મી.ના અંતરના સફર પછી જો તમે નવી જગ્યાએ ૧૫ દિવસથી વધારે રહેવાનો ઈરાદો કરો છો, તો તમે ત્યાં સ્થાનિક હશો, પણ નવી જગ્યાએ પણ જો તમારો ઈરાદો બે જુદી-જુદી જગ્યાએ રોકાવાનો છે અને દરેક જગ્યાએ પણ તમારો રોકાણનો ઈરાદો ૧૫ દિવસથી ઓછો છે, તો પણ તમારો સમાવેશ મુસાફરમાં થશે.
- પહેલાંના જમાનામાં મક્કા-મુકર્રમા એક શહેર હતું અને મિના બે પહાડોની વચ્ચે એક ખીણ હતી. બંને અલગ-અલગ હતા. મિનામાં વસ્તી નહોતી અથવા મક્કા-મુકર્રમાથી નિરંતર વસ્તીઓનો સિલસિલો મિના સુધી નહોતો. તેથી તેને બે અલગ-અલગ સ્થળો સમજવામાં આવતા હતા અને જો કોઈ હાજીનું રહેઠાણ મક્કા-મુકર્રમામાં હજ્જથી પહેલાં ૧૫ દિવસથી ઓછું હોત તો તે મક્કા-મુકર્રમા અને મિના-મુઝદલ્ફા અને અરફાતમાં મુસાફર જ ગણાતો અને તેણે કસ્ર નમાઝ પઢવી અનિવાર્ય હતી.
- પરંતુ હવે મિના અને મુઝદલ્ફાનો વિસ્તાર મક્કા શહેરમાં સામેલ કરી દેવામાં આવ્યો છે અને તમે પોતે જ જોશો કે મક્કા-મુકર્રમાથી નિરંતર મિના સુધી વસ્તીનો સિલસિલો ફેલાયેલો છે અને મિનાના બંને બાજુના પહાડો પર પણ મકાનો-બિલ્ડિંગોની એક કતાર છે.
- ઈ.સ. ૨૦૦૯માં એ જાણકારી પણ મળી છે કે અરફાત પણ મક્કા-મુકર્રમામાં સામેલ કરી લેવામાં આવેલ છે, અને આમ પણ હાજી અરફાતમાં રાતવાસો નથી કરતા, ફક્ત અરફાત જઈને સાંજ સુધીમાં પાછા ફરી જાય છે.
- તેથી હવે એ લોકો જેમનું કુલ રોકાણ ૧૫ દિવસથી ઓછું હશે, ફક્ત એ જ લોકો મુસાફરમાં ગણાશે; નહિં તો બધા સ્થાનિક સમજવામાં આવશે. કુલ રોકાણ એટલે હજ્જના દિવસોથી પહેલાં મક્કા-મુકર્રમાના રોકાણના દિવસો - હજ્જના પાંચ દિવસો અને હજ્જ પછી મક્કા-મુકર્રમામાં રોકાણના દિવસો. આ બધા દિવસોનો સરવાળો અથવા બધા મળીને ૧૫ દિવસથી ઓછા હશે તો હાજી મુસાફર છે, નહિં તો સ્થાનિક.

## અરફાતમાં રોકાણ અને નમાઝ :

- મિના અને મુઝદલ્ફા બંને પવિત્ર સ્થળો મક્કા-મુકર્રમા શહેરમાં સામેલ થઈ ગયા પછી હવે મોટાભાગના હાજીઓ સ્થાનિક જ હોય છે અને તેમને પૂરી નમાઝ પઢવાની હોય છે.
- અરફાતમાં શાનદાર અને વિશાળ મસ્જિદ, મસ્જિદે-નુમરા છે. અહીં ઝુહ્રના સમયે જ ઝુહ્ર-અસ્ર બંનેય નમાઝો એકી સાથે કસ્રની જેમ (બે-બે રકા'ત કરીને) પઢવામાં આવે છે. જો તમે સ્થાનિક છો, તો મસ્જિદે-નુમરામાં કસ્ર નમાઝ કેવી રીતે પઢશો, તે પોતાના આલિમથી પૂછી લો.
- માલિકી અને હમ્બલી મસ્લક મુજબ સ્થાનિક અને મુસાફર બધા માટે અરફાતમાં કસ્ર નમાઝ પઢવી જાયઝ છે. જ્યારે કે હનફી મસ્લક અનુસાર સ્થાનિક વ્યક્તિ અરફાતમાં કસ્ર નમાઝ નથી પઢી શકતો, તેણે પૂરી નમાઝ જ પઢવી પડશે. હનફી મસ્લક મુજબ સ્થાનિક ઈમામ કસ્ર નમાઝ પઢી શકતો જ નથી, અને મસ્જિદે-નુમરાનો ઈમામ સ્થાનિક હોય છે અને કસ્ર નમાઝ પઢાવે છે. પરંતુ આવું માલિકી અને હમ્બલી મસ્લક મુજબ જાયઝ છે.
- જે લોકોએ વારંવાર હજ્જ કરેલ છે, તેમના અનુભવ અનુસાર, તેમનો મત એ છે કે જો તમે ગ્રુપમાં છો અને તમારા ગ્રુપમાં મહિલાઓ અને વૃદ્ધો પણ છે, તો ભૂલથી પણ મસ્જિદે-નુમરા ન જજો; કેમ કે ત્યાં એટલી સખત ભીડ હોય છે કે નમાઝ તો દૂર રહી, સીધા ઊભા રહેવા અથવા બેસવા માટે પણ જગ્યા મળવી મુશ્કેલ હોય છે, અને એક-બીજાથી ભીંચાઈ જવું તો નિશ્ચિત છે.
- તેથી મિનામાં ૯ ઝીલહજ્જની રાત્રે કે સવારે જ્યારે મુઅલ્લિમ પોતાની બસથી તમને અરફાતમાં પોતાના તંબુ પર લઈ જવા માગે તો તમે તેની સાથે ચાલ્યા જાઓ. તંબુ પર બપોરનું ભોજન

મુઅલ્લિમ તરફથી હશે. તંબુ પર આખો દિવસ શાંતિથી ઈબાદત કરો, નમાઝના સમયે નમાઝ પઢો અને બાકીનો સમય તસ્બીહમાં મગ્ન રહો.

- હનફી મસ્લક મુજબ જો તમે મસ્જિદે-નુમરાથી દૂર પોતાના તંબુમાં નમાઝ પઢો છો, તો ઝુહ્રના સમયે ઝુહ્ર નમાઝ પઢો અને અસ્રના સમયે અસ્ર નમાઝ પઢો. બંને સાથે મેળવીને ન પઢો, અને જો તમે સ્થાનિક છો તો પૂરી નમાઝ પઢો, કસ્ર ન પઢો.
- અરફાતમાં પણ પોતાના તંબુના લોકોની સાથે જમાઅત બનાવીને નમાઝ પઢો. નમાઝથી પહેલાં અઝાન અને જમાઅતના પહેલાં તકબીરની વ્યવસ્થા કરો.
- હરમ શરીફમાં નમાઝ અને અરફાતના દિવસે મસ્જિદે-નુમરામાં નમાઝ રેડિઓ અને ટીવી બંને પર પ્રસારિત થાય છે. પરંતુ તમે તેના અવાજ પર પોતાના તંબુમાં જમાઅતની કલ્પના કરીને નમાઝ નથી પઢી શકતા. જમાઅત માટે જરૂરી છે કે સફ (કતાર) હોય. અનુસરણ (ઈક્તિદા) માટે જરૂરી છે કે ઈમામ અને મુક્તદીઓ (અનુસરણ કરનારાઓ) દરમ્યાન એટલું મોટું મેદાન કે ખાલી જગ્યા ન હોવી જોઈએ, જેમાં બે સફ (કતાર) બની શકે, અથવા એટલી મોટી સડક ન હોય કે બળદગાડું પસાર થઈ જાય, અથવા દરમ્યાનમાં કોઈ તંબુ કે મકાન વગેરે અવરોધરૂપ ન હોય. તેથી મસ્જિદે-નુમરાનો અવાજ તમે લાઉડ-સ્પીકર પર સાંભળી રહ્યા હોવ, તેમ છતાં અંતર હોય તો આ અવાજ પર નમાઝ ન પઢો.

## મુઝદલ્ફામાં નમાઝ :

- અરફાતમાં સૂર્ય ઢળી ગયા પછી મગરિબની નમાઝ પઢ્યા વગર તમારે મુઝદલ્ફા નીકળી જવાનું છે, અને મુઝદલ્ફા પહોંચીને મગરિબ અને ઈશા બંને નમાઝોને જમા (એકત્ર) કરીને એક સાથે પઢવાની છે.
- જો તમે ઈશાની નમાઝ પહેલાં જ મુઝદલ્ફા પહોંચી ગયા છો તો પણ તમે મગરિબની નમાઝ ન પઢો, બલ્કે ઈશાની નમાઝ સુધી રાહ જૂઓ. પછી ઈશાનો સમય થાય ત્યારે એક અઝાન અને એક તકબીરથી સૌપ્રથમ મગરિબની નમાઝ પઢો, પછી ઈશાની ફર્ઝ પઢો, ત્યારબાદ બંને નમાઝોની સુન્નત, નફ્લ અને વિત્ર પઢો.
- મુઝદલ્ફામાં સુબ્હ-સાદિક સુધી આ નમાઝો કઝામાં નહીં ગણાય. તેથી જ્યારે પણ મુઝદલ્ફા પહોંચો, જો શક્ય હોય તો, જમાઅત બનાવીને નમાઝ પઢો અને જો જમાઅત બનાવવું શક્ય ન હોય તો એકલા જ નમાઝ પઢી લો.
- ફજ્રની નમાઝનો સમય થતાં મુઝદલ્ફામાં તોપનો ગોળો છોડવામાં આવે છે, જેથી હાજીઓને નમાઝના ખરા સમયની જાણ થાય.
- જો તમે ગ્રુપમાં હોવ તો મુઝદલ્ફામાં પણ સુબ્હ-સાદિક પછી ફજ્રની અઝાન આપો, પછી જમાઅત બનાવીને નમાઝ પઢો અને વઝીફાઓ અને તસ્બીહમાં મગ્ન રહો, અને સૂર્ય નીકળવાના પાંચ મિનિટ પહેલાં મિના તરફ રવાના થઈ જાઓ.

## નમાઝીની સામેથી પસાર થવું ક્યારે જાયઝ છે ?

- નબી કરીમ ﷺ નો ઈરશાદ છે કે જો કોઈ નમાઝીની સામેથી પસાર થવાનો અઝાબ જાણી લે તો ચાળીસ વર્ષ ઊભો રહીને રાહ જોશે, પણ સામેથી પસાર નહીં થાય. (બુખારી, અબૂ દાઉદ)
- કોઈ તવાફ કરવાવાળો જો નમાઝીની સામેથી તવાફ કરતાં પસાર થાય તો આવી સ્થિતિમાં ન તવાફ કરનારા પર કોઈ ગુનો છે, ન નમાઝી પર.
- હનફી મસ્લક મુજબ કોઈ વ્યક્તિના નમાઝીની સામેથી પસાર થવા અંગે બે કથનો છે. એક કથનમાં છે કે વ્યક્તિ નમાઝીના સિજદાની જગ્યાની આગળથી પસાર થઈ શકે છે, અને બીજા કથન અનુસાર વ્યક્તિ નમાઝીના આગળની બે સફ આગળથી પસાર થઈ શકે છે. બે સફનો અર્થ છે - એક નમાઝીની સફ અને એક તેનાથી આગળની સફ. મોટી મસ્જિદ માટે આ જ હુકમ છે.
- મસ્જિદે-નબવી ﷺ અને મસ્જિદે-હરામમાં હજ્જના દિવસોમાં એટલી ભીડ હોય છે કે નમાઝીની સામેથી પસાર થયા વગર છૂટકો નથી રહેતો. આ સ્થિતિમાં પોતાના તરફથી પૂરેપૂરી કોશિશ કરવામાં આવે કે બીજા કથન પર અમલ કરી શકાય અને તે પણ જો અશક્ય હોય તો જ પ્રથમ કથન પર અમલ કરવામાં આવે, અર્થાત્ નમાઝીના સિજદાની જગ્યા આગળથી પસાર થાઓ.
- મસ્જિદે-નબવી ﷺ અને મસ્જિદે-ખૈફની બહાર લોકો ફર્ઝ નમાઝ માટે એ રીતે સફ બનાવે છે કે સફ ઈમામથી પણ આગળ બનાવી લે છે. જો મુક્તદી ઈમામથી આગળ થઈ જાય તો મુક્તદીની નમાઝ નહીં થાય.

## નમાઝ માટે જમાઅતનું મહત્ત્વ :

- હઝરત ઈબ્ને મસ્ઊદ રદિ.નું કથન છે કે તેમણે કહ્યું કે જે વ્યક્તિને એ વાતનો શોખ હોય કે તે કયામતના દિવસે મુસલમાનની જેમ અલ્લાહની સામે રજૂ થાય, તે પાંચેય વખતની નમાઝ મસ્જિદમાં, જ્યાં અઝાન આપવામાં આવે છે, જમાઅતની સાથે અદા કરે. અલ્લાહત્આલાએ તમારા નબીને જે માર્ગદર્શનની રીત પ્રદાન કરી છે, તેમાં પાંચેય નમાઝો જમાઅત સાથે પઢવું પણ સામેલ છે. તો જો તમે પોતાના ઘરમાં પઢી લીધી, જેમ કે પાછળ રહી જનાર વ્યક્તિ પોતાના ઘરમાં પઢી લે છે, તો નિઃશંક, તમે તમારા નબી ﷺ ની સુન્નત છોડી દીધી, અને તમે તમારા નબી ﷺ ની સુન્નત છોડી દીધી તો તમે ગુમરાહ થઈ ગયા. અમે કોઈ સહાબીને જમાઅતમાં ગેરહાજર રહેતા નથી જોયા, જમાઅતથી એ જ વ્યક્તિ ગેરહાજર રહેતો હતો, જે ખુલ્લો મુનાફિક હતો, બીમાર વ્યક્તિ પણ બે માણસોના સહારાથી આવીને સફમાં સામેલ થઈ જતો હતો. (મુસ્લિમ)

## નમાઝ માટે મનાઈ કરેલ સમય :

- બરાબર સૂર્યોદય વખતે, બરાબર મધ્યાહ્ને (બપોરે), બરાબર સૂર્યાસ્ત વખતે - આ ત્રણેય સમયે નમાઝ થતી જ નથી, ચાહે તમે તમારા વતનમાં હોવ કે હરમ શરીફમાં.
- જો તમે નફ્લ નમાઝ શરૂ કરીને નિયત તોડી નાખો, તો તે નફ્લ નમાઝ તમારા માટે વાજિબ (આવશ્યક) થઈ જાય છે, જે તમારે ફરીથી પઢવી જ પડશે. 'નફ્લ નમાઝ જ હતી ને' એમ કહીને છોડી દેશો અને નહીં દોહરાવો તો ગુનેગાર બનશો.
- એ જ રીતે તવાફ પછી બે રકા'ત નફ્લ જો તમે મનાઈ કરેલ સમયગાળામાં પઢી છે તો સૌપ્રથમ તો તે નમાઝ જ થઈ નથી, તેથી તમારો તવાફ જ નમાઝ વગર અધૂરો રહી ગયો, પછી જો તમે નમાઝ ન દોહરાવી તો ગુનેગાર પણ બનશો. તેથી હરમ શરીફમાં મનાઈ કરેલ સમયગાળાનું ખાસ ધ્યાન રાખો.
- મસ્જિદે-હરામમાં મકામે-ઇબ્રાહીમ પર નમાઝ પઢવું અફઝલ છે. પરંતુ આ જગ્યા હવે તવાફ કરનારાઓના રસ્તાના બિલકુલ વચ્ચે છે. તેથી જો આ જગ્યાએ કોઈ નમાઝ માટે ઊભો થઈ જાય તો તવાફ કરનારાઓને સખત તકલીફ થાય છે. મુસલમાનોને તકલીફ આપવી હરામ છે. તેથી અફઝલ કામ કરવાની અપેક્ષામાં હરામ કામ કરવાથી બચવું જોઈએ.
- મકામે-ઇબ્રાહીમ અગાઉ ખાનએ-કા'બાથી તદ્દન નજીક ૭ ફૂટના અંતરે હતું. જ્યારે મુસલમાનોની સંખ્યા વધી અને તવાફ કરનારાઓ વધવા લાગ્યા, તો આ જગ્યાએ નમાઝ પઢનારાઓથી તવાફ કરનારાઓને તકલીફ થવા લાગી. તવાફ કરનારાઓની આસાની માટે હઝરત ઉમર રદિ.એ મકામે-ઇબ્રાહીમને હટાવીને ખાનએ-કા'બાથી ૪૬ ફૂટ દૂર કરી દીધું. (ફત્હુલ બારી, હ.૭૭૮૩)
- તમામ શિખામણોને અવગણીને જો તમે મકામે-ઇબ્રાહીમ પર નમાઝ પઢવા માટે હઠાગ્રહી છો, તો એ વાત યાદ રાખો કે હવે તે તેના મૂળ સ્થાને નથી, જે સ્થાનનો ઉલ્લેખ કુર્આન-શરીફમાં છે. તે સ્થાન તો ખાનએ-કા'બાના તદ્દન નજીક હતું, અને બીજી વાત એ યાદ રાખો કે અમીરુલ મુઅ્મિનીન હઝરત ઉમર રદિ.એ જે કાર્યને રુકાવટ સમજ્યું અને આ મુબારક પથ્થરને તેની મુબારક જગ્યાએથી દૂર કરી દીધો, આજે તમે પોતે જ રુકાવટ બનવા માટે આગ્રહ કરી રહ્યા છો. તેથી તવાફ કરનારાઓનું ધ્યાન રાખો અને એટલા પાછળ હટીને નમાઝ પઢો કે તમારાથી કોઈને કોઈપણ પ્રકારની પરેશાની ન ઊભી થાય.

## સાચું કોણ છે ?

એક વાર નબી કરીમ ﷺ એ સહાબા રદિ.ના એક સમૂહને બીજા શહેરમાં કોઈ કામથી મોકલ્યા અને ખાસ તાકીદ કરી કે ત્યાં પહોંચીને જ અસ્રની નમાઝ પઢજો. રસ્તામાં સહાબાએ કિરામ રદિ.ને વાર લાગી. શહેર દૂર હતું અને ત્યાં પહોંચવામાં અસ્રની નમાઝ કઝા થઈ જવાનો ભય હતો. તેથી અમુક સહાબા રદિ.એ એમ સમજીને કે નબી કરીમ ﷺ તો દુનિયામાં નમાઝ કાયમ કરવા માટે મોકલવામાં આવ્યા છે, તેઓ નમાઝને કઝા કરવાનું કદી નહીં ઇચ્છે, તેથી શહેર પહોંચ્યા પહેલાં જ આપ ﷺ ના આદેશ વિરુદ્ધ નમાઝ પઢી લીધી; અને બાકીના સહાબા રદિ.એ વિચાર્યું કે ઇસ્લામ વાસ્તવમાં નબી કરીમ ﷺ ના આદેશના પાલનનું નામ છે, આપ ﷺ એ જો હુકમ આપ્યો છે કે શહેર પહોંચીને અસ્રની નમાઝ પઢજો તો એ જ ઇસ્લામ છે. જ્યારે બંને જૂથો મદીના મુનવ્વરા પાછા ફર્યા તો બંનેએ નબી કરીમ ﷺ ને પૂછ્યું કે અમારા બંનેમાંથી કોણ સાચું છે ? આપ ﷺ એ ફરમાવ્યું કે તમે બંને સાચા છો. બુખારી શરીફની પહેલી હદીસ છે કે કાર્યોનો અજ્ર અને આધાર નિયતો પર છે. (બુખારી)

હજ્જના સફરમાં તમને ડગલે-ને-પગલે લોકોમાં મતભેદ જોવા મળશે. મિનાના તંબુઓમાં દૃષ્ટિકોણોમાં મતભેદ ઉપર ગરમાગરમ ચર્ચાઓ થશે. તમે આ બધાથી બચતા રહો અને નિખાસલતાથી તમે જે પણ સાચું સમજો તેના પર અમલ કરતા રહો. ઇન્શાઅલ્લાહ, તમારી નિખાલસતા અનુસાર અલ્લાહ-તઆલા તમારા અમલનો પૂરેપૂરો અજ્ર આપશે.

—•—

## તકવા

હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત છે, રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''મુસલમાન, મુસલમાનનો ભાઈ છે, ન તેના પર જુલ્મ કરે અને ન તેને નિઃસહાય છોડી દે. તકવા અહીં છે.'' આવું ત્રણ વાર ફરમાવીને પોતાની છાતી તરફ ઇશારો કર્યો અને ફરમાવ્યું : ''માણસ માટે બૂરા થવા માટે એટલું જ પૂરતું છે કે તે પોતાના મુસલમાન ભાઈને તુચ્છ સમજે. દરેક મુસલમાનનું લોહી, માલ અને ઇજ્જત તમામ મુસલમાનો પર હરામ છે.'' (મુસ્લિમ, મિશ્કાત, બાબ : શફ્કત, પૃ. ૪૧૪)

હઝરત હસન બિન અલી રદિ.ની રિવાયત છે કે મેં રસુલુલ્લાહ ﷺ ના મોઢેથી નીકળેલાં આ શબ્દો યાદ કરી લીધા છે કે, ''જે વસ્તુ શંકામાં નાખનારી હોય તેને છોડીને એ કામને પસંદ કરો, જે શંકા-કુશંકાથી પર હોય; કારણ કે સત્ય સંપૂર્ણપણે શાંતિ અને સંતોષનું નામ છે અને જૂઠ સંપૂર્ણપણે શંકા અને દ્વિધાનું.'' (તિરમિઝી, મિશ્કાત, બાબ : કસબ, પૃ. ૪૧૪)

હઝરત અસ્મા બિન્તે યઝીદ રદિ.ની રિવાયત છે કે તેમણે રસૂલુલ્લાહ ﷺ ને કહેતા સાંભળ્યા કે, ''શું હું તમને બતાવું કે સૌથી સારો માણસ કોણ છે ?'' લોકોએ કહ્યું, ''શા માટે નહીં ! આપ ﷺ એ ફરમાવ્યું, ''તમારામાંથી સૌથી સારા લોકો એ છે, જેમને જોઈને અલ્લાહની યાદ આવે.'' (ઇબ્ને માજહ, મિશ્કાત, બાબ : હુબ્બ, પૃ. ૪૧૯)

# 'મસ્લક'નો પ્રશ્ન !

● રિવાયતમાં છે કે બની ઇસરાઈલમાં એક બુઝુર્ગ હતા. તેમણે અલ્લાહત્આલાને દુઆ કરી કે, હે અલ્લાહ ! તુ મને દુનિયાની ચિંતાથી મુક્ત કરી દે, જેથી હું રાત-દિવસ તારી ઇબાદત કરતો રહું. અલ્લાહત્આલાએ તેમની દુઆ સાંભળી લીધી. તેમને એક ટાપુ પર પહોંચાડી દીધા. ટાપુ પર એક દાડમનું વૃક્ષ ઊગાડી દીધું અને એક ઝરણું ચાલુ કરી દીધું. તે બુઝુર્ગ રોજ એક દાડમ ખાતા, ઝરણાનું પાણી પીતા અને રાત-દિવસ અલ્લાહની ઇબાદતમાં મગ્ન રહેતા.

પોતાના પાંચસો વર્ષના આયુષ્યમાં તેઓ એક પણ ગુનો કર્યા વગર નિરંતર ઇબાદત કરતા રહ્યા. તેમના અવસાન પછી જ્યારે ફરિશ્તાઓએ તેમને અલ્લાહ સમક્ષ હાજર કર્યા, તો અલ્લાહત્આલાએ ફરમાવ્યું કે જાઓ, મેં તમને મારી કૃપાથી બક્ષી દીધા.

બુઝુર્ગને ખૂબ આશ્ચર્ય થયું અને તેમના હૃદયમાં એક ધારણા સળવળી કે મારી બક્ષિસ (માફી)નું કારણ તો મારી પાંચસો વર્ષની ઇબાદત છે, તો પછી અલ્લાહત્આલાએ પોતાની મહેરબાનીથી મને કેવી રીતે માફ કર્યો ?

અલ્લાહત્આલા તો દિલોની વાત સુદ્ધા જાણે છે. તેણે ફરિશ્તાઓને હુકમ કર્યો કે તેમને જન્નતમાં લઈ જાઓ, પણ પગપાળા.

જન્નતનો રસ્તો જહન્નમના ઉપર થઈને પસાર થાય છે. પુલ-સિરાત, જે જહન્નમના ઉપર છે, તેના પરથી સૌ-કોઈએ પસાર થવાનું હોય છે. અલ્લાહના નેક બંદાઓ આ પુલથી વીજળીની જેમ તેજ ગતિથી પસાર થઈ જશે, પણ જેઓ નેક નથી તેમને મુશ્કેલી પડશે.

જ્યારે ફરિશ્તાઓ બની ઇસરાઈલના આ બુઝુર્ગને પગપાળા જન્નત તરફ લઈને ચાલ્યા, તો જેમ-જેમ જહન્નમ નજીક આવતી ગઈ, ગરમીની તીવ્રતા વધતી ગઈ. બુઝુર્ગને તરસ લાગી અને તેમનું ગળું સૂકાવા લાગ્યું. જ્યારે વધારે નજીક પહોંચ્યા, તો તરસની તીવ્રતા એટલી હદે વધી ગઈ કે સહનશક્તિથી બહાર થઈ ગઈ. તે વખતે એક હાથ પ્રગટ થયો. તે હાથમાં પાણીનો એક ગ્લાસ હતો. તેણે બુઝુર્ગથી કહ્યું કે આ પાણી ખરીદવા માગો છો, તો ખરીદી લો. પાણીની તરસથી બુઝુર્ગની જાન જઈ રહી હતી. પૂછ્યું કે કેટલામાં આપશો ? અવાજ આવ્યો કે પાંચસો વર્ષની ઇબાદતના બદલામાં. બુઝુર્ગની પાસે પાંચસો વર્ષની ઇબાદત તો હતી જ. તેમણે તરત જ ઇબાદત આપીને પાણી ખરીદી લીધું અને પાણી પી લીધું.

જ્યારે ફરિશ્તાઓએ બુઝુર્ગની નેકીઓના ભંડારને ખાલી જોયો, તો જન્નતનો સફર રોકી લીધો અને તેમને પાછા અલ્લાહની હજૂરમાં રજૂ કર્યા.

અલ્લાહત્આલાએ ફરમાવ્યું કે મેં તમને જીવનની દરેક ચિંતાથી મુક્ત કરી દીધા હતા અને પાંચસો વર્ષ સુધી રાત-દિવસ ખાવાનું ખવડાવતો રહ્યો, પાણી પીવડાવતો રહ્યો અને તમામ જરૂરિયાતો પૂરી કરતો રહ્યો. તમે પાણીના એક ગ્લાસની કિંમત પાંચસો વર્ષની ઇબાદત નક્કી કરી છે. હવે મેં જે પાંચસો વર્ષ સુધી તમારા પર ઉપકાર કર્યો અને પોતાની નેઅ્મતો (કૃપાઓ) પ્રદાન કરી, તેનો તમે કેવી રીતે શુક્ર અદા કર્યો ? આનો હિસાબ આપો.

બની ઇસરાઈલના બુઝુર્ગ સિજદામાં પડી ગયા. તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરી અને કહ્યું : હે અલ્લાહ ! નિઃશંક, તુ જેને પોતાની મહેરબાનીથી માફ કરી દે, ફક્ત તે જ જન્નતમાં જશે.

● હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.નું નિવેદન છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : જે વ્યક્તિ 'સુબ્હાનલ્લાહ' કહેશે તો તેના નામએ આ'માલ (કર્મ-પત્ર)માં એક લાખ નેકીઓ લખી લેવામાં આવશે; તો કોઈએ કહ્યું કે હે અલ્લાહના રસૂલ ﷺ ! તે પછી અમે લોકો કેવી રીતે જહન્નમમાં જઈશું ? આપ ﷺ એ ફરમાવ્યું : સોગંદ છે એ હસ્તીના જેના કબજામાં મારી જાન છે, માણસ કયામતના દિવસે એટલા બધા સદ્કાર્યો લઈને આવશે કે જો તે કોઈ પહાડ ઉપર મૂકી દે, તો પહાડ પણ હઠી ન શકે, પરંતુ તેની સરખામણી જ્યારે અલ્લાહની કોઈ નેઅ્મતથી થશે તો આ નેઅ્મત તેના તમામ સદ્કાર્યો પર ભારે હશે.'' (તેથી જ સદ્કાર્યો પર કોઈપણ વ્યક્તિએ અભિમાન કરવું ન જોઈએ. અલ્લાહત્આલાની દયા અને તેની કૃપા અને મહેરબાનીના પરિણામે જ જન્નત મળી શકે છે.) — તબરાની

● હઝરત ઉમર ફારૂક રદિ.નું કથન છે કે જો અલ્લાહત્આલા મને જહન્નમની સજા આપશે, તો એ તેનો ન્યાય હશે અને જો મને જન્નત પ્રદાન કરશે તો તે તેની કૃપા અને મહેરબાની હશે.

● નબી કરીમ ﷺ ફરમાવે છે —

**لن ینجی احد کم عملہ. ولاانت یا رسول اللّٰہ، لاالّا ان یتغمدنی اللّٰہ برحمۃ.**

અનુવાદ : તમારામાંથી કોઈને તેનો અમલ મુક્તિ નહીં અપાવી શકે, બલ્કે અલ્લાહની કૃપા અને મહેરબાની મુક્તિ અપાવશે.

હઝરત આઇશા રદિ.એ પ્રશ્ન કર્યો : હે રસૂલુલ્લાહ ﷺ ! શું તમારો અમલ પણ તમને મુક્તિ નહીં અપાવી શકે ?

નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : મને પણ મારો અમલ મુક્તિ નહીં અપાવી શકે, જ્યાં સુધી અલ્લાહની જ કૃપા અને મહેરબાની સહાયતા નહીં કરે અને મને પોતાની દયામાં ઢાંકી ન લે. મારો અમલ પણ મુક્તિ અપાવનાર નથી. અલ્લાહની કૃપા અને મહેરબાની જ મુક્તિ અપાવનાર છે. (મિશ્કાત)

- નમાઝ માટે પાક (પવિત્ર અને શુદ્ધ) હોવું શરત છે. જો મામૂલી ગંદકી પણ કપડાં કે શરીર પર લાગી હોય તો નમાઝ નથી થતી. તમે જનાબતની (મૈથુન પછી સ્નાનની જરૂર હોય એવી) સ્થિતિમાં હોવ, ગંદકી તમારા શરીર અને કપડાં પર લાગેલી હોય અને પાણી ન મળે તો અલ્લાહત્આલા ફરમાવે છે કે 'તયમ્મુમ' કરીને નમાઝ પઢો. (સૂરઃ નિસા : ૪૩)

'તયમ્મુમ'માં માટી ઉપર હાથ મારીને ચહેરા અને હાથ પર મસહ કરવાનું હોય છે. શું કેવળ માટીથી મસહ કરવાથી ગંદકી દૂર થઈ જાય છે ? ના, આ માત્ર ફોર્માલિટી (ઔપચારિક અમલ) છે. વાસ્તવમાં અલ્લાહત્આલા તમારી નિયત, તમારી નિષ્ઠા અને તમારા પ્રયત્નને જુએ છે અને તેના કારણે જ એવી ઇબાદત જે કબૂલ કરવાને લાયક પણ નથી હોતી, કબૂલ કરી લે છે.

અલ્લાહત્આલા સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર અને માલિક છે. તેને કોઈની મંજૂરીની આવશ્યકતા નથી અને ન કોઈને પોતે જે કંઈ કર્યું છે તેનો હિસાબ આપવાનો છે. તે જે ચાહે તે કરી શકે છે.

- એ આલિમો, જે આખી દુનિયા પર આંગળી ઉઠાવે છે અને પોતાનો મસ્લક છોડીને બાકી તમામ મસ્લકોને ખોટા ઠેરવે છે, જાઓ તેમને જરા કહો કે, 'હઝરત, તમે પહેલાં સારી રીતે પાક થઈ જાઓ અને સંપૂર્ણ એકાગ્રતા અને નિખાલસતાથી નમાઝ પઢો અને નમાઝ પઢયા પછી ગેરંટી આપો કે અલ્લાહત્આલા તમારી આ નમાઝ અને ઇબાદતને જરૂર કબૂલ કરશે.'' શું તેઓ આવી બાંહેધરી આપી શકશે ?

દુનિયાનો કોઈ વ્યક્તિ પોતાની ઇબાદતના સ્વીકારની બાંહેધરી આપી શકતો નથી, તો જે વ્યક્તિ પોતે પોતાની ઇબાદતની બાંહેધરી નથી આપી શકતો, તે બીજાઓની ઇબાદતની શું બાંહેધરી આપવાનો છે કે અલ્લાહત્આલા તેની ઇબાદત કબૂલ નહીં કરે ?

- ખિલાફતે અબ્બાસિયામાં શીઆ-સુન્નીના મતભેદોનું જોર એટલું બધું હતું કે તેમાં જ તેમની ખિલાફત સમાપ્ત થઈ ગઈ. પરંતુ ત્યાંના ભીખારીઓનો ધંધો ખૂબ ચાલી ગયો હતો, અને તેમની કમાણી પણ ખૂબ થઈ રહી હતી. ફકીરોનું એક જૂથ દજલા નદીના પુલના એક કિનારા પર હોય અને તેમનો બીજો છેડો બીજા કિનારા પર. આ પુલ શહેરની વચ્ચોવચ્ચ હતો.

એક જૂથ હઝરત અલી રદિ. અને એહલે બૈતના ગુણગાન ગાતું હતું, તો બીજું જૂથ હઝરત અબૂબક્ર રદિ. અને હઝરત ઉમર રદિ.ના ફઝાઈલની કવિતાઓ ગાતા હતા, અને શીઆ-સુન્નીઓ પસાર થતાં બંને જૂથોને ખૂબ નવાજતાં હતા અને ઇનામો આપીને તેમનો ઉત્સાહ વધારતા હતા. એ જ રીતે ફકીરોના બંને જૂથો સવારથી સાંજ સુધી મોટી-મોટી રકમો જમા કરી લેતા હતા અને રાત્રે ભેગાં થઈને પરસ્પર વહેંચી લેતા હતા.

- કયામતના દિવસે સૌપ્રથમ આલિમોને અલ્લાહત્આલા સામે રજૂ કરવામાં આવશે. અલ્લાહત્આલા ફરમાવશે કે હે મારા બંદાઓ! મેં તમને દીનનું જ્ઞાન આપ્યું હતું. બતાવો, તમે મારા ઉપકારનો શુક્ર કેવી રીતે અદા કર્યો ?

આલિમ કહેશે કે હે અલ્લાહ ! મેં તેં આપેલ જ્ઞાનને દિવસ-રાત તારા બંદાઓ સુધી પહોંચાડ્યું.

અલ્લાહત્આલા કહેશે, તું જૂઠું બોલે છે. ફરિશ્તાઓ પણ તેના જૂઠા હોવાની સાક્ષી આપશે. અલ્લાહત્આલા ફરમાવશે કે તું એટલા માટે પ્રવચનો કરતો હતો કે લોકો તારી પ્રશંસા કરે, અને ચોક્કસ દુનિયામાં તારી પ્રશંસા થઈ ચૂકી અને તને તારા કામનો બદલો મળી ગયો.

પછી આલિમને ઘસડીને જહન્નમમાં નાખી દેવામાં આવશે. આ હદીસમાં તે પછી શહીદો અને ધનવાનો માટે પણ આ પ્રકારના ફેંસલાઓનું વર્ણન છે. (મુસ્લિમ)

તો કયામતના દિવસે એ લોકો, જેઓ સૌપ્રથમ જહન્નમમાં જશે તે આલિમો જ હશે.

- મુસલમાનોના પરસ્પરના મતભેદોથી ફાયદો ઉઠાવનારાં બગદાદના ભીખારીઓ જ નહોતા, બલ્કે આજે પણ તેમની યુક્તિથી ફાયદો ઉઠાવનારાં બરેલ્વી, દેવબંદી, એહલે હદીસ, શીઆ, સુન્ની અને મુસલમાનોના અન્ય વિભિન્ન દૃષ્ટિકોણો ધરાવતા આલિમો મોજૂદ છે.

- નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : જો તમે હક્ક (સત્ય) પર છો, અને તે પછી કોઈ ચર્ચા અને વાદ-વિવાદમાં ન પડો, તો હું તમને જન્નતમાં એક ઘરની બાંહેધરી આપું છું. (અબૂ દાઉદ)

આ હદીસ અને આવી બીજી ઘણી હદીસો તથા કુર્આનની આયતોને જાણવા છતાં હજારો આલિમો તમને એવા મળશે, જેમના જીવનનો હેતુ જ બીજા મસ્લકો પર કીચડ ઉછાળવાનો અને તેમને ખરું-ખોટું કહેવાનો છે. એક હદીસ મુજબ, જેના રિવાયત કરનાર હઝરત અબૂ દરદા રદિ. છે, જે કિતાબે અહમદમાં નોંધેલ છે (મુન્તખિબ અબ્વાબ, પૃ.૧૧૨);

અલ્લાહત્આલાએ ઘણાંબધા લોકોને કેવળ જહન્નમ માટે જ પેદા કર્યા છે, તેથી વિવાદો કરનારાં આલિમોએ પોતાના વર્તન પર વિચાર કરવો જોઈએ અને જોવું જોઈએ કે તેઓ એ જ લોકો જેવા કામો તો નથી કરી રહ્યા ને, જેમનું જહન્નમમાં જવું નિશ્ચિત છે.

વડીલો અને મિત્રો ! અલ્લાહ માટે આવા લોકોથી સાવધાન રહો અને તેમની વિવાદિત વાતો પર વિશ્વાસ ન કરો, કેમ કે આ લોકો પોતાની ઇજ્જત અને પ્રતિષ્ઠા અને સ્વાર્થ ખાતર લોકોને પરસ્પર લડાવે છે.

- મજબૂરીની સ્થિતિમાં જે રીતે ગંદકી લાગી હોવા છતાં તયમ્મુમ કરીને નમાઝ પઢી શકે છે, એ જ પ્રકારની મજબૂરીની હાલત હજ્જના સફરમાં તમારા માટે સર્જાઈ શકે છે. તમે મજબૂર છો કે ન તમે હરમ શરીફના ઇમામને બદલી શકો છો અને ન તેમનો મસ્લક. અલ્લાહ અને તેના રસૂલ ﷺ નો હુકમ છે કે નમાઝ જમાઅત સાથે મસ્જિદમાં પઢવામાં આવે અને અઝાન સાંભળીને કોઈપણ પ્રકારની શરઈ મજબૂરી વગર ઘરમાં નમાઝ નથી થતી. તેથી અલ્લાહના આ હુકમને જાણી લીધા પછી હરમ શરીફમાં જમાઅત સાથે જ નમાઝ પઢો. અલ્લાહતઆલા તમારા પ્રયત્નો, તમારી નિયત અને તમારી નિષ્ઠા જોઈને ઇન્શાઅલ્લાહ, તે કબૂલ કરવા લાયક નહીં હોય તો પણ કબૂલ કરશે (આમીન), અને આમ પણ અલ્લાહતઆલા બધું જ જુએ અને જાણે છે અને પોતાની કૃપા અને મહરેબાનીથી માફી બક્ષે છે.

- તમે નફરતની ભાવનાથી અલગ એકલા કે જમાઅત બનાવીને નમાઝ પઢતા રહો, તો શું જ્યારે બની ઇસરાઈલના બુઝુર્ગ પાંચસો વર્ષની ઇબાદતના આધાર પર પણ જન્નત ન મેળવી શક્યા, તમે તમારા ભ્રમમાં સાચો અકીદો (આસ્થા) ધરાવતા ઇમામ પાછળ કે એકલાં ફક્ત અમુક વર્ષોના જીવનની ઇબાદતના આધારે જન્નત મેળવી લેશો ?

વડીલો અને મિત્રો ! હરમ શરીફમાં એક નમાઝનો સવાબ એક લાખ નમાઝોની બરાબર છે, અને એ જ નમાઝ જો જમાઅતની સાથે અદા કરો તો ૨૭ લાખ નમાઝોનો સવાબ મળશે. તેથી અલ્લાહ માટે, આ હજ્જના પવિત્ર સફરમાં મસ્લકના વિવાદોથી બહાર નીકળી આવો, અને કોશિશ કરો કે તમે દરેક નમાઝ હરમ શરીફમાં પઢો, અને તે પણ જમાઅતની સાથે.

- જો આલિમોના ભાષણો સાંભળી-સાંભળીને તમારી માનસિકતા એવી થઈ ગઈ છે કે જમાઅતની સાથે નમાઝ પઢવામાં તમને અણગમો થાય છે, તો પોતાની નમાઝ પાછળથી દોહરાવી લો, પણ જમાઅતથી નમાઝ પઢીને ૨૭ લાખ ગણો સવાબ અવશ્ય પ્રાપ્ત કરો, નહિં તો આ તમારા જીવનની ખૂબ મોટી વંચિતતા હશે !

અલ્લાહતઆલા તમારી દરેક ઇબાદત કબૂલ કરે, તમારી દરેક જાયઝ દુઆ કબૂલ કરે અને હજ્જે-મબરૂર પ્રદાન કરે (આમીન).

—•—

# પહેલું કોણ ?

હું ૫૦ કિલોનો દુબળો-પાતળો માણસ છું. જ્યારે મુસલ્લા પર ઊભો રહું છું તો અડધો મુસલ્લો ખાલી રહે છે. હરમ શરીફમાં મને એ જગ્યાએ નમાઝ પઢવાનીખૂબ લગન હતી, જ્યાંથી ખાનએ-કા'બા સ્પષ્ટ જોવાય. તેથી સમય પહેલાં હરમ પહોંચી જતો અને યોગ્ય જગ્યાએ મુસલ્લો બિછાવીને બેસી જતો. જેમ-જેમ નમાઝનો સમય નજીક આવતો, આવનારાં લોકોની ભીડ વધતી જતી. જ્યારે બધી ખાલી જગ્યાઓ ભરાઈ જતી, તો લોકો બે નમાઝીઓની વચ્ચે થોડીક જગ્યા બનાવીને બેસી જતા. મારો અડધો મુસલ્લો ખાલી રહેતો હોવાથી મારી બાજુમાં કોઈને કોઈ જરૂર આવી જતું અને જો કોઈ તંદુરસ્ત હાજી આવી જતો તો ધીમે-ધીમે તે મુસલ્લાની વચ્ચોવચ્ચ આવી જતો અને હું છેડા પર, અને આ રીતે મોટાભાગે મેં નમાઝ બે મુસલ્લા પર પઢી છે, અને આ વાત મને ન ગમતી.

એક દિવસ મેં દિલમાં જ નિર્ણય કરી લીધો કે હવેથી કોઈને મારા મુસલ્લા પર જગ્યા નહીં આપું. મેં આવું વિચાર્યું કે બીજા દિવસથી જ મારા સમય પહેલાં હરમ જવા અને મનપસંદ જગ્યા પર નમાઝ પઢવાની તૌફિક (પ્રેરણા) જ છીનવાઈ ગઈ. હું પોતે જ મોડો જવા લાગ્યો. બીજા લોકોથી વિનંતી કરીને વચ્ચે જગ્યા બનાવીને બેસવા લાગ્યો, ત્યાં સુધી કે ક્યારેક તો મુસલ્લો પણ ન લઈ જતો અને જાન્યુઆરીની સખત ઠંડીમાં બરફ જેવા ઠંડા ફર્શ પર કોઈ ખૂણામાં નમાઝ પઢી લેતો. છેવટે ખૂબ તૌબા અને ઇસ્તગફાર પછી ફરીથી તૌફિક મળી.

કોઈ હાજી માટે કેવળ બદગુમાનીની આ સજા કે ઇબાદતની તૌફિક છીનવાઈ જાય, તો જે લોકો હાજીઓને તકલીફ આપે છે, તેમનું શું થશે ?

જે કોઈ પણ અલ્લાહના ઘર આવે છે, તે અલ્લાહનો મહેમાન છે અને અલ્લાહતઆલા મેજબાન. જો મેજબાનને ખુશ કરવો છે તો તેના મહેમાનોની સેવાને પોતાનું લક્ષ્ય બનાવવું પડશે. તમે મહેમાનથી ઝઘડો કરીને, ધક્કામુક્કી કરીને, પાછળ ધકેલી દઈને તેને તકલીફ પહોંચાડીને મેજબાન (અલ્લાહ-તઆલા)ને ખુશ નથી કરી શકતા. અલ્લાહ ન કરે, તમારી પણ ઇબાદતની તૌફિક છીનવાઈ જાય અથવા તમારી ઇબાદત પાછી વાળી દેવામાં આવે ! તેથી ઍરપોર્ટ, બસ સ્ટેશન કે ગમે ત્યાં જ્યારે આ પ્રશ્ન આવે કે પહેલું કોણ? તો તમારો જવાબ એ હોવો જોઈએ કે પહેલા અલ્લાહતઆલાનો મહેમાન, પછી હું.

- રસૂલુલ્લાહ ﷺ એ હજ્જતુલ-વિદાઅ વખતે ફરમાવ્યું : ''લોકો ! તમારું લોહી, તમારું ધન અને તમારી આબરૂ તમારા માટે પરસ્પર એકબીજા પર પ્રલય-પર્યંત હરામ (પ્રતિષ્ઠિત) છે અને એ જ રીતે પ્રતિષ્ઠિત છે, જે રીતે તમારો આજનો દિવસ (હજ્જનો દિવસ), આ મહિનો (હજ્જનો મહિનો, અર્થાત્ ઝીલહજ્જ) અને આ શહેર (મક્કા શહેર) પ્રતિષ્ઠિત છે.'' (બુખારી, મુસ્લિમ)

- હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''હજ્જ અને ઉમરા કરવાવાળાઓ અલ્લાહતઆલાના મહેમાન છે. જો તેઓ અલ્લાહથી દુઆ કરે તો તે તેમની દુઆ કબૂલ કરે છે અને જો તેઓ તેનાથી માફી માગે તો તે તેમને માફ કરે છે.'' (નિસાઈ, ઇબ્ને માજહ, બઝ્ઝાર)

- હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત છે કે નબી કરીમ ﷺ એ હાજીઓ માટે દુઆ કરી કે – ''હે અલ્લાહ ! હજ્જ કરવાવાળાઓને માફ કરી દે અને જેના માટે હાજી માફી માગે તેને પણ માફ કરી દે.'' (ઇબ્ને ખુઝૈમા રદિ.)

તેથી અલ્લાહતઆલાના મોંઘેરા મહેમાનોનું ધ્યાન રાખો અને તેમની એવી સેવા કરો કે તેઓ તમારા માટે હૃદયના ઊંડાણથી દુઆ કરે.

—•—

# જમરાત (શૈતાનને કાંકરી મારવું) અને જાનનું જોખમ

- મિના એ ખીણ છે, જ્યાંથી હઝરત ઈબ્રાહીમ અલૈ. હઝરત ઈસ્માઈલ અલૈ.ને લઈને ઝબેહ કરવા માટે પસાર થયા હતા અને ત્રણ 'જમરાત' એ સ્થળો છે, જ્યાં શૈતાને આ બંને પયગંબરોને બહેકાવવાનો પ્રયત્ન કર્યો હતો, અને જવાબમાં તેને ધુત્કારી નાખવામાં આવ્યો હતો. શૈતાન તે વખતે પણ અપમાનિત થયો હતો અને હઝરત ઈબ્રાહીમ અલૈ.ની સુન્નત અદા કરીને શૈતાનને કાંકરીઓ મારીને હાજીઓ આજે પણ તેને અપમાનિત કરે છે.
- જે જગ્યાએ હઝરત ઈબ્રાહીમ અલૈ.એ શૈતાનને કાંકરીઓ મારી હતી, તે જગ્યાની નિશાની માટે સ્તંભો ઊભા કરી દેવામાં આવ્યા છે. આ થાંભલાઓમાં શૈતાન નથી, ન તો આ થાંભલાઓને કાંકરીઓ મારવાની છે, બલ્કે અસલ કાંકરી મારવાની જગ્યા એ થાંભલાઓની બુનિયાદ કે મૂળ છે. જમરાત એ જ મૂળ કે બુનિયાદને કહે છે. તેથી તમારી કાંકરી કાં તો સીધા થાંભલાઓના મૂળની પાસે પડવી જોઈએ અથવા થાંભલાઓને ટકરાઈને તેની બુનિયાદની પાસે પડવી જોઈએ. જો તમે એટલા જોરથી કાંકરી મારી કે તમારી કાંકરી થાંભલાઓને ટકરાઈને વર્તુળના બહાર જઈને પડે તો તમારી એ કાંકરી નકામી ગઈ. તેને ગણવામાં નહીં આવે. તેના બદલે તમારે એક વધારે કાંકરી મારવી પડશે, અને જો તમે તેની જગ્યાએ કાંકરી ન મારી તો તમારું 'રમી'નું રુક્ન અધૂરું રહ્યું.
- નાના પથ્થરો (કાંકરીઓ)ને ફેંકવાને અરબીમાં 'રમી જિમાર' કહે છે. (રમી એટલે ફેંકવું, જિમાર એટલે પથ્થરની નાની કાંકરી).
- રમી જિમાર હજ્જનું વાજિબ રુક્ન (આવશ્યક અને પાયાનું કાર્ય) છે અને તેને છોડી દેવાથી હજ્જ તો થઈ જશે, પણ 'દમ' આપવો અનિવાર્ય હશે (અર્થાત્ તેના બદલે કુરબાની આપવી પડશે.)
- જમરાત નજીકથી કાંકરીઓ વીણવી કે નાપાક કે ગંદી જગ્યાએથી કાંકરીઓ લેવી મકરૂહ (અણગમતું કૃત્ય) છે. કાંકરીઓ મારતાં પહેલાં તેને ધોઈ લેવી મુસ્તહબ (ઇચ્છનીય) છે, (અનિવાર્ય નથી).
- પ્રત્યેક જમરાત પર સાત કાંકરીઓ મારવામાં આવે છે. અલગ-અલગ મારવી જરૂરી છે. જો એકથી વધારે કે સાતેય એકી સાથે મારશો તો એક જ કાંકરી માનવામાં આવશે, ચાહે અલગ-અલગ પડી હોય. તે પછી બાકી ગણતરી પૂરી કરવી જરૂરી છે.
- સાત કાંકરીથી વધારે મારવી મકરૂહ છે. શંકા હોય તો વધારે મારવામાં કોઈ વાંધો નથી.
- જો કોઈએ એક દિવસ ચાર કાંકરીઓ ઓછી મારી હોય અથવા ત્રણેય દિવસ મેળવીને અગિયાર કાંકરીઓ ઓછી મારી હોય અથવા એક દિવસ રમી જિમાર છોડી દીધું હોય અથવા ત્રણેય દિવસ રમી જિમાર છોડી દીધું હોય, આ ચારેય ભૂલોમાંથી જો તમે ફક્ત એક ભૂલ કરો કે ચાર ભૂલો કરો, તમારે ફક્ત એક જ 'દમ' આપવો પડશે.
- જો ૧૦ ઝીલહજ્જના દિવસે ત્રણ કે તેનાથી ઓછી કાંકરીઓ ન મારી શકો અને બાકીના દિવસોમાં રમીમાંથી દસ કે તેનાથી ઓછી કાંકરીઓ ન મારી શકો (અથવા મારવાથી રહી ગયા) તો જેટલી કાંકરીઓ ઓછી મારો તેટલો સદકો કરી દેવો પડશે. (સદકાનું પ્રમાણ ફિત્રાના બરાબર અર્થાત્ પોણા બે (૧.૭૫) કિલો ઘઉં છે.) એટલે કે જો કોઈએ બે કાંકરીઓ ઓછી મારી છે તો તેણે બે સદકા અર્થાત્ સાડા ત્રણ (૩.૫) કિલો ઘઉંનો સદકો કરવો પડશે.
- જમરાતથી પાંચ હાથના અંતરેથી કાંકરી મારવી સુન્નત છે. કાંકરી અંગૂઠા અને કલેમાની આંગળીથી પકડવી મુસ્તહબ છે, અને રમી માટે હાથ એટલો ઊંચો કરવો પણ મુસ્તહબ છે કે બગલ ખુલી જાય.
- કાંકરી મારતી વખતે ફક્ત એક કાંકરી એક વારમાં મારો. કાંકરી મારતી વખતે આ દુઆ પઢો :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ، رَغْمًا لِلشَّيْطَانِ وَرَضًى لِلرَّحْمَانِ.

''હું અલ્લાહતઆલાના નામથી શરૂ કરું છું. અલ્લાહ સૌથી મોટો અને મહાન છે. આ કાંકરી શૈતાનને અપમાનિત કરવા અને રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)ને ખુશ કરવા મારું છું.''

ઉપર લખેલ દુઆમાં જો શબ્દોમાં ફેરબદલ થઈ જાય તો ગુનો થશે. તેથી વધારે સારું એ છે કે તમે તમારી ભાષામાં કહો કે હું શૈતાનને અપમાનિત કરવા અને અલ્લાહને રાજી કરવા આ કાંકરી મારું છું, અને પછી 'બિસ્મિલ્લાહ, અલ્લાહુ અકબર' કહીને કાંકરી મારો. કાંકરીનું વર્તુળમાં પડવું જરૂરી છે. એક કાંકરી જ એક વખતમાં મારો. જો એકથી વધારે કાંકરી તમે એક વખતમાં મારી તો તે એક જ ગણવામાં આવશે.

- ૧૦ ઝુલહિજ્જાના દિવસે ફક્ત સૌથી મોટા શૈતાન (જમરહ ઉકબા)ને સાત કાંકરીઓ મારવાની છે અને પહેલી કાંકરી મારતાં જ 'તલ્બિયહ' પઢવાનું બંધ કરી દો.
- ૧૧, ૧૨, ૧૩ ઝીલહજ્જના દિવસોમાં ત્રણેય જમરાત પર રમી કરવાની છે. પહેલાં નાના, પછી વચ્ચેના અને અંતે મોટા જમરાતને આ જ ક્રમથી રમી કરવું સુન્નત છે.
- રમીમાં કાંકરીઓ એક-પછી-એક મારવું મસ્નૂન છે. એક પછી બીજી કાંકરી મારવામાં વિલંબ કરવું મકરૂહ છે. તે જ રીતે એક જમરાત પર રમી કર્યા પછી બીજા જમરાત પર રમીમાં દુઆ સિવાય વિનાકારણ મોડું કરવું મકરૂહ છે.

- નાના જમરાત (જમરહ ઊલા) અને વચ્ચેના જમરાત (જમરહ વુસ્તા) પર રમી પછી કિબ્લા-રુખ થઈને દુઆ માગવું સુન્નત છે, અને આ બંને સ્થળો દુઆઓના સ્વીકાર માટે ખાસ જગ્યાઓમાંથી છે. તેથી અહીં રોકાઈને ઓછામાં ઓછું એટલી વાર દુઆ કરો, જેટલી વારમાં ૨૦ આયતો પઢી શકાય. (સૂરઃ બકરહ પઢવામાં જેટલો સમય થાય, નબી કરીમ ﷺ એ એટલી વાર રોકાઈને દુઆઓ માગી હતી.)
- મોટા શૈતાન (જમરહ ઉકબા)ને રમી કર્યા પછી કોઈપણ દિવસે દુઆ માટે રોકાવું સુન્નત નથી.
- રમી કરતી વખતે કોઈ ખાસ રુખની તરફ મોઢું કરીને ઊભા રહેવાની પણ કોઈ શરત નથી. તમે કોઈપણ દિશાએથી રમી કરી શકો છો. ૧૦ ઝીલહજ્જના દિવસે જ્યારે નબી કરીમ ﷺ એ જમરહ ઉકબાની રમી કરી હતી, તે વખતે આપ ﷺ ની જમણી બાજુ મિના અને ડાબી બાજુ મક્કા-મુકર્રમા હતા. તેથી આ રુખ પર ઊભા રહીને રમી કરવું સુન્નત છે. (મુઅલ્લિમુલ હુજ્જાજ)
- એક કાંકરી પછી તરત જ બીજી કાંકરી મારવી અને એક જમરાત પર રમી કર્યા પછી બીજા જમરાત પર મોડું કર્યા વગર રમી કરવું સુન્નતે-મુઅક્કદાહ (તાકીદી સુન્નત) છે. તેથી જો કોઈ રમી જિમાર પછી કોઈ બીજાની પણ રમી જિમાર કરવા માગે તો અફઝલ એ છે કે પહેલા ત્રણેય જમરાત પર પોતાની રમી પૂરી કરી લે, પછી બીજા લોકોની રમી શરૂ કરે. પરંતુ હવે એ સંભવ નથી રહ્યું, કેમ કે આવું કરવા માટે કેટલાય કિલોમીટરનો ચક્કર લગાવવો પડે છે. તેથી હવે દરેક જમરાત પર પહેલાં પોતાની કાંકરીઓ મારે અને પછી બીજા વ્યક્તિ તરફથી કાંકરીઓ મારે.
- શરીઅત મુજબ ૧૦ ઝીલહજ્જના દિવસે રમી જિમારનો અફઝલ સમય સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો છે; અને ૧૧,૧૨,૧૩ તારીખે 'ઝવાલ'થી લઈને સૂર્યાસ્ત સુધી છે. 'મુબાહ' (જાયઝ) સમય ૧૦ તારીખે ઝવાલથી સૂર્યાસ્ત સુધી અને ૧૧,૧૨,૧૩ તારીખે સૂર્યાસ્તથી સુબ્હ સાદિક સુધી છે.
- દર વર્ષે ૩૦ થી ૪૦ લાખ લોકો હજ્જ કરે છે, અને આટલા બધા લોકોનું એક જ અફઝલ સમયે એક જ જગ્યાએ એકઠાં થવું દર વર્ષે કોઈને કોઈ અકસ્માતનું કારણ બને છે અને કીમતી જીવનોનું નુકસાન થાય છે. હદીસ શરીફ અનુસાર એક મુસલમાનનું બીજા મુસલમાનને નુકસાન પહોંચાડવું હરામ છે અને અફઝલ સમયે રમી જિમાર કરવું ફક્ત અફઝલ છે. તેથી આલિમોએ ફતવો આપ્યો છે કે અફઝલ કામ કરવાની ધૂનમાં હરામ કામ ન કરો, અને અફઝલ સમયે રમી જિમાર કરવાને બદલે મુબાહ સમયે (જે દરેક પ્રકારે કોઈપણ અણગમા વગર જાયઝ છે) રમી જિમાર કરો. આલિમોની આ શિખામણો પર અમલ કરવો દરેક સમજદાર મુસલમાન માટે જરૂરી છે, કેમ કે મોટાભાગે લોકો અફઝલ સમય પર હંમેશા જમરાત પર જરૂર એકઠાં થશે. તેથી સમજદાર લોકો આ સ્થળે અફઝલ સમયે દૂર રહીને ભીડ ઓછી કરવામાં મદદ કરે અને અકસ્માતોને ટાળવામાં સહાયતા કરે. આ નિયત અને નિષ્ઠા પર અલ્લાહતઆલા વધારે અજ્ર આપશે. (ઇન્શાઅલ્લાહ)
- મહિલાઓ, વૃદ્ધો અને કમજોર લોકો માટે કોઈપણ પ્રકારના અણગમા વગર કાકંરી મારવાનો સમય સુબ્હ સાદિક સુધી છે, આ ફતવાથી અગાઉ પણ હતો અને હવે તો બધા માટે છે.
- રમી જિમાર જતાં પહેલાં પોતાના એહ્રામની ચાદરને સારી રીતે લપેટી લો. કોઈ સામાન અથવા બેગ વગેરે કદી સાથે ન લો. કોઈ એવું કપડું ન પહેરો, જેનું બીજાના પગ નીચે ફસાઈ જવાનું જોખમ હોય. ભીડમાં જો તમારી ચાદર કે ઓઢણું કે બેગ કોઈના પગ નીચે દબાઈ ગયા, તો તેને તરત જ પોતાનાથી દૂર કરી દો. ઝૂકીને, નીચે નમીને કે બેસીને કોઈ વસ્તુ કાઢવા કે ઉઠાવવાની કદાપિ કોશિશ ન કરો, નહિં તો કચડાઈ જવાનું જોખમ છે.
- કાંકરી જો તમે પુલની ઉપરથી મારો તો ખુલ્લી હવામાં શ્વાસ રૂંધાવાનું જોખમ ઓછું રહે છે. પુલ ઉપર લોકો એક તરફથી દાખલ થાય છે અને બીજી તરફથી નીકળી જાય છે, જ્યારે કે જમીન પર લોકો સડકના કિનારે જ ગેરકાયદેસર નાના-નાના તંબુઓ લગાવે છે અને સામાન મૂકીને આરામ કરે છે. તેથી જગ્યા વધારે નાની થઈ જાય છે. જમરાતની તરફ લોકો દરેક બાજુએથી આવવાની કોશિશ કરતા હોય છે, તેથી લોકોનું એક તરફ ચાલવાનું બંધ થઈ જાય છે અને ભાગદોડ મચી જાય છે.
- જ્યારે જમરાતના નજીક પહોંચો તો જમણે અને ડાબે થઈને થોડાંક આગળ વધી જાઓ અને પછી પલટીને અંતિક છેડાથી કાંકરી મારો, કેમ કે જોશીલા લોકો જમરાતના નજીક પહોંચતાં જ કાંકરી મારવા લાગે છે, તેથી પહેલા છેડા પર ખૂબ અવ્યવસ્થા હોય છે.
- ઘણાં તંદુરસ્ત લોકો પોતે જ કાંકરી મારવાને બદલે કોઈ અન્યને પોતાનો વકીલ બનાવીને કાંકરી મારવા માટે નિયુક્ત કરી દે છે. આ ખોટી રીત છે અને આનાથી હજ્જનું રુક્ન અદા નહીં થાય. વકીલ દ્વારા એ જ વ્યક્તિની કાંકરી મારવી યોગ્ય હશે, જે શરઈ રીતે અપંગ અને મજબૂર હોય. જે ઊભો રહીને નમાઝ પઢી શકે છે અને ચાલી-ફરી શકે છે, તે અપંગ અને મજબૂર નથી હોતો. આવા લોકોએ પોતે કાંકરી મારવી અનિવાર્ય છે, નહિં તો 'દમ' આપવો પડશે, એટલે કે કુરબાની આપવી પડશે.
- મુઝદલ્ફાથી સીધા જમરાત રમી માટે સામાન વગેરે લઈને જવું ન જોઈએ, બલ્કે પહેલા પોતાના તંબુમાં જાઓ, પછી ત્યાંથી રમી જિમાર કરવા માટે જાઓ.
- દરેક દેશ માટે રમી જિમારના અલગ-અલગ સમય સાઉદી સરકારે નક્કી કરેલ છે, જેથી જમરાતની આસપાસ લોકોની જરૂરતથી

વધારે ભીડ ન થઈ જાય. પોતાના મુઅલ્લિમથી સમય જાણીને જ રમી જિમાર માટે રવાના થાઓ.

- જમરાત માટે ગ્રુપમાં રવાના થાઓ. ગ્રુપના એક વ્યક્તિના હાથમાં કોઈ ઊંચી લાકડી, ઝંડો કે કોઈ નિશાની આપી દો, જેથી ગ્રુપના બાકીના લોકો જો દૂર-દૂર પણ ચાલ્યા જાય તો પણ સાથે જ રહે અને કોઈ છૂટું ન પડી જાય.
- જમરાત પર કોઈપણ સાધન-સામગ્રી ન લઈ જાઓ. અપંગને વ્હીલ-ચૅર પર ન લઈ જાઓ અને બાળકોને પણ ન લઈ જાઓ.
- કાંકરી માર્યા પછી પાછા ફરતી વખતે જો તમે ખોટા રસ્તે નીકળી જાઓ, તો તમારે કેટલાય કિ.મી.નો સફર વધારે કરવો પડશે. તેથી તમે સાચા રસ્તાનું ખાસ ધ્યાન રાખો.
- હજ્જના ચાર દિવસોમાં દરેક હાજી શૈતાનને ૪૯ થી ૭૦ કાંકરી મારે છે. દર વર્ષે હજ્જમાં આશરે ૪૦ લાખ લોકો હોય છે. જો એક જગ્યાએ આ કાંકરીઓ એકઠી કરવામાં આવે તો કાંકરીઓનો પહાડ બની જાય. પરંતુ જમરાતની પાસે તમે જોશો તો કાંકરીઓનો કોઈ ઢગલો નથી હોતો; કેમ કે મકબૂલ (કબૂલ કરેલ, લક્ષ્ય-સિદ્ધ) કાંકરીઓ ફરિશ્તાઓ વીણી લે છે અને આ હદીસમાં પણ છે. (રિવાયતકર્તા : હઝરત અબૂ સઈદ ખુદરી રદિ., હાકિમ)

તમે પણ આ ચમત્કારને જોઈને પોતાના ઈમાનને તાજું કરો.

—●—

# સોનેરી વચનો

- હઝરત ઉત્બા બિન ઉમરા રદિ. રાવી છે કે, ''હઝરત મુહમ્મદ ﷺ એ હજામનો ધંધો અપનાવવાથી મનાઈ ફરમાવી છે.'' (ઇબ્ને માજહ, ૨૨૪૨)
- રસૂલ અકરમ ﷺ એ ફરમાવ્યું : ''જો કોઈ ખેડૂત લોકોને દ્રાક્ષ નથી પહોંચાડતો, એટલા માટે કે તે દારૂ બનાવનારાઓને વેચે, તો તેણે જાણી-સમજીને જહન્નમની આગ પોતાના માટે એકત્ર કરી.'' (તબરાની)
- ઉમ્મુલ મુ'મેનીન હઝરત આઇશા રદિ. વર્ણવે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''હશ્રના દિવસે ચિત્રકારોને સજા આપવામાં આવશે અને તેમને કહેવામાં આવશે કે જે કંઈ તમે બનાવ્યું છે (સજીવ ચિત્ર) તેમાં રૂહ ફૂંકો (અર્થાત્ જીવ નાખો). (ઇબ્ને માજહ, ૨૨૨૭)
- હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.એ કહ્યું કે રસૂલ અકરમ ﷺ એ અમને એવી કોઈ વસ્તુ વેચવાની મનાઈ કરી, જે અમારા કબજામાં ન હોય.'' (ઇબ્ને માજહ) (જેમ કે ખેતી તૈયાર થાય તે પહેલાં તેના પાકનો સોદો કરવો અથવા ફળો પાકતાં પહેલાં તેનો સોદો કરવો.)
- રસૂલ અકરમ ﷺ એ ફરમાવ્યું : ''તમે કોઈ એવી વસ્તુ વેચીને નફો નથી કમાઈ શકતા, જેની તમે ગેરંટી નથી આપી શકતા.'' (ઇબ્ને માજહ, ૨૨૬૫)
- હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિ.નું કથન છે કે, ''રસૂલ અકરમ ﷺ એ અમને નિર્દેશ કર્યો કે જ્યારે માલ તોલો કે માપો, તો સાચા વજન કે માપથી થોડું વધારે આપો (અર્થાત્ પલ્લું નમતું રાખીને તોલો).'' (ઇબ્ને માજહ, ૨૩૦૦)
- રસૂલ અકરમ ﷺ એ નિર્દેશ કર્યો કે વેપાર દ્વારા જાયઝ નફો (સંતુલિત અને યોગ્ય નફો) કમાવો અને 'ગબન ખ્વાહિશ' (અર્થાત્ બીજાને ગફલતમાં નાખવાની ઇચ્છા) પર પાબંદી લગાવી.'' આનો અર્થ એ થયો કે ખૂબ વધારે નફો ન કમાવો (અને પોતાનો માલ સંતુલિત કિંમતથી વેચો), જેથી તમારા માલ કે સેવાથી ગ્રાહકને કોઈ આર્થિક નુકસાન ન થાય. (બુખારી, મુસ્લિમ)
- હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.ની રિવાયત અનુસાર રસૂલ અકરમ ﷺ એ એ તમામ લોકો માટે બદદુઆ કરી, જેઓ લાંચ-રુશ્વત આપે છે અને લાંચ-રુશ્વત લે છે. (અબૂ દાઉદ, તર્જુમાનુલ હદીસ, ૨૯૯)
- અને વ્યભિચારની નજીક પણ ન ફરકો કે તે નિર્લજ્જતા અને ખરાબ માર્ગ છે.'' (કુર્આન-કરીમ, સૂરઃ બની ઇસરાઈલ, આ. ૩૨)

આ આયત અનુચિત અને ગેરકાયદેસર જાતીય સંબંધો અર્થાત્ વ્યભિચારથી ન માત્ર રોકે છે, બલ્કે તેના નજીક પણ જવાની મનાઈ કરે છે. તેથી એ તમામ રસ્તાઓ, જે મનુષ્યને વ્યભિચાર તરફ લઈ જાય છે, તેનાથી મનાઈ કરી છે; જેમ કે - પ્રેમ, નગ્નતા, નિર્લજ્જતા અને અશ્લીલતા વગેરે. એ જ પ્રમાણે એવો ધંધા-વ્યવસાય, જે ફિલ્મ, ટીવી, રેડિયો, શરાબ, ક્લબ વગેરેથી સંલગ્ન હોય તે પણ ઇસ્લામમાં હરામ છે.

- કૈલા ઉમ્મે બની અમ્માર રદિ. કહ્યું કે હું એક ઉમરામાં મરવાના નજીક રસૂલુલ્લાહ ﷺ પાસે હાજર થઈ. મેં અરજ કરી કે હે અલ્લાહના રસૂલ ﷺ ! હું ખરીદ-વેચાણનું કામ કરું છું. જ્યારે મને કોઈ વસ્તુ ખરીદવાની હોય છે તો હું ઓછી કિંમત લગાવું છું, પછી થોડી-થોડી કરીને કિંમત વધારું છું, ત્યાં સુધી કે જેટલામાં મારો ખરીદવાનો ઇરાદો હોય છે તેટલી કિંમત સુધી પહોંચી જાઉં છું; અને જ્યારે કોઈ વસ્તુ વેચું છું તો વધારે કિંમત બતાવું છું. પછી થોડી-થોડી કિંમત ઓછી કરીને સાચી કિંમતે પહોંચું છું. આપ ﷺ એ ફરમાવ્યું કે, ''આવું ન કરો, બલ્કે જ્યારે કોઈ વસ્તુ ખરીદો તો તેની એક કિંમત બતાવી દો, પછી તેની મરજી, ચાહે આપે કે ન આપે. એ જ પ્રમાણે જ્યારે કોઈ વસ્તુ વેચો તો તેની એક કિંમત બતાવી દો, પછી તેની મરજી, ચાહે તો ખરીદે કે ન ખરીદે.'' (ઇબ્ને માજહ, ૨૨૮૧)
- હઝરત ઇબ્ને ઉમર રદિ. રાવી છે કે રસૂલ અકરમ ﷺ એ ફરમાવ્યું : '''બૈ-નજશ'ની મનાઈ છે.'' 'બૈ-નજશ' એક અરબી પરિભાષા છે, જેનો અર્થ છેતરપિંડીથી સોદો કરવો થાય છે, અર્થાત્ ખરાબ માલ કે નુકસાનીવાળો માલ વેચવો કે ખરીદવો ઇસ્લામમાં મનાઈ છે. (ઇબ્ને માજહ, ૨૨૫૦)
- હઝરત આઇશા રદિ. મુજબ રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''મને કોઈની નકલ ઉતારવાનું પસંદ નથી, ચાહે તેના બદલામાં મને ઢગલો દોલત કેમ ન મળે.'' (તિરમિઝી, સફીનએ નજાત, ૨૩૭) અર્થાત્ ઇસ્લામમાં એક્ટિંગ હરામ છે.
- હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિ. રાવી છે કે રસૂલુલ્લાહ ﷺ એ નિર્દેશ કર્યો કે અનાજ ત્યાં સુધી ન વેચો, જ્યાં સુધી વેપારી અને ગ્રાહક બંને તેને સાચી રીતે તોલી ન લે. (ઇબ્ને માજહ, ૨૩૦૪)

—●—

# ‘એહ્‌રામ’નું વર્ણન

### એહ્‌રામ શું છે ?

૧. એહ્‌રામનો અર્થ છે નિરાદર ન કરવું અથવા પોતાના ઉપર કોઈ વસ્તુને હરામ કરી લેવી.

૨. હજ્જ અને ઉમરામાં આપણે નિયત અને ‘તલ્બિયા’ ની સાથે એહ્‌રામની બે ચાદરો પહેરીને બીજી ઘણી વસ્તુઓ આપણે પોતાના પર હરામ કરી લઈએ છીએ, જેમ કે હજામત કરવી, સુગંધ લગાવવું, સીવેલાં કપડાં પહેરવા વગેરે. તેથી આ સ્થિતિને ‘એહ્‌રામ’ કહેવામાં આવે છે.

૩. સામાન્ય રીતે સફેદ ચાદરોને લોકો એહ્‌રામ કહે છે. હાજીઓ એહ્‌રામની હાલતમાં પહેરે છે, તે વાસ્તવમાં એહ્‌રામની ચાદરો છે, તે જ એહ્‌રામ નથી. આ ચાદરોને તમે જેટલી વાર ચાહો એટલી વાર બદલી શકો છો. પરંતુ એહ્‌રામની સ્થિતિથી બહાર આવવા માટે તમે ઉમરા કે હજ્જના બધા અરકાન (ફરજિયાત વિધિઓ) પૂર્ણ કરવા પડશે, ત્યાં સુધી કે હજ્જના દિવસોમાં માથું મુંડ્યા પછી અને ઘરના કપડાં પહેર્યા પછી પણ એહ્‌રામની અમુક પાબંદીઓ તમારા પર બાકી રહે છે, જે તવાફે-ઝ્યારત પછી જ સમાપ્ત થાય છે (જેમ કે દાંપત્ય સંબંધો કે મૈથુન).

૪. હજ્જનો એહ્‌રામ ૧ શવ્વાલથી ૯ ઝીલહજ્જના દિવસો વિતી ગયા પછી સુબ્હ સાદિક સુધી પહેરી શકો છો. ઉમરાનો એહ્‌રામ હજ્જના પાંચ દિવસો ઉપરાંત ગમે ત્યારે પહેરી શકો છો.

૫. ‘મીકાત’ (એ સ્થળ જ્યાંથી હાજીઓ હજ્જ કે ઉમરાનો એહ્‌રામ બાંધે છે)થી બહાર રહેવાવાળાઓ માટે એહ્‌રામ મીકાતથી પહેરવો વાજિબ (આવશ્યક) છે.

૬. પુરુષોનો એહ્‌રામ ૨ મીટર x ૧ મીટરની સીવ્યા વગરની બે ચાદરો હોય છે. એક ચાદર પહેરવા માટે અને એક ચાદર ઓઢવા માટે હોય છે. (સાઇઝની કોઈ પાબંદી નથી.)

૭. સિવ્યા વગરની ચાદરનો અર્થ છે કે તેમાં માનવીના શરીરના ઘાટની રીતે કોઈ વસ્તુ સીવેલી ન હોય, જેમ કે બાંય વગેરે. સીવ્યા વગરનો અર્થ એ નથી કે તેમાં સોઈ-દોરો લગાવેલ ન હોય. જરૂરત પડે તો તમે ચાદરને બદલે ગોદડી કે રજાઈ વગેરે ઓઢી શકો છો, જે ઘણી ચાદરોના છેડાઓને સિવીને બનાવવામાં આવે છે.

૮. એહ્‌રામની ચાદરો સફેદ હોય તો અફઝલ છે. મજબૂરીમાં તમે રંગીન ચાદરોનો ઉપયોગ પણ કરી શકો છો.

૯. એહ્‌રામની હાલતમાં પગના ઉપર (પંજાઓના પાછળ)ના ઉભરેલાં હાડકાઓનું ખુલ્લું રહેવું જરૂરી છે, તેથી એવા પગરખા કે ચપ્પલ ન પહેરો કે હાડકાઓ છુપાઈ જાય. જો તમે હવાઈ ચપ્પલ કે સ્લીપર પહેરો તો આ હાડકાઓ ખુલ્લા રહે છે.

૧૦. એહ્‌રામની હાલતમાં પુરુષે માથું અને ચહેરો ખુલ્લો રાખવાનો હોય છે અને સ્રીઓએ માત્ર ચહેરો. તેથી એહ્‌રામની હાલતમાં પુરુષ અને સ્રી બંનેએ પોતાના ચહેરાને એવી રીતે ઢાંકવું મનાઈ છે કે કપડું ચહેરાને સ્પર્શ કરતું હોય. ચહેરાના અમુક ભાગને પણ ઢાંકવું મનાઈ છે, જેમ કે ગાલ, નાક કે ડાચું વગેરે. (સ્રીઓ ટોપી અને રૂમાલ બાંધતી વખતે કાળજી રાખે કે પેશાની એટલે કે કપાળ ન ઢંકાઈ જાય.)

૧૧. એહ્‌રામ પહેરતાં પહેલાં ખુશ્બૂ શરીર પર લગાવીને એહ્‌રામ પહેરવું સુન્નત છે. પરંતુ એહ્‌રામ પહેરીને કોઈપણ પ્રકારની ખુશ્બૂનો ઉપયોગ જાયઝ નથી. (ખુશ્બૂ શરીર પર એટલી ઓછી લગાવો કે એહ્‌રામની ચાદર પર તેનો ડાઘ ન લાગે.)

૧૨. એહ્‌રામ બાંધતાં પહેલાં બંને હાથ અને બંને પગના નખ કાપવા, નાપાક વાળ સાફ કરવા અને ગુસ્લ (સ્નાન) કરવું મુસ્તહબ છે. વુઝૂ કે ગુસ્લ એહ્‌રામ માટે ફર્ઝ કે વાજિબ નથી. પણ તેને કોઈ ઉઝ્ર (ઉચિત કારણ) વગર છોડી દેવું મક્રુહ છે.

૧૩. એહ્‌રામ પહેરીને એહ્‌રામની નિયતથી પહેલાં બે રકાત નમાઝ અદા કરવી સુન્નત છે. નમાઝ પઢયા વગર પણ એહ્‌રામની નિયત લઈ શકાય છે. પણ કારણ વગર આવું કરવું મક્રુહ છે.

● એહ્‌રામ પહેર્યા પછી પહેલાંથી તમારા પર જે પાબંદીઓ હતી તે તો રહેશે જ; જેમ કે અપશબ્દો કહેવા, નિર્લજ્જ વાતો કરવી, નકામાં અને ખરાબ કાર્યો કરવા, લડાઈ-ઝઘડો કરવો વગેરે. આ ઉપરાંત પણ તમારા પર કેટલીક વધારે પાબંદીઓ લાગૂ થઈ જાય છે. તેની વિગત નીચે આપેલ છે :

### એહ્‌રામની પાબંદીઓ :

૧. વાળ ન કાપો, ન તોડો. (વુઝૂ કરતી વખતે એમને એમ જ વાળ તૂટી જાય તો તેના પર ‘દમ’ નથી.)

૨. નખ ન કાપો, ન તોડો. (તૂટેલા નખને કાપી શકાય છે.)

૩. પુરુષ માથું ન ઢાંકે, ન ચહેરા પર કપડું લગાવે. મોજા કે હાથમોજા પહેરવા, માથા કે મોઢા પર પટ્ટી બાંધવી પણ મનાઈ છે. તમે છાંયડામાં રહી શકો છો. છત્રીનો ઉપયોગ કરી શકાય છે. માથા પર સામાન મૂકીને ચાલી શકો છો. ટોપી, રૂમાલ, ચાદર કે કોઈ ચોંટીને રહેનારી વસ્તુથી માથું ઢાંકી શકાતું નથી.

૪. ચહેરા પર કપડું ન લગાવો. જો ચહેરા પરથી પરસેવો લૂછવો હોય તો હાથથી લૂછીને હાથ કપડાથી સાફ કરી શકાય છે.

૫. પોતાના શરીરના કપડાં અને ખાવા-પીવાની વસ્તુઓમાં ખુશ્બૂનો ઉપયોગ ન કરો.

૬. કોઈ શિકાર કરી શકાય એવા જમીનના જાનવરને ન મારો, ન નિશાન તાકો, ન ભગાડો અને ન બીજાઓની આ કામમાં મદદ

કરો; ન તો શરીરમાં પેદા થતાં જીવાણુંઓને મારો, જેમ કે જૂ વગેરે, ન શરીરનો મેલ ધુઓ. તમે ન્હાઈ શકો છો, પણ સાબુ વગર અને મેલ કાઢ્યા વગર.

૭. એહ્‌રામની હાલતમાં દાંપત્ય સંબંધો (મૈથુન) પર પણ પાંબદી છે.

### એહ્‌રામની વૈધતા અને સુદૃઢતા માટેની શરતો :

(Conditions of Validity of Ihram)

- એહ્‌રામની વૈધતા માટે ઇસ્લામનું હોવું શરત છે. (અર્થાત્ હજ્જ કરવાવાળો મુસલમાન હોવો જોઈએ.)
- એહ્‌રામની નિયત અને 'તલ્બિયા' અને કોઈ ઝિક્ર તેના વિકલ્પ રૂપે કરવું પણ શરત છે. (મુઅલ્લિમુલ હુજ્જાજ, પૃ. ૧૦૦)

### એહ્‌રામના વાજિબાત (આવશ્યકતાઓ) :

- એહ્‌રામની હાલતમાં સીવેલું કપ્ડું ન પહેરવું. (શરૂથી અંત સુધી)
- 'મીકાત'થી અથવા તેનાથી પહેલાં એહ્‌રામ બાંધવો.
- એહ્‌રામમાં મનાઈ કરેલ વાતો/વસ્તુઓથી બચવું.

### એહ્‌રામની સુન્નતો :

- ગુસ્લ કરવું અને એહ્‌રામ બાંધતાં પહેલાં ખુશ્બૂ લગાવવું.
- એક તહબંદ (અધોવસ્ત્ર, નીચે પહેરવાનું કાપડ) અને એક ઉપર ઓઢવાના કાપડ/ચાદરથી એહ્‌રામ બાંધવું.
- એહ્‌રામથી પહેલાં નખ કાપવા.
- એહ્‌રામ પહેરીને એહ્‌રામની નિયતથી બે રકા'ત નમાઝ પઢવી.
- એહ્‌રામની શરૂઆત 'લબ્બૈક'થી કરવી અને પછી વારંવાર 'લબ્બૈક' કહેતા રહેવું.

### એહ્‌રામના મસાઈલ (મામલાઓ) :

- જો એમ જ કોઈ વાળ ખરી પડે તો કોઈ દોષ નથી.
- જો ત્રણથી ઓછા વાળ તોડવામાં આવે તો દરેક વાળ પર એક મુઠ્ઠી ઘઉં સદકો આપો.
- જો ત્રણથી વધારે વાળ, પણ એકચતુર્થાંશ માથાના વાળથી ઓછા વાળ દૂર કરો તો સદકો આપો. (૧.૭૫ કિલો ઘઉં)
- જો એકચતુર્થાંશ માથાના વાળ કે દાઢી અથવા તેનાથી વધારે વાળ સાફ કરો તો 'દમ' વાજિબ છે. (દમ એટલે કુરબાની)
- જો અલગ-અલગ હાથ-પગથી એક કે બે નખ કાપો તો દરેક નખના બદલામાં સદકો આપવો પડશે.
- જો એક જ વારમાં ચારેય હાથ-પગના નખ કાપો તો એક 'દમ' આપવો પડશે.
- જો ચાર વારમાં ચારેય હાથ-પગના નખ કાપો તો ચાર 'દમ' આપવા પડશે.
- જો ચહેરા કે માથા પર એક કલાકથી ઓછા સમય સુધી કપ્ડું લટકાવી રાખ્યું તો એક મુઠ્ઠી ઘઉં કે તેના મૂલ્ય બરાબર રકમ ખૈરાત કરવું વાજિબ છે.
- જો એક કલાકથી વધારે, પણ એક દિવસ કે એક રાતથી ઓછા સમય સુધી કપ્ડું ઢાંકી રાખ્યું તો ૧.૭૫ કિલો ઘઉં, અને એક દિવસ કે એક રાત સુધી અથવા તેનાથી વધારે વાર સુધી માથું ઢાંકી રાખ્યું અને ચહેરા પર કપ્ડું લગાવી રાખ્યું તો 'દમ' વાજિબ થશે.
- એ જ રીતે જો પગના વચ્ચે ઉભરેલ હાડકાં પગરખા વગેરેથી ઢંકાઈ જાય છે, અને જે એક કલાકથી ઓછા સમય સુધી ઢંકાયેલ રહે છે, તો એક મુઠ્ઠી ઘઉં; એક કલાકથી વધારે ૧.૭૫ કિલો ઘઉં અને એક દિવસ-એક રાત સુધી કે તેનાથી વધારે વાર સુધી ઢંકાયેલ રહે તો એક 'દમ' આપવો વાજિબ હશે.
- સૂતી વખતે ગાલ તકિયા પર મૂકવા જાયઝ છે, પણ ચાદરથી માથું અને ચહેરો ન ઢાંકો. સૂતી વખતે પગ પૂરેપૂરા ચાદરથી ઢાંકી શકાય છે.
- એહ્‌રામની હાલતમાં ગળામાં ફૂલોનો હાર પહેરવો મક્રુહ છે. કોઈપણ ખુશ્બૂ કે સુગંધીદાર સાબુના એક વાર ઉપયોગ પર સદકો (૧.૭૫ કિલો ઘઉં) અને વારંવાર ઉપયોગ પર 'દમ' આપવો વાજિબ હશે.
- ભારતથી હજ્જ અને ઉમરા માટે જવાવાળાઓ માટે મીકાત 'યલમલમ' નો પહાડ છે, જે મક્કાથી દક્ષિણે છે. જે લોકો વતનથી સીધા મક્કા મુકર્રમા પહોંચીને હજ્જ કે ઉમરાનો ઇરાદો કરે છે, તેમણે મીકાતથી પહેલાં એહ્‌રામ બાંધવો વાજિબ છે. જો એહ્‌રામ વગર જિદ્દાહ પહોંચી ગયા તો 'દમ' વાજિબ છે.

  વતનથી પહેલાં મદીના જવાવાળા લોકો માટે એહ્‌રામ જરૂરી નથી. વિમાનના સફરમાં 'યલમલમ' જિદ્દાહથી આશરે એક કલાક પહેલાં આવે છે.

### પુરૂષો એહ્‌રામ કેવી રીતે બાંધે ?

એહ્‌રામની એક ચાદર લુંગીની જેમ પહેરવાની હોય છે. તેને તમે જે રીતે ફાવે તે રીતે પહેરી શકો છો. તેના માટે કોઈ ખાસ નિયમ કે હુકમ નથી. પરંતુ હજ્જ દરમ્યાન લોકોની જબરજસ્ત ભીડ હોય છે, અને લુંગીના નીચે પણ તમારે અંડરવૅર (જાંગિયો કે ચડ્ડી) કે અન્ય કોઈ વસ્તુ પહેરવાની પરવાનગી નથી, તેથી જો લુંગી ખુલી જાય તો સંપૂર્ણ નગ્ન થઈ જવાનો ભય હોય છે, તેથી એહ્‌રામની લુંગી નીચે દર્શાવેલ રીત અનુસાર પહેરવાની સલાહ આપવામાં આવે છે, જે વધારે સલામત રીત છે.

- તમે પગને સહેજ પહોળા કરીને ઊભા થઈ જાઓ.
- લુંગીના બંને છેડા બંને હાથમાં પકડી લો.
- ડાબા હાથનો છેડો કમર અને પેટથી ચોંટાડી દો અને પકડી રાખો, અને જમણી બાજુના છેડાને થોડો ખેંચીને રાખો. (ચિત્ર નં. ૧)
- પછી જમણા હાથને ડાબી બાજુ એ રીતે લઈ જાઓ કે લુંગીનો જમણી બાજુ દબાવેલો છેડો ત્યાં જ જમેલો રહે. (ચિત્ર નં. ૨)
- જમણા હાથના લુંગીના છેડાને ડાબી બાજુ પૂરેપૂરી રીતે લઈ ગયા

પછી પણ લુંગી બે થી ત્રણ ફૂટ નીચે રહેશે. પછી આ બચેલા છેડાને જમણી બાજુ લઈ જાઓ. પરંતુ વચ્ચેથી આગળ ન વધે, બલ્કે વચ્ચે ડૂંટી (નાભિ)ની પાસે કસીને લપેટી લો. (ચિત્ર નં. ૩ અને ૪)

- લુંગી તમારી ડૂંટીના ઉપર રહે, કેમ કે ડૂંટી 'સતર'માં સામેલ છે, અને 'સતર'નું છુપાવવું ફરજિયાત છે.
- એહ્રામ ફક્ત બે ચાદરોનું નામ છે. તેમાં પટ્ટો સામેલ નથી. પરંતુ હજ્જ દરમ્યાન પૈસા વગેરે સાથે રાખવું જરૂરી છે, તેથી પૈસા રાખવા માટે પટ્ટો પહેરવાની પરવાનગી છે, અને પટ્ટો પહેર્યા પહેલાં તેમાં પૈસા મૂકીને તે પહરેવો જોઈએ.
- પટ્ટો ડૂંટી પર કે ટૂંટીના ઉપર પહેરો, જેનાથી લુંગીના ઉપરના ભાગથી તમારી ડૂંટી હંમેશા છૂપાઈ રહે. એહ્રામની હાલતમાં તમે ચશ્મા, ઘડિયાળ, કાનનું સાધન વગેરે પહેરી શકો છો.
- ઉમરા અને હજ્જના તવાફે-ઝ્યારતમાં પુરુષોને 'રમલ' અને 'ઇઝ્તિબાઅ' કરવું સુન્નત છે. 'ઇઝ્તિબાઅ' માટે એહ્રામનો એક છેડો જમણા હાથની બગલથી કાઢીને બહાર ડાબા હાથના ખભા પર નાખી લેવામાં આવે છે. (ચિત્ર નં. ૫)
- એહ્રામની હાલતમાં તવાફના સાતેય ચક્કરમાં 'ઇઝ્તિબાઅ' કરવું સુન્નત છે. પરંતુ તવાફે-વાજિબ પહેલાં બગલોને ઢાંકી લો. 'ઇઝ્તિબાઅ'ની સાથે નમાઝ પઢવું મક્રુહ છે.
- હજ્જના ખાસ દિવસોમાં શરીર પર ત્રણથી ચાર દિવસો સુધી એહ્રામ હોય છે. એહ્રામની એક ચાદર તો લુંગીની જેમ પહેરીને અને પટ્ટાથી મજબૂત બાંધી દેવાથી નિશ્ચિત થઈ જવાય છે. પરંતુ ઉપરની ચાદર સંભાળવી થોડુંક મુશ્કેલ કામ છે, તે પણ ખાસ નમાઝની હાલતમાં.

  તેથી બુઝુર્ગ અને અનુભવી લોકો, જેમણે ઘણી વખત હજ્જ કરવાનો અનુભવ છે, નીચે મુજબની રીતે ઉપરની ચાદર લપેટવાની સલાહ આપે છે.

૧. પહેલા ઉપરની ચાદર ખભા પર ઓઢીને પૂરેપૂરી રીતે હાથ સીધો કરીને સામેની તરફ ફેલાવી દો અને ચાદરના બંને છેડા હાથમાં પકડી લો. (ચિત્ર નં. ૬)

૨. પછી જમણા હાથનો છેડો ડાબા હાથની બગલના નીચે લુંગી કે પટ્ટાની નીચે દબાવી દો. (ચિત્ર નં. ૭)

૩. પછી ડાબા હાથનો છેડો જમણા હાથની બગલ નીચે લુંગી કે પટ્ટાની નીચે સારી રીતે દબાવી દો. (ચિત્ર નં. ૮)

૪. પછી એહ્રામનું કાપડ, જે હાથના ઉપર લટકી રહ્યું હશે, તેને બાંયની તરફ સમેટી લો. આ રીતે તમારા બંને હાથ છૂટા પણ થઈ જશે અને ઉપરના એહ્રામની ચાદર વારંવાર ઉતરી નહીં જાય, અને નમાઝમાં ખલેલ નહીં પડે. (ચિત્ર નં. ૯)


ચિત્ર-૧


ચિત્ર-૨


ચિત્ર-૩


ચિત્ર-૪


ચિત્ર-૫


ચિત્ર-૬


ચિત્ર-૭


ચિત્ર-૮


ચિત્ર-૯

# હરમ શરીફ અને મિનાના રોકાણમાં પરદાનો પ્રશ્ન

- ''મોમિન પુરુષોથી કહી દો કે પોતાની નજરો નીચી રાખે...., અને મોમિન સ્ત્રીઓને કહી દો કે પોતાની નજરો નીચી રાખે.'' (સૂરઃ નૂર, આ.૩૦-૩૧)

  ''હે પયગંબર ! પોતાની પત્નીઓ અને પુત્રીઓ અને મુસલમાન સ્ત્રીઓને કહી દો કે બહાર નીકળે તો પોતાના ઉપર પોતાની ચાદરોના પાલવ લટકાવીને ઘૂંઘટ કાઢીને રાખે.'' (સૂરઃ અહઝાબ, આ.૫૯)
- હઝરત આઈશા રદિ.નો ઈરશાદ છે કે અમે હુઝૂર ﷺ ની સાથે એહ્‌રામની હાલતમાં રહેતા હતા, પણ જ્યારે ગૈરમહેરમ પુરુષ અમારા સામેથી પસાર થતા તો અમે પરદો કરી લેતા હતા.
- એહ્‌રામમાં સ્ત્રીઓનો ચહેરો ખુલ્લો રહેવો જરૂરી છે. પરંતુ ઈસ્લામનો પરદાનો જે શરઈ હુકમ છે, તે સમાપ્ત નથી થતો. એહ્‌રામની હાલતમાં પણ સ્ત્રીઓએ એ જ રીતે પરદો કરવાનો છે, જે રીતે એહ્‌રામ વગરની હાલતમાં કરવામાં આવે છે.
- મક્કાશરીફ અને મદીનાશરીફના રોકાણ વખતે એક રૂમમાં છ થી આઠ કે તેનાથી પણ વધારે લોકોને રાખવામાં આવે છે. જો બધા લોકો વૃદ્ધ અને વડીલો હોય તો એટલી મુશ્કેલી નથી. જો તેમાં યુવાન અને ઓછા દીનદાર (ધાર્મિક) હોય તો સ્ત્રીઓનું તેમના વચ્ચે પરદા વગર સૂઈ જવું ખૂબ જ ઘૃણાસ્પદ અને તકલીફવાળું છે. રૂમમાં મકાન-માલિક તરફથી પરદાની કોઈ વ્યવસ્થા નથી હોતી. પરદા માટે તમારે પોતે જ ઘરથી પરદો, રસ્સી, ખીલીઓ વગેરે લઈને આવવાનું હોય છે, અને મકાન-માલિકની મંજૂરીથી રૂમમાં ખીલીઓ લગાવીને પરદો કરવો પડશે. તેથી હજ્જના સફર પર જતી વખતે આ સામાન સાથ લઈ લો. પરદાનું કાપડ અને રસ્સી વગેરે તમને પાછા ફરતી વખતે લગેજ બાંધવા પણ કામ લાગશે.
- મિનામાં આશરે ૭૦ પુરુષો અને મહિલાઓને એક તંબુમાં રહેવું પડે છે. આ તંબુ ૩૦x૪૦ ફૂટનો હોય છે. સરકારે આ તંબુઓમાં કૂલર અને લાઇટની સારી વ્યવસ્થા કરી હોય છે. તેની સાથે તંબુના વચ્ચે પરદાની વ્યવસ્થા પણ હોય છે, જે શરૂમાં જ લપેટેલો હોય છે.
- મક્કામાં જે લોકો તમારા રૂમના સાથી અને પાડોસી છે, એ જ લોકો મિનામાં તમારા તંબુમાં હશે. મક્કાના રોકાણ વખતે જ દીનદાર લોકોને ઓળખી લો, અને શક્ય હોય તો પહેલાથી જ નક્કી કરી લો કે મિના પહોંચીને સૌપ્રથમ પરદા અને નમાઝ-બાજમાઅતનું કામ કરવાનું છે. આ કામ ખૂબ નાજુક છે અને પહેલાથી જ આઠ-દસ માણસોનું આ બંને કામો માટે સહમત હોવું જરૂરી છે.

  એક કુટુંબના પુરુષો અને સ્ત્રીઓનો સામાન અને ખાવું-પીવું એક સાથે હોવાથી આ વાત મોટાભાગે લોકોને ગમતી નથી, અને તેઓ જલ્દી પરદા માટે રાજી થતા નથી. પરંતુ જ્યારે આઠ-દસ પુરુષો પરદાની હિમાયત કરે તો બીજા લોકો તૈયાર થઈ જાય છે, કેમ કે પરદો કરવો એ શરીઅતના આદેશ પર અમલ કરવું પણ છે.

  મિના પહોંચીને બધા લોકોને ભેગા કરી લો અને ડહાપણ અને સલાહ-મશ્વરાથી લોકોને તૈયાર કરીને તંબુની વચ્ચેનો પરદો પાડીને મહિલાઓને એક તરફ અને પુરુષોને બીજી તરફ કરી લો.
- હજ્જ વખતે હરમ શરીફમાં મોટાભાગે તવાફ માટે ખૂબ ભીડ હોય છે, ખાસ કરીને રુક્ને-યમાની અને હજ્રે-અસ્વદ વચ્ચે. આ જ દરમ્યાન મોટાભાગે લોકોના શરીર એક-બીજાથી સ્પર્શતા રહે છે. જો પાછળથી લોકોનું દબાણ વધારે આવે તો પોતાને સામેવાળાથી દૂર રાખવું ખૂબ મુશ્કેલ હોય છે. તેથી શક્ય હોય તો સ્ત્રીઓને ઓછી ભીડના સમયે તવાફ કરવાનું કહો, જેમ કે સવારે ૧૧ વાગ્યે, બપોરે ૨ થી ૩ વાગ્યે અને રાત્રે ૧ થી ૩ વાગ્યે વગેરે. પહેલા માળે અને છત પર પણ ભીડ ઓછી હોય છે. તેથી જો ત્યાં તવાફ કરે તો પણ વધારે સારું છે. પરંતુ પહેલા માળે અને છત પર ઘેરાવો વિશાળ હોવાને લીધે તવાફની તકલીફ ખૂબ વધી જાય છે.
- સ્ત્રીઓની પાછળ કે બાજુમાં પુરુષોની નમાઝ નથી થતી. તેથી હરમમાં મોજૂદ પોલિસ સ્ત્રીઓને પાછળ મોકલતી રહે છે. જો તમે તવાફ માટે મહિલાઓને એટલા માટે પોતાની સાથે લઈ જાઓ છો કે ક્યાંક રસ્તો ન ભૂલી જાય, તો નમાઝથી થોડીક વાર પહેલાં સ્ત્રીઓને નમાઝની જગ્યાએ પોતે જ લઈ જઈને બેસાડી આવો, અને નમાઝ પછી ફરીથી પોતાની સાથે લઈ લો, નહિં તો એક સ્ત્રીને કારણે ઓછામાં ઓછા ત્રણ હાજીઓની નમાઝ ખરાબ થશે. એક ડાબી બાજુ, બીજો જમણી બાજુ અને ત્રીજો પાછળ, અને આનો ગુનો અને અઝાબ તમને ભોગવવો પડશે.

—●—

હઝરત ઈમામ હુસૈન રદિ. કહે છે કે રસૂલે-ખુદા ﷺ ને એક વ્યક્તિએ નિવેદન કર્યું : હુઝૂર ﷺ ! હું કમજોર પણ છું અને કાયર પણ. આપ ﷺ એ ફરમાવ્યું : તું એવો જિહાદ કર, જેમાં કાંટો પણ ન વાગે. તેણે અરજ કરી : એવો કયો જિહાદ છે ? ફરમાવ્યું : હજ્જ કર. (તબરાની)

ઝૈદ બિન સાબિત રદિ. કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺ ને કહેતા સાંભળ્યા છે કે, ''.... જે વ્યક્તિ દુનિયાને પોતાનું લક્ષ્ય બનાવશે, અલ્લાહ તેના હ્રદયની શાંતિ અને ચેન છીનવી લેશે અને હંમેશા ધનદોલત જમા કરવાની લાલચ અને લોભનો શિકાર બનશે, પરંતુ દુનિયાનો એટલો જ હિસ્સો તેને મળશે, જેટલો અલ્લાહે તેના ભાગ્યમાં લખી દીધો છે; અને જે લોકોનું લક્ષ્ય આખિરત હશે, અલ્લાહત્આલા તેમને દિલનું ચેન અને સંતોષ પ્રદાન કરશે અને ધનદોલતની લાલચથી તેના હ્રદયને સુરક્ષિત રાખશે અને દુનિયાનો જેટલો હિસ્સો તેના ભાગ્યમાં હશે તે નિશ્ચિતપણે તેને મળશે.'' (તરગીબ-વ-તહરીબ, સં.: ઝાદેરાહ, ૧૧)

અલ્લાહત્આલા આપણા-સૌને આ હદીસને સમજવાની અને તેના પર અમલ કરવાની તૌફિક આપે (ખાસ કરીને ટૂરવાળાઓને), આમીન.

# એહ્‌રામની હાલતમાં પ્રતિબંધિત કાર્યો અને તેનો ‘કફ્ફારો’

અલ્લાહત્‌આલા કુર્આન-મજીદમાં ફરમાવે છે – ‘‘જે વ્યક્તિ આ મહિનાઓમાં હજ્જની નિયત કરી લે તો હજ્જ (ના દિવસો)માં ન સ્ત્રીઓથી મૈથુન કરે, ન કોઈ ખરાબ કે અશ્લીલ કામ કરે અને ન કોઈથી લડાઈ-ઝઘડો કરે, અને જે નેક (સારૂં) કામ તમે કરશો તેની અલ્લાહને જાણ થઈ જશે.’’ (સૂરઃ બકરહ-૧૯૭)

- એવા કામ, જે હરમ શરીફમાં અને એહ્‌રામ પહેરીને ન કરવા જોઈએ તેને ‘જિનાયહ’ (એવો ગુનો જેનું પ્રાયશ્ચિત કરવું પડે) કહેવાય છે. ‘જિનાયહ’નું બહુવચન ‘જિનાયાહ’ છે. એવા કાર્યો જે એહ્‌રામ પહેરીને ન કરવા જોઈએ તે આઠ છે :
  (૧) પુરુષે સીવેલું કપડું પહેરવું અને પગની ઉપરના હાડકાને ઢાંકવું.
  (૨) પુરુષે માથું અને ચહેરો તથા સ્ત્રીએ ચહેરો ઢાંકવો.
  (૩) ઉમરા અને હજ્જના કોઈ ‘ફર્ઝ’ કે ‘વાજિબ’ અરકાનને છોડી દેવું.
  (૪) ખુશ્બૂનો ઉપયોગ કરવો.
  (૫) વાળ તોડવા કે કાપવા, વાળમાંથી જૂ કાઢવી કે મારવી.
  (૬) નખ કાપવા.
  (૭) દાંપત્યના જાતીય સંબંધો બાંધવા.
  (૮) જમીનના જાનવરનો શિકાર કરવો.
- એવા કાર્યો, જે હરમ શરીફ એટલે કે મક્કા-મુકર્રમા અને મદીના શરીફમાં ન કરવા જોઈએ, તે નીચે મુજબ છે :
  (૧) લડાઈ-ઝઘડો કરવો.
  (૨) ઘાસ કે વૃક્ષ કાપવું, કોઈ વૃક્ષની ડાળીઓ કાપવી કે તોડવી. (તમે હરમની હદમાં ઘાસનું એક તણખલું પણ નથી તોડી શકતા.)
  (૩) શિકાર કરવો, કોઈ શિકાર કરી શકાય તેવા જાનવરને ડરાવવું કે પોતાની જગ્યાએથી હટાવવું. (હરમની હદમાં જંગલી જાનવરોને પણ અમાન (શરણ) છે. તેમને મારવા અને હેરાન કરવાની તો દૂરની વાત છે, જો તે છાંયડામાં ઊભા હોય તો તેમને હટાવીને તમારું છાયડામાં જવું પણ હરામ છે.)
  (૪) નીચે પડેલી વસ્તુને ઉઠાવવી.
- ઉપર દર્શાવેલ પ્રતિબંધિત કાર્યો કરવા માટે ચાર પ્રકારનો દંડ લાગૂ પડે છે :
  (૧) એક મુઠ્ઠી ઘઉંનો સદકો કરવો ‘જઝાઅ’ કહેવાય છે.
  (૨) ‘ફિતરા’ના બરાબર સદકો, અર્થાત્ પોણા બે કિલો ઘઉં અથવા એટલી રકમના સદકાને ‘સદકો’ કહેવાય છે.
  (૩) એક નાના જાનવરની કુરબાની (બકરો/બકરી, ઘેટું/દુંબો વગેરે)ને ‘દમ’ આપવું કહેવામાં આવે છે.
  (૪) એક મોટા જાનવરની કુરબાની અર્થાત્ એક ગાય કે ઊંટની કુરબાનીને ‘બદના’ કહે છે.

**મસ્લા :** આખું ઊંટ કે ગાયની કુરબાની ફક્ત બે વખતે થાય છે – એક, મૈથુન અને ઋતુસ્ત્રાવ (માસિક ધર્મ) કે પ્રસવની સ્થિતિમાં ‘તવાફે ઝ્‌યારત’ કરવું, અને બીજી ‘વુકૂફે અરફા’ પછી અને ‘તવાફે ઝ્‌યારત’થી પહેલા ‘જિમાઅ’ અર્થાત્ ‘હમબિસ્તરી’ (શૈય્યા સુખ) કરવું. (વુકૂફે અરફા એટલે અરફાતના મેદાનમાં પહોંચીને થોડીક વાર રોકાવું.)

### પ્રતિબંધિત કાર્યો અને તેનો ‘કફ્ફારો’ :

૧. કોઈ પુરુષે એહ્‌રામની હાલતમાં સીવેલું કપડું પહેર્યું, તો એક કલાક કે તેનાથી ઓછા સમય સુધી પહેર્યું તો ‘જઝાઅ’ આપવું પડશે. જો અડધા દિવસ કે અડધી રાતથી ઓછું પહેર્યું તો ‘સદકો’ આપવો પડશે, અને જો અડધા દિવસ કે અડધી રાતના બરાબર કે વધારે પહેર્યું તો ‘દમ’ આપવો પડશે.

૨. એહ્‌રામની હાલતમાં કોઈ કારણસર જો એક કલાકથી ઓછા સમય સુધી માથું ઢંકાયેલું રહ્યું તો ‘જઝાઅ’ આપવું વાજિબ છે. જો બાર કલાકથી ઓછા સમય સુધી માથું ઢંકાયેલું રહ્યું તો ‘સદકો’ કરવો વાજિબ છે. જો બાર કલાકથી વધારે ઢંકાયેલું રહ્યું તો ‘દમ’ આપવો વાજિબ હશે.

૩. એહ્‌રામની હાલતમાં ગળામાં ફૂલોનો હાર નાખવો મક્રુહ છે. ખુશ્બૂવાળું ફૂલ સૂંઘવું પણ મનાઈ છે. સુગંધીદાર સાબુના એક વખતના ઉપયોગથી ‘સદકો’ અને વારંવાર ઉપયોગથી ‘દમ’ વાજિબ થાય છે.

૪. વાળ તોડવા કે ખંજવાળવા વગેરેથી દાઢી કે માથાના ત્રણ વાળ સુધી તૂટે કે પડી જાય તો દરેક વાળના બદલામાં ‘જઝાઅ’ આપો. ત્રણથી વધારે વાળ પર ‘સદકો’ આપવો પડશે. પોતાની મેળે ખરતા કે તૂટતા વાળ પર ‘સદકો’ નથી.

૫. જો એક હાથ કે પગના પાંચેય નખ એકી વખતે કાપો તો એક ‘દમ’ વાજિબ થશે. જો ચારેય હાથ-પગના બધા નખ એકી સાથે કાપો તો એક જ ‘દમ’ વાજિબ હશે. જો ચારેય હાથ-પગના બધા નખ અલગ-અલગ કાપો તો એટલી વાર ‘દમ’ આપવો પડશે. જો કોઈ હાથ કે કોઈ પગના પાંચેય નખ એકી સાથે નથી કાપ્યા, બલ્કે એક-એક કે બબ્બે નખ કાપ્યા તો જેટલા નખ એટલાં ‘સદકા’ આપવા પડશે. (અર્થાત્ જ્યારે પાંચેય નખ એકી સાથે કાપવામાં આવે તો ‘દમ’ અનિવાર્ય હશે, નહિં તો ‘સદકો’) તૂટેલાં નખને કાપવા કે તોડવા પર કોઈ સજા નથી.

૬. જો કોઈએ જંગલી કે મેદાન પરના જાનવરનો શિકાર કર્યો કે શિકાર કરનારની કોઈપણ પ્રકારની મદદ કરી તો એ જ જાનવર જેવો ‘સદકો’ કરવો પડશે.

૭. જો એહ્‌રામની હાલતમાં કામેચ્છાની સાથે પુરુષ પોતાની પત્નીને

સ્પર્શે કે ચુંબન કરે તો આવી સ્થિતિમાં વીર્ય પડ્યું હોય કે ન પડ્યું હોય, બંને સ્થિતિમાં દંડ રૂપે એક ઘેટું/દુંબો કે બકરો/બકરીની કુરબાની વાજિબ થશે. ઉપરાંત, જો પત્નીને કામેચ્છા થઈ જાય તો તેના પર પણ અલગથી એક કુરબાની વાજિબ થઈ જશે.

૮. હજ્જમાં 'વકૂફે અરફા' પછી 'હલક' અને 'તવાફે ઝ્યારત'થી પહેલા પત્નીથી હમબિસ્તરી (શૈય્યાસુખ) થઈ જાય તો દંડ રૂપે 'બદના'ની કુરબાની વાજિબ થશે, અને ત્રણેય ઇમામોના મતે જો 'વકૂફે અરફા' પછી મોટા શૈતાનની રમીથી પહેલા હમબિસ્તરી થઈ જાય તો હજ્જ જ 'ફાસિદ' થઈ જશે, અને હઝરત ઇમામે આઝમ અબૂ હનીફા રહ.ના મતે હજ્જ 'ફાસિદ' નહીં થાય, અલબત્ત દંડ રૂપે 'બદના' વાજિબ થઈ જશે.

૯. **અરકાન છોડી દેવા વિશે :**

**<u>કામ :</u>** હજ્જ અને ઉમરાના વાજિબ અરકાનનું છૂટી જવું.

**<u>કફ્ફારો :</u>** જો હજ્જ અને ઉમરાનો કોઈ પણ વાજિબ રુક્ન છૂટી જાય તો હજ્જ કે ઉમરા નહીં થાય. આવી સ્થિતિમાં હાજી તવાફ, સઈ અને 'હલક' (વાળ મુંડાવવા) કરાવીને એહ્‌રામ ઉતારી દે, પરંતુ તેણે ઉમરા કે હજ્જ દોહરાવવી પડશે.

૧૦. **હરમ શરીફની હદમાં ભૂલચૂક અને કફ્ફારો :**

**<u>કામ :</u>** કોઈ વ્યક્તિએ હરમની બેહુરમતી કરી (પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડી), જેમ કે તેની હદમાં ઘાસ ઉખેડી નાખી કે વૃક્ષના પાંદડા તોડી લીધા કે આ જ પ્રકારનું કોઈ કામ કરી નાખ્યું, જેની મનાઈ છે .

**<u>કફ્ફારો :</u>** હરમની ઘાસ કાપવાથી તેના મૂલ્ય બરાબર 'સદકો' કરવો વાજિબ હશે. (મુઅલ્લિમુલ હુજ્જાજ, પૃ.૨૬૧)

● કોઈ વૃક્ષના પાંદડા તોડવાથી જો વૃક્ષને નુકસાન ન થાય તો પત્તા તોડવા જાયઝ છે, નહિં તો જાયઝ નથી. (મુઅલ્લિમુલ હુજ્જાજ, પૃ.૨૬૨)

● આપમેળે ઊગી જતી ઘાસ કે વૃક્ષ, જેને ઊગાડવામાં આવતા નથી, જેમ કે નોનિયા ઘાસ વગેરે અને જે ફળ પણ ન આપતું હોય, તો આવા વૃક્ષોને કાપવું અને તોડવું હરમની હદમાં મનાઈ છે. જો આવા વૃક્ષો કે ઘાસને કાપવામાં આવે તો દંડ રૂપે તેના મૂલ્ય બરાબરનો 'સદકો' વાજિબ હશે. (ગુન્નિયતુલ મનાસિક, પૃ. ૩૦૩; હજ્જ-વ-ઉમરા વિશેષાંક, પૃ.૨૬૨)

– હરમનું સૂકાયેલું વૃક્ષ કે સૂકાયેલી ઘાસ તોડવામાં કોઈ વાંધો નથી. (મુઅલ્લિમુલ હુજ્જાજ, પૃ.૨૬૨)

**<u>કામ :</u>** નાપાકી (અપવિત્રતા)ની હાલતમાં મસ્જિદે-હરામમાં પ્રવેશ કરવો.

**<u>કફ્ફારો :</u>** જો સ્ત્રીએ ગફલત કે બેદરકારીમાં માસિક-ધર્મની હાલતમાં 'તવાફે-ઝ્યારત' કરી લીધા કે 'તવાફે-ઝ્યારત'ના મોટાભાગના ચક્કર માસિક-ધર્મની હાલતમાં કરી લીધા, જેમ કે ત્રણ ચક્કર પછી માસિક શરૂ થઈ ગયું અને માસિક-ધર્મની હાલતમાં જ બાકીના ચાર ચક્કર પૂરા કરી લીધા, તો તેના ઉપર દંડ રૂપે 'બદના' વાજિબ છે; અને 'બદના' ઊંટ કે ગાય કે ભેંસને કહેવામાં આવે છે; અને જો સ્ત્રીએ કુરબાનીના ગાળાના અંદર-અંદર તવાફનો ઇરાદો કરી લીધો છે અથવા એ ચક્કરોનો ઇરાદો કરી લીધો છે, જેને માસિક-ધર્મની હાલતમાં કર્યો હતો, તો કફ્ફારો 'સાકિત' (નિરસ્ત, અચલ) થઈ જશે અને કોઈ વસ્તુ તેના પર અનિવાર્ય નહીં હોય; અને જો કુરબાનીના ગાળો વિતી ગયા પછી તેણી ઇરાદો કરશે તો વિલંબના કારણે એક 'દમ' કરવો અનિવાર્ય હશે. (સંદર્ભઃ ગુન્નિયત જદીદ, પૃ.૨૭૨; કદીમ, પૃ. ૧૪૫; અન્વારે મનાસિક, પૃ.૩૪૩)

– જો માસિક-ધર્મ કે પ્રસવની સ્થિતિ કે મૈથુન (સંભોગ) પછીની અશુદ્ધિની સ્થિતિમાં 'તવાફે-ઉમરા' કરશો તો દંડ રૂપે એક 'દમ' કરવો પડશે, અને જો પાક (પવિત્ર કે શુદ્ધ) થયા પછી ઇરાદો કરશો તો દંડ રૂપે 'દમ' સાકિત થઈ જશે. (સંદર્ભઃ ગુન્નિયતુલ મનાસિક, પૃ.૧૪૭-૧૪૮; અન્વારે મનાસિક, પૃ.૩૨૨)

## નાબાલિગ (અપુખ્ત વ્યક્તિ)ના મસાઈલ :

૧. નાબાલિગે જો સામાન્ય લોકોની જેમ 'હજ્જે-તમત્તો'[૧] કરી લીધી છે, તો તેમની જેમ તેના પર 'તમત્તો'ની કુરબાની કરવાની હોતી નથી. એ જ રીતે 'કિરાન'[૨] ની પણ કુરબાની અનિવાર્ય નથી. (ગુન્નિયત જદીદ, પૃ.૨૦૭; અન્વારે મનાસિક, પૃ.૨૦૪)

૨. જો નાબાલિગે એહ્‌રામની હાલતમાં કોઈ એવું કામ કરી લીધું, જેનાથી 'દમ' કે 'કફ્ફારો' વાજિબ થઈ જાય, તો નાબાલિગના 'ગૈરમુકલ્લિફ' હોવાને કારણે તેના પર કોઈ 'કફ્ફારો' કે 'દમ' વાજિબ નહીં થાય અને તેના લીધે તેના વલી અને જવાબદાર પર પણ કોઈ 'કફ્ફારો' નહીં હોય, એટલા માટે કે તે કાર્ય વલીનું પોતાનું નથી. અલબત્ત, વલી માટે યોગ્ય એ જ છે કે એહ્‌રામ વખતે તેને પણ એહ્‌રામ પહેરાવી દે અને યથાસંભવ એહ્‌રામની હાલતમાં મનાઈ કરેલ બાબતોથી તેને સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરે. (ગુન્નિયત જદીદ, પૃ.૧૮૪ અને ૨૦૭; અન્વારે મનાસિક, પૃ.૨૦૪)

**<u>(નોંધ :</u>** ઉપર બતાવેલ મામલાઓ અમે ખૂબ ટૂંકમાં લખ્યા છે, અલગ-અલગ મસ્લકમાં અલગ-અલગ હુકમો છે. તેથી આ વિશે તમે પોતાના દૃષ્ટિકોણના આલિમોથી સલાહ-મસલત કરી લો. 'મુઅલ્લિમુલહુજ્જાજ' પુસ્તકમાં આની વિગતવાર નોંધ છે.)

—●—

૧. 'તમત્તો' હજ્જની એ રીતને કહે છે, જેમાં હજ્જના જમાનામાં એહ્‌રામ બાંધીને ઉમરા કરી લેવામાં આવે અને તે પછી અમુક દિવસો માટે એહ્‌રામ ખોલી દેવામાં આવે, પછી હજ્જના ફરાઈઝ અદા કરવા માટે ૮ઝીલહજ્જના દિવસે ફરીથી એહ્‌રામ બાંધી લેવામાં આવે. 'તમત્તો'નો અર્થ થાય છે ફાયદો ઉઠાવવો. આ રીતમાં વચ્ચે અમુક દિવસો માટે વ્યક્તિ માટે એ વસ્તુઓ હલાલ થઈ જાય છે, જે હરામ હતી અને તેનાથી ફાયદો ઉઠાવે છે, તેથી તેને 'એહ્‌રામ તમત્તો' કહે છે.

૨. 'કિરાન' એહ્‌રામની એ રીતને કહે છે, જેમાં હજ્જ અને ઉમરા બંનેનો એહ્‌રામ એક સાથે બાંધવામાં આવે છે અને પહેલા ઉમરા પછી હજ્જ કરવામાં આવે છે. આવું કરવાવાળાઓને 'કારિન' કહે છે. 'કિરાન'નો અર્થ મિલાવવાનો થાય છે. એહ્‌રામની આ રીતમાં ઉમરા અને હજ્જને મિલાવવામાં આવે છે, તેથી તેને 'કિરાન' કહે છે.

# સ્ત્રીઓ માટે એહ્‌રામ

સ્ત્રીઓ પણ બધા કાર્યો પુરુષોની જેમ કરે, પરંતુ અમુક બાબતોમાં તેમના માટે પુરુષોથી અલગ આદેશ છે, અને કેટલીક બાબતો સ્ત્રીઓ માટે જ વિશેષ છે. તેની વિગત નીચે મુજબ છે.

૧. સ્ત્રીઓ માટે કોઈપણ સફરમાં 'મહેરમ'નું સાથે હોવું જરૂરી છે. હજ્જ અને ઉમરાનો સફર 'મહેરમ' વગર કરવો નાજાયઝ અને ગુનો છે.

૨. જો કોઈ સ્ત્રી પર હજ્જ 'ફર્ઝ' છે, પણ કોઈ 'મહેરમ'નો સાથ નથી, તો તે 'મહેરમ' મળવા સુધી હજ્જ મુલતવી કરી દે. આ મજબૂરીને કારણે હજ્જમાં જે વિલંબ થશે તેનો તેના પર કોઈ ગુનો નહીં હોય અને જો આ જ સ્થિતિમાં મોત આવી જાય તો સ્ત્રીએ મૃત્યુ વખતે હજ્જે-બદલ માટે વસિયત કરવી વાજિબ છે.

૩. ઇદ્દતવાળી સ્ત્રીઓ ઇદ્દતના સમયગાળામાં 'મહેરમ' હોવા છતાં બિલકુલ હજ્જ માટે ન જાય. આ તેમના માટે હરામ છે.

૪. 'મહેરમ' એ વ્યક્તિ છે, જેનાથી નિકાહ (લગ્ન) હંમેશ માટે હરામ હોય; જેમ કે પિતા, પુત્ર, ભાઈ, ભત્રીજો, ભાણેજ, પતિના પિતા વગેરે.

૫. બનેવી, ફુઆ, માસા વગેરે 'મહેરમ' નથી. એકલાં આ સંબંધીઓની સાથે હજ્જ માટે જવું ગુનો છે.

૬. જો સ્ત્રી ધનવાન હોય અને 'મહેરમ'નો સાથ પણ હોય, તો પતિની પરવાનગી વગર પ્રથમ વાર હજ્જ કરી શકે છે, કેમ કે હજ્જ 'ફર્ઝ' છે. નફલી હજ્જ કે ઉમરા માટે પતિની પરવાનગી જરૂરી છે.

**એહ્‌રામનું વર્ણન :**

૧. સ્ત્રીઓ માટે એહ્‌રામ તેમના દૈનિક કપડાં છે, ફક્ત એ વાતનું ધ્યાન રાખો કે આ કપડાં બારીક, ચુસ્ત અને એવા ન હોય જેનાથી બીજા લોકોનું ધ્યાન તમારી તરફ ખેંચાય; કપડાં બિલકુલ સાદા અને સ્વચ્છ હોય.

૨. એહ્‌રામની હાલતમાં વાળનું કાપવું અને તોડવું મનાઈ છે. ઓઢણું જો વારંવાર માથા પરથી સરકી જાય છે તો તેના વારંવાર સરકી જવા અને વારંવાર તેને ફરીથી માથું ઢાંકવાને કારણે બની શકે છે કે વાળ તૂટે. તેથી સાવધાની માટે માથા પર એક રૂમાલ કે ટોપી બાંધી લેવામાં આવે છે. આ માત્ર સાવધાની ખાતર છે, માથા પર બાંધવામાં આવતા કપડાં કે ટોપીનો એહ્‌રામથી કોઈ સંબંધ નથી અથવા તે સ્ત્રીઓનો એહ્‌રામ પણ નથી. પુરુષો માટે જેવી રીતે એહ્‌રામના કપડાં અને એહ્‌રામની ચાદરો હોય છે, એ રીતે સ્ત્રીઓ માટે એહ્‌રામનું કોઈ વિશેષ કાપડ/કપડું નથી.

૩. એહ્‌રામની હાલતમાં સ્ત્રીઓનો ચહેરો ખુલ્લો રાખવાનો છે. તેથી માથા પર ટોપી કે રૂમાલ બાંધતી વખતે એ વાતનું ધ્યાન રાખો કે ચહેરો ઢાંકેલો ન હોય, નહિં તો 'સદકો' કે 'દમ' આપવો અનિવાર્ય થઈ જશે.

૪. પુરુષોની જેમ સ્ત્રીઓના પગ ઉપરના હાડકાને ખુલ્લું રાખવું જરૂરી નથી, સ્ત્રીઓ પગરખા પહેરી શકે છે, જેનાથી હાડકું છુપાઈ જાય.

૫. 'ગુસ્લ' (શરીઅત મુજબનું સ્નાન) અને વુઝૂ કરતી વખતે માથા પર બાંધેલ ટોપી કે રૂમાલનું ખોલવું જરૂરી છે. માથું ખોલીને જો તમે માથાનો 'મસહ' ન કર્યો તો વુઝૂ પણ નહીં થાય અને નમાઝ પણ નહીં થાય.

૬. ઉમરામાં સઈ પછી અને હજ્જમાં કુરબાની પછી 'હલાલ' થવા માટે આખા માથા કે ઓછામાં ઓછા એકચતુર્થાંશ માથાના વાળની લંબાઈમાંથી એક આંગળીના આંકા બરાબર વાળ કાપી લો (આશરે એકથી સવા ઈંચ). આ વાળ તેઓ પોતે પણ પોતાના હાથથી કાપી શકે છે અથવા પોતાના જેવી કોઈ અન્ય મહિલા હાજીથી, જેણે વાળ કાપતાં પહેલાંના બધા અરકાન પૂરા કરી લીધા હોય, વાળ કપાવી શકે છે. સ્ત્રીઓનું પોતાના પતિ અને પોતાના સાથે આવેલ 'મહેરમ'ને છોડીને કોઈ અન્ય 'ગૈરમહેરમ' પાસે વાળ કપાવવું જાયઝ નથી. વાળ કાપવાની આસાન રીત એ છે કે વાળની ચોટીના અંતિમ છેડાને આંગળીમાં લપેટી લો અને પછી કાપો. ધ્યાન રહે કે આંગળીના એક આંકાની લંબાઈ જેટલા વાળ તો કાપવા જ પડશે, તેનાથી ઓછા નહીં.

૭. એહ્‌રામની હાલતમાં વાળ ન ઓળો. જો જાણીજોઈને કોઈ વાળ તૂટી ગયો તો 'જઝાઅ' આપવો પડશે.

૮. સુગંધી વગરનું તેલ શરીર પર અને વાળોમાં લગાવી શકાય છે. વાળ તૂટી જવાના ડરથી જો તેલ લગાવવામાં ન આવે તો વધારે સારું છે.

૯. કોઈપણ કરાહત વગર આંખોમાં એવો સુરમો લગાવવો જાયઝ છે, જેમાં કોઈ ખુશ્બૂ ન હોય અને જો એવો સુરમો હોય કે તેમાં ખુશ્બૂ સ્પષ્ટ વર્તાય, તો આવો સુરમો એહ્‌રામની હાલતમાં લગાવવાથી 'સદકો' વાજિબ થશે. (અનવારે મનાસિક, પૃ.૨૨૮; મુઅલ્લિમુલ હુજ્જાજ, પૃ. ૧૧૫)

૧૦. એહ્‌રામની હાલતમાં મહેંદી લગાવવી જાયઝ નથી. તેથી જો આખા માથા પર કે આખી દાઢી પર મહેંદી લગાવેલ છે, અથવા સ્ત્રીએ હથેળી પર કે માથા પર મહેંદી લગાવેલ છે, તો 'દમ' વાજિબ હશે, એટલા માટે કે આખા અંગમાં મહેંદી લગાવી છે, અને જો થોડીક દાઢી પર લગાવી છે અથવા હથેળી અને પગના અમુક હિસ્સા પર લગાવી છે, તો 'સદકો' વાજિબ હશે. (બદાયેઅ

કદીમ, પૃ.૧૯૨/૨; અલ-મબૂત ૧૨૫/૪; અલ-બહરુલ રાઈક જદીદ ૪/૩; અલ-મસાલિક ફીલ મનાસિક ૪૭૬/૨; અનવારૂલ મનાસિક પૃ.૧૨૩૨ અને મુઅલ્લિમુલ હુજ્જાજ પૃ.૨૨૯)

૧૧. એહ્‌રામની હાલતમાં સ્ત્રીઓ ઘરેણા પહેરી શકે છે,પણ ઘરેણા એવા ન હોય કે બીજાઓનું ધ્યાન તમારા તરફ આકર્ષિત કરે.

## સ્ત્રીઓ માટે પ્રતિબંધો :

૧. સ્ત્રીઓ 'તલ્બિયા', 'તકબીર' કે અન્ય કોઈ 'તસ્બીહ' ઊંચા અવાજે ન પઢે. સ્ત્રીઓ માટે અવાજનો પણ પરદો છે.

૨. સ્ત્રીઓ 'રમલ' પણ ન કરે, ન સફા-મરવા વચ્ચે ઝડપથી ચાલે, ન દોડે.

૩. નબી કરીમ ﷺ એ રસ્તાઓ પર ચાલતી વખતે સ્ત્રીઓને રસ્તાના કિનારે ચાલવાનો હુકમ આપ્યો છે.

આ હુકમ પછી સહાબાએ કિરામ રદિ.ની સ્ત્રીઓ રસ્તાના એટલા કિનારે ચાલતી હતી કે તેમના કપડાં દીવાલોથી ઘસડાતાં હતાં. (અબૂ દાઉદ, બયહકી)

હઝરત અબૂ હુરૈરહ રદિ.નું કથન છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''પુરુષો માટે સૌથી સારી સફ પહેલી સફ છે અને સૌથી ખરાબ સફ છેલ્લી સફ છે, અને સ્ત્રીઓ માટે સૌથી સારી સફ છેલ્લી સફ છે અને સૌથી ખરાબ સફ સૌથી પહેલી સફ છે.'' (મુસ્લિમ, અબૂ દાઉદ)

૪. કોઈ કાર્ય કે ઈબાદત ત્યાં સુધી પૂર્ણ નથી હોઈ શકતી, જ્યાં સુધી નબી કરીમ ﷺ ના આદેશ અનુસાર ન હોય. તેથી સ્ત્રીઓ તવાફ કરતી વખતે પુરુષોના વચ્ચે ઘૂસીને તવાફ ન કરે, ન સઈ કરે અને નમાઝ પણ સ્ત્રીઓ સ્ત્રીઓની જગ્યાએ જ પઢે, પુરુષોની વચ્ચે ન પઢે.

૫. જો કોઈ સ્ત્રી જમાઅતમાં પુરુષોની વચ્ચે ઊભી થઈ જાય, તો એ સ્ત્રીના જમણી, ડાબી અને પાછળ ઊભેલાં પુરુષોની નમાઝ નહીં થાય. તેનો ગુનો એ સ્ત્રી પર અને તેના સાથેના જવાબદાર પર હશે.

૬. હજ્જ વખતે હરમ શરીફમાં મોટાભાગે તવાફ માટે ખૂબ ભીડ હોય છે, ખાસ કરીને 'રુક્‌ને યમાની' અને 'હજ્રે અસ્વદ'ની વચ્ચે. આ દરમ્યાન મોટાભાગના લોકોના શરીર એક-બીજાથી સ્પર્શતા રહે છે. જો પાછળથી લોકોનું વધારે દબાણ આવી જાય તો પોતાને સામેવાળાથી દૂર રાખવું મુશ્કેલ હોય છે.

તેથી જો શક્ય હોય તો સ્ત્રીઓને ઓછી ભીડના સમયે તવાફ કરવા માટે કહો. જેમ કે સવારે ૧૧ વાગ્યે, બપોરે ૨ થી ૩ વાગ્યે અને રાત્રે ૧ થી ૩ વાગ્યે વગેરે. પહેલા માળે અને છત ઉપર પણ ભીડ ઓછી હોય છે. તેથી જો ત્યાં તવાફ કરવામાં આવે તો પણ વધારે સારું છે. પરંતુ પહેલા માળે અને છત ઉપર વર્તુળ મોટું હોવાને લીધે તવાફની તકલીફ ખૂબ વધી જાય છે.

૭. એહ્‌રામની હાલતમાં સ્ત્રીઓએ ફક્ત ચહેરો ખુલ્લો રાખવાનો હોય છે. એહ્‌રામમાં પરદાનો હુકમ રદ નથી થતો.

હઝરત આઈશા સિદ્દીકા રદિ. ફરમાવે છે કે અમે સ્ત્રીઓ હજ્જમાં રસૂલુલ્લાહ ﷺ ની સાથે એહ્‌રામની હાલતમાં હતી, તો એહ્‌રામના કારણે અમે ચહેરા ઉપર 'નકાબ' નહોતી નાખતી, પણ જ્યારે અમારા સામેથી પુરુષો પસાર થતા તો અમે અમારી ચાદર માથાના ઉપરથી લટકાવી લેતી હતી અને આ રીતે પરદો કરી લેતી હતી અને પછી જ્યારે તે પુરુષો આગળ નીકળી જતા તો અમે અમારા ચહેરાઓ ખોલી દેતી હતી. (અબૂ દાઉદ, મઆરિફુલ હદીસ)

૮. પરદો કરવો અફઝલ કે ફક્ત સવાબનું કામ નથી, બલ્કે તે સ્ત્રીઓ પર વાજિબ છે, કેમ કે પરદાનો હુકમ અલ્લાહત્‌આલાએ વહી દ્વારા કુર્આન-મજીદની આયત નાઝિલ કરીને આપ્યો છે, અને આ આયતનો ભાવાર્થ આ પ્રમાણે છે :

''હે નબી ﷺ ! પોતાની પત્નીઓ અને પોતાની સુપુત્રીઓ અને મુસ્લિમ સ્ત્રીઓને કહો કે તેઓ પોતાના ઉપર પોતાની ચાદરો લટકાવી રાખે.'' (કુર્આન-મજીદ, સૂરઃ અહ્‌ઝાબ, આ.૫૯)

તેથી જો તમે પોતાના ઘર અને મહોલ્લામાં પરદો ન કરતા હોવ, તો પણ હજ્જના સફરથી પહેલાં બુરખો કે મોટી ચાદર જરૂર સાથે લઈ લો અને હરમ શરીફમાં તેનો ઉપયોગ જરૂર કરો, નહિં તો હરમ શરીફમાં એક ગુનો ૭૦ કે ૧૦૦ ગુના બરાબર હોય છે.

## નાપાકી (અપવિત્રતા કે અશુદ્ધિ)ની હાલતમાં ઈબાદત :

૧. એહ્‌રામની હાલતમાં માસિક ધર્મવાળી (રજસ્વલા) સ્ત્રીઓ નમાઝ અને તિલાવતે કુર્આન સિવાય અન્ય ઈબાદતો કરી શકે છે. તેમના માટે ઝિક્ર અને વિર્દ-વઝાઈફ પઢવું જાયઝ છે. મુસ્તહબ એ છે કે દરેક નમાઝ વખતે પાક-સાફ થઈને વુઝૂ કરીને મુસલ્લા પર બેસીને જેટલી વાર નમાઝ અદા કરવામાં થાય છે, એટલી વાર ઝિક્ર અને દુઆઓ કરતી રહે, જેથી ઈબાદતની આદત બાકી રહે.

રિવાયતમાં છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : રજસ્વલા સ્ત્રીઓ જો નમાઝના સમયે સિત્તેર વાર ઈસ્તગફાર (અલ્લાહથી ક્ષમાયાચના) કરી લે તો તેના માટે એક હજાર બરકતો લખી લેવામાં આવે છે અને સિત્તેર ગુના માફ થઈ જાય છે અને તેનો દરજ્જો વધી જાય છે અને તેને ઈસ્તગફારના દરેક શબ્દના બદલામાં નૂર મળે છે અને શરીરની નસના બદલામાં હજ્જ અને ઉમરા લખી લેવામાં આવે છે. (મજાલિસુલ-અબરાર બ-સઈર)

# માસિક ધર્મ અને નિફાસ (પ્રસવ-અશુદ્ધિ)ના મસાઈલ

**સફરથી પહેલાં રજસ્વલાની સ્થિતિ :**

જો કોઈને મક્કા શરીફના સફર અગાઉ જ માસિક-ધર્મ આવવાનું શરૂ થઈ જાય, તો આવી સ્થિતિમાં તે નાપાકીની સ્થિતિમાં જ બિનજરૂરી વાળ પાક-સાફ કરીને, નખ કાપીને, ગુસ્લ કરીને એહ્‌રામના કપડાં પહેરી લે અને 'મીકાત' પહોંચીને ઉમરાની નિયત પણ કરી લે (કેમ કે એહ્‌રામ વગર 'મીકાત'થી પસાર થવું ગુનો છે અને આવું કરનાર માટે 'દમ' આપવો પડશે). પરંતુ મક્કા શરીફ પહોંચીને તવાફ અને સઈ ન કરે. પાક થવા સુધી રાહ જુએ અને પાક થયા પછી તવાફ અને સઈ કરીને ઉમરા પૂરો કરી લે. આ નાપાકીની મુદ્દતમાં તે એહ્‌રામની હાલતમાં જ રહેશે અને એહ્‌રામની તમામ પાબંદીઓ તેના ઉપર લાગૂ રહેશે.

**એહ્‌રામ પહેર્યા પછી માસિક-ધર્મમાં આવવું :**

જો કોઈ એહ્‌રામ પહેર્યા પછી અને નિયત કર્યા બાદ, પરંતુ તવાફ અને સઈથી પહેલાં માસિક-ધર્મમાં આવે, તો તે પાક થવા સુધી રાહ જુએ અને પાક થયા પછી તવાફ અને સઈ કરીને ઉમરા પૂરો કરી લે અને એહ્‌રામ ઉતારી દે. આ નાપાકીના દિવસોમાં એહ્‌રામની પાબંદીઓ લાગૂ રહેશે.

**તવાફ પછી માસિક-ધર્મમાં આવવું :**

જો કોઈના માસિક-ધર્મના દિવસો નજીક હોય, તો જ્યાં સુધી લોહી ન આવી જાય, 'મતાફ'માં તવાફ કરવું જાયઝ છે. જો તવાફ પૂરા કર્યા પછી માસિક-ધર્મમાં આવે, તો નાપાકીની હાલતમાં જ સઈ કરીને વાળ કાપીને ઉમરા પૂરો કરી લે. સઈ માટે પાક થવું શરત નથી, અને જો તવાફ કરતાં-કરતાં માસિક-ધર્મમાં આવી જાય તો તરત જ હરમ શરીફમાંથી બહાર નીકળી જાય અને પાક થયા પછી તવાફ અને સઈ કરીને ઉમરા પૂરો કરી લે. જ્યાં સુધી ઉમરા પૂરો ન થાય, એહ્‌રામની પાબંદીઓ લાગૂ રહેશે.

**હજ્જથી પહેલાં કે હજ્જ દરમ્યાન માસિક-ધર્મમાં આવવું :**

જો કોઈને ૮ ઝીલહજ્જથી પહેલાં માસિક-ધર્મ શરૂ થઈ જાય, તો ઉમરાની જેમ વાળ સાફ કરીને, નખ કાપીને, ગુસ્લ કરીને એહ્‌રામની નિયત કરી લે અને 'તવાફે-ઝ્યારત'ને છોડીને હજ્જના તમામ અરકાન અદા કરી લે. એ જ રીતે હજ્જ દરમ્યાન પણ માસિક-ધર્મમાં આવી જાય તો નમાઝ, કુર્આનની તિલાવત અને 'તવાફે-ઝ્યારત' સિવાય બધા અરકાન અદા કરી લે. 'તવાફે-ઝ્યારત' માટે પાક થવાની રાહ જુએ, ચાહે ૧૨ ઝીલહજ્જ નીકળી જાય. પાક થયા પછી 'તવાફે-ઝ્યારત' કરે. આ રીતે તમારી હજ્જ થઈ જશે, પણ 'તવાફે-ઝ્યારત' સુધી એહ્‌રામની પાબંદીઓ લાગૂ રહેશે. વિલંબના કારણે 'દમ' અનિવાર્ય નહીં થાય.

**ઉમરા અને હજ્જ બંનેના પહેલાં માસિક-ધર્મમાં આવવું :**

કોઈ સ્ત્રીએ 'તમત્તો'ની નિયતથી એહ્‌રામ બાંધ્યો અને મક્કા-મોઅઝ્ઝમા પહોંચ્યા પહેલાં કે મક્કા-મોઅઝ્ઝમા પહોંચ્યા પછી ઉમરાનો તવાફ કરતાં અગાઉ જ તેને જો માસિક-ધર્મ શરૂ થઈ જાય અને લોહી ચાલુ રહ્યું ત્યાં સુધી કે ૮ ઝીલહજ્જ અર્થાત્ મિના જવાના દિવસે માસિક-ધર્મ શરૂ થઈ ગયું તો આવી સ્ત્રી ઉમરા છોડી દે અને એહ્‌રામની પાબંદીઓ (ખુશ્બૂ લગાવવી, નખ કાપવા વગેરે)માંથી કોઈ કાર્ય કરીને અથવા માથું ખોલીને તેમાં તેલ નાખીને માથું ઓળીને ઉમરાનો એહ્‌રામ ખોલી નાખે, પછી ગુસ્લ કરીને 'હજ્જનો એહ્‌રામ' બાંધીને 'તલ્બિયા' પઢી લે અને મિના ચાલી જાય અને હજ્જના તમામ કાર્યો અદા કરતી રહે અને માસિક-ધર્મ બંધ થયા પછી પાક થવાનું ગુસ્લ કરીને 'તવાફે-ઝ્યારત' અને સઈ કરે. હવે આવી સ્ત્રીની હજ્જ 'હજ્જે અફરાદ'માં સામેલ ગણાશે.

હજ્જથી નિવૃત્ત થયા પછી આ છોડી દીધેલ ઉમરાની 'કઝા'ની નિયતથી એક ઉમરા કરી લે અને કુરબાની અર્થાત્ 'દમ' આપે, એ 'દમ' જે અગાઉ છોડી દીધેલ ઉમરાના કારણે વાજિબ થયો હતો.

આવી સ્ત્રી પર 'હજ્જે તમત્તો'ના શુક્રનો 'દમ' વાજિબ નથી, એટલા માટે કે તેની હજ્જ 'હજ્જે અફરાદ' થઈ છે અને 'હજ્જે-અફરાદ' કરનારાઓ પર કુરબાની વાજિબ નથી. (ખૈરુલ ફતાવા ૨૩૩/૪, ઐની શરહ બુખારી ૧૨૩/૧૦, મિશ્કાત ૩૦૬-૩૦૭)

**નોંધ :** જે સ્ત્રીને પોતાની આદત અનુસાર એ વાતની આશા ન હોય કે તે પાક થઈને હજ્જના દિવસોથી અગાઉ ઉમરા કરી શકશે, તેના માટે વધારે સારું એ છે કે તે 'હજ્જે-અફરાદ'નો એહ્‌રામ બાંધી લે, જેથી ઉમરા છોડવાથી જે 'દમ' વાજિબ થાય છે, તે અનિવાર્ય નહીં થાય.

**નાપાકીની હાલતમાં 'તવાફે-ઝ્યારત' :**

૨૪ થી ૨૭ ઑક્ટોબર ૧૯૯૭ના દિવસોમાં મુંબઈના હજ્જ-હાઉસમાં આયોજિત દસમા ફિકહી સેમિનારમાં હજ્જ અને ઉમરાથી સંબંધિત જે મહત્ત્વની ભલામણો અને નિર્ણયો સામે આવ્યા હતા, તેમાં ભલામણ નં. ૧૦ નીચે મુજબ છે :

**(૧) ભ.નં. ૧૦ :** જો 'તવાફે-ઝ્યારત'થી અગાઉ કોઈ સ્ત્રીને માસિક-ધર્મનું લોહી આવી જાય અને તેનાથી પહેલાં નિર્ધારિત પ્રોગ્રામમાં એટલો અવકાશ નથી કે તે માસિક-ધર્મથી પાક થઈને 'તવાફે-ઝ્યારત' કરી શકે, તો તેના માટે સૌપ્રથમ તો જરૂરી છે કે યથાસંભવ કોશિશ દ્વારા (પાક થઈને 'તવાફે-ઝ્યારત' કરી શકે એટલા સમય સુધી પોતાનો સફર અટકાવી દે) જો આ સંભવ ન હોય તો માસિક-ધર્મની હાલતમાં જ 'તવાફે-ઝ્યારત' કરી લે અને એક મોટા જાનવરની કુરબાની 'દમ જનાબત' (મૈથુન પછી ગુસ્લ કરવાની સ્થિતિ માટે દમ)ની નિયત કરે.

આ રીતે કરવાથી તેનો 'તવાફે-ઝ્યારત' અદા થઈ જશે અને તમામ પાબંદીઓથી મુક્ત થઈ જશે.

### 'તવાફે-ઝ્યારત' કર્યા વગર ઘર પાછા ફરવું :

'તવાફે-ઝ્યારત' હજ્જના ત્રણ ફરાઈઝોમાંથી એક 'ફર્ઝ' છે. જો કોઈ કોઈ કારણસર 'તવાફે-ઝ્યારત' નહીં કરે, તો તેની હજ્જ પૂરી નહીં થાય અને ન તો પોતાના જીવન-સાથીથી દાંપત્ય સંબંધો સ્થાપી શકે છે. બંને એક મુદ્દત સુધી હરામ હશે, જ્યાં સુધી 'તવાફે-ઝ્યારત' ન કરી લે. તેથી જો કોઈ ૧૨ ઝીલહજ્જના સૂર્યાસ્ત સુધી 'તવાફે-ઝ્યારત' ન કરી શકે, તો 'તવાફે-ઝ્યારત'માં મોડું કરવાના કારણે ફક્ત 'દમ' આપવો પડશે, પરંતુ તેના પછી આખી ઉંમરમાં ગમે ત્યારે 'તવાફે-ઝ્યારત' કરી શકે છે. 'તવાફે-ઝ્યારત' કરવું જરૂરી રહે છે, માફ નથી થતું.

### 'તવાફે-વિદાઅ'થી પહેલાં માસિક-ધર્મમાં આવવું :

જો કોઈ સ્ત્રી હજ્જના બધા અરકાન પૂરા કરી લે અને મક્કા શરીફથી રવાનગી પહેલાં તે માસિક-ધર્મમાં આવી જાય, તો આવી સ્થિતિમાં તે 'તવાફે-વિદાઅ' ન કરે અને 'તવાફે-વિદાઅ' કર્યા વગર પોતાના સફર પર રવાના થઈ જાય. હઝરત ઇબ્ને અબ્બાસ રદિ.થી એક હદીસ રિવાયત છે કે – ''નબી ﷺ એ રજસ્વલા સ્ત્રીને છૂટ આપી છે કે જો તેણીએ 'તવાફે-ઝ્યારત' કરી લીધો હોય તો 'તવાફે-વિદાઅ' વગર જ સફર પર રવાના થઈ જાય.'' (અહમદ, હ.નં.૩૫૦૫)

### બીમારીમાં લોહી નીકળવું :

માસિક-ધર્મની વધારેમાં વધારે મુદ્દત દસ દિવસ અને બાળકના જન્મ પછી 'નિફાસ'ની મુદ્દત ચાળીસ દિવસ છે. આ મુદ્દત પછી પણ જો લોહી આવે તો તે માસિક-ધર્મની જૂની બીમારીમાં ગણાશે.

એ જ રીતે કોઈ સ્ત્રીને હંમેશા સામાન્ય રીતે ત્રણ દિવસ કે પાંચ દિવસ જ માસિક-ધર્મનું લોહી આવતું હોય અને હરમ શરીફમાં આટલા દિવસોથી વધારે દિવસો સુધી લોહી આવી જાય તો વધારે દિવસોનું લોહી પણ માસિક-ધર્મના બદલે બીમારીનું લોહી ગણાશે.

એ જ રીતે જો કોઈ સ્ત્રીને ત્રણ દિવસથી ઓછા દિવસ લોહી આવે તો પણ બીમારીમાં તેનો સમાવેશ થશે.

જો કોઈ એવી વૃદ્ધ સ્ત્રી, જેને માસિક-ધર્મ બંધ થઈ ગયું હોય, તેને લોહી આવે તો પણ બીમારીમાં ગણાશે.

જો કોઈ ગર્ભસ્થ મહિલાને લોહી આવી જાય તો પણ બીમારીના લોહીમાં સમાવેશ થશે.

આ લોહીની ઓળખ એ છે કે માસિક-ધર્મના લોહીની જેમ તેમાં દુર્ગંધ નથી આવતી.

માસિક-ધર્મની જૂની બીમારીનું લોહી કે અન્ય બીમારીમાં આવતા લોહીનું ઉદાહરણ નસકોરી ફૂટવાને કારણે નીકળતા લોહી જેવું છે, જે ગમે ત્યારે આવી શકે છે. આ લોહીથી સ્ત્રીઓએ ન તો નમાઝ-રોઝા છોડવા જોઈએ, ન તવાફથી વંચિત રહેવું જોઈએ. આવી સ્ત્રીઓને શરીઅતમાં 'મઅ્ઝૂર' (અશક્ત કે માફ કરેલ) માનવામાં આવેલ છે.

આવી સ્ત્રીઓ પાંચેય નમાઝો વખતે તાજુ વુઝૂ કરે, ગુસ્લ અનિવાર્ય નથી. માસિક-ધર્મના દિવસોમાં તે જે રીતે પૅડ (Sanitary Napkin)નો ઉપયોગ કરતી હતી, એ જ રીતે સાફ પૅડનો ઉપયોગ કરીને તાજા વુઝૂથી હરમ શરીફમાં તવાફ અને નમાઝ અદા કરી શકે છે.



## પગપાળા જવાની ફઝીલત

● હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ.એ બીમારીની હાલતમાં પોતાના સંતાનો સામે વર્ણન કર્યું, મેં રસૂલ ﷺ થી સાંભળ્યું છે, જેણે મક્કા-મોઅઝ્ઝમાથી પગપાળા હજ્જ કરી, તેના દરેક કદમ પર સાતસો નેકીઓ લખવામાં આવે છે, ત્યાં સુધી કે મક્કા પાછો આવી જાય અને દરેક નેકી હરમની નેકી સમાન હોય છે. ઇબ્ને અબ્બાસ રદિ.ને તેમના સંતાનોએ પૂછ્યું કે હરમની નેકી શું હોય છે? તેમણે કહ્યું કે દરેક નેકી એક લાખ નેકીઓ સમાન છે. (ઇબ્ને ખુઝૈમા)

આનો અર્થ એ છે કે હાજી પોતાના મકાનથી તો ગાડી કે વાહન દ્વારા જાય, પરંતુ મક્કા પહોંચીને મિના અને અરફાત પગપાળા જાય અને પાછો મક્કા-મોઅઝ્ઝમા પણ પગપાળા આવે.

આ હિસાબથી સાતસો નેકીઓ સાતસો કરોડ નેકીઓના બરાબર થશે, અને દરેક પગલે આ સવાબ છે, તો આખી હજ્જના સવાબનો અંદાજ આવી શકે છે.

● હઝરત ઇબ્ને અબ્બાસ રદિ. ફરમાવે છે કે અંબિયાએ કિરામ અલૈ. સામાન્ય રીતે પગપાળા હજ્જ કરતા હતા. (ઇન્ખાફ)

● હઝરત ઇબ્ને અબ્બાસ રદિ.ના અવસાન વખતે પોતાના સંતાનોને વસિયત કરી કે તેઓ પગપાળા હજ્જ કરે.

● નબી કરીમ ﷺ એ ઉમ્મત માટે હંમેશા સરળ રીત પસંદ કરી છે. પોતાના અંતિમ હજ્જ વખતે આપ ﷺ એ જોયું કે એક વૃદ્ધ લોકોના સહારે પગપાળા ચાલી રહ્યો છે. પૂછવામાં આવ્યું તો ખબર પડી કે તેણે પગપાળા હજ્જની માનતા માની છે. તેથી મજબૂરીથી ચાલી રહ્યો છે. તો આપ ﷺ એ તેને સવાર થવા માટે કહ્યું.

તેથી પગપાળા ચાલવું ખૂબ અફઝલ છે, પરંતુ પોતાની શક્તિ અને સામર્થ્યને જોઈને તકલીફ ઉઠાવવી જોઈએ.



● હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ થી સાંભળ્યું છે કે જેણે હજ્જ કરી અને કોઈ નિર્લજ્જતાનું કામ ન કર્યું અને નાફરમાની અને અશ્લીલતાથી દૂર રહ્યો, તો તે ગુનાઓથી એ રીતે પવિત્ર થઈ જશે, જાણે આજે જ જન્મ્યો છે!'' (બુખારી, મુસ્લિમ)

● હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું – એક ઉમરાથી બીજા ઉમરા સુધી વચ્ચેના તમામ ગુનાઓનો કફ્ફારો છે અને હજ્જે-મબરૂરની જઝા (બદલો) જન્નત છે. (બુખારી, મુસ્લિમ)

● હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું – રમઝાનનો ઉમરા હજ્જ કરવાને બરાબર છે અથવા એવું ફરમાવ્યું કે એ હજ્જના બરાબર છે, જે મારી સાથે કરવામાં આવે. (બુખારી, મુસ્લિમ)

# હરમ અને મીકાતનું વર્ણન

● નબી કરીમ ﷺ નો ઈરશાદ છે : ''આરબોથી પ્રેમ કરો, કેમ કે હું અરબી છું, કુર્આન અરબી છે અને જન્નતની ભાષા પણ અરબી છે.'' (બયહકી, હાકિમ) તેથી આપણે સાઉદી અરબનો હૃદયપૂર્વક આદર કરીએ છીએ.

● આ આદરણીય દેશમાં એક વિશાળ પ્રદેશને અલ્લાહત્આલાએ પવિત્ર ઠેરવી દીધો છે. ફક્ત સમજવા માટે આ વિશાળ પ્રદેશને આપણે પવિત્ર જિલ્લાનું નામ આપીએ છીએ.

● આ પવિત્ર જિલ્લાના કેન્દ્રમાં એક અત્યંત પવિત્ર શહેર છે. આ પવિત્ર શહેરનું નામ મક્કા-મુકર્રમા છે. આ શહેરની હદો પણ અલ્લાહે નિર્ધારિત કરી દીધી છે. તેની એક પ્રખ્યાત હદને 'તનીમ' કહે છે.

● અલ્લાહત્આલાના આદેશથી હઝરત જિબ્રઈલ અલૈ.એ આ પવિત્ર જિલ્લા અને પવિત્ર શહેરની હદોનો નિર્દેશ હઝરત ઇબ્રાહીમ અલૈ.ને કરી દીધો હતો. હઝરત ઇબ્રાહીમ અલૈ.એ આ સ્થળો પર બુર્જ કે સ્તંભોના રૂપમાં નિશાનીઓ મૂકી દીધી છે.

● હઝરત ઇબ્રાહીમ અલૈ. પછી દરેક જમાનાના સત્તાધીશો આ નિશાનીઓની દેખભાળ અને મરામત કરતા રહ્યા અને આજ સુધી કરી રહ્યા છે.

● પવિત્ર જિલ્લા કે પવિત્ર શહેરની એ હદો, જેનો નિર્દેશ હઝરત જિબ્રઈલ અલૈ.એ હઝરત ઇબ્રાહીમ અલૈ.ને કર્યો હતો તેને 'મીકાત' કહે છે. પવિત્ર જિલ્લો અને પવિત્ર શહેરની 'મીકાત' જુદી-જુદી છે.

● પવિત્ર જિલ્લાની સરહદો (મીકાત)ની કેટલીક મશહૂર જગ્યાઓ આ પ્રમાણે છે : ઝુલહલીફા (બૈરઅલી), ઝાતે ઇરાક, કરનુલ-મનાઝિલ, યલમલમ, જિદ્દાહ, જોહફા. પવિત્ર શહેર મક્કા-મુકર્રમાની સરહદ (મીકાત)ના કેટલાક પ્રસિદ્ધ સ્થળો આ પ્રમાણે છે : તનીમ, જિરાનાહ અને વાદીએ મુહલ્લા, મુઝદલ્ફા, અઝાતુલઐન, હુદૈબિયા.

● મક્કા-મુકર્રમાના રહેવાસીઓને **એહલે-હરમ** કે **મક્કી** કહે છે. મક્કા-મુકર્રમાની હદોની બહાર, પણ પવિત્ર જિલ્લાની હદોની અંદરના પ્રદેશને **હિલ** કહે છે અને અહીંના રહેવાસીઓને **એહલે હિલ** કહે છે. પવિત્ર જિલ્લાથી બહાર રહેનારાઓને **આફાકી** કહે છે.

● પહેલાંના જમાનામાં એ નિયમ હતો કે જ્યારે કોઈ વ્યક્તિ કોઈ નવા દેશમાં વેપાર માટે જતો તો પહેલા તે દેશના બાદશાહના દરબારમાં હાજરી આપતો. ટેક્ષ કે ભેટ-સોગાદ પ્રસ્તુત કરીને મંજૂરી માગતો અને મંજૂરી મળી જાય તો દેશમાં હરીફરીને વેપાર કરતો અને નફો કમાતો.

● આવા જ નિયમો આ પવિત્ર શહેર મક્કા-મુકર્રમા માટે પણ છે. કોઈપણ વ્યક્તિ કોઈપણ જરૂરતથી, ચાહે તે ઇબાદતના આશયથી હોય કે વેપારના હેતુથી, ગમે તે રીતે આ શહેરમાં દાખલ નથી થઈ શકતો. તેણે અમુક નિયમોની પાબંદી કરવી જ પડશે. તે નિયમો નીચે મુજબ છે :

૧) પવિત્ર જિલ્લાની સરહદો (મીકાત)માં દાખલ થતાં પહેલાં એહ્‌રામ બાંધે.
૨) 'તલ્બિયા' પઢતાં-પઢતાં સમગ્ર સૃષ્ટિના સર્જનહાર અને માલિકના ઘર પર હાજરી આપે.
૩) પછી તક અનુસાર હજ્જ કે ઉમરા કરે.
૪) આ બધાથી નિવૃત્ત થઈને પછી તે બીજા કાર્યો કરી શકે છે.
૫) પવિત્ર શહેર મક્કામાં જો કોઈ **આફાકી**ને વેપાર માટે જ જવું હોય અને ઇબાદતનો ઇરાદો ન હોય, તો પણ આ નિયમોની પાબંદી કરવી તેના માટે અનિવાર્ય છે, અર્થાત્ હજ્જ કે ઉમરા કરવો પડશે.
૬) **એહલે હિલ** અને **એહલે હરમ** માટે વેપારના હેતુથી કે તવાફના આશયથી પવિત્ર શહેર અને પવિત્ર જિલ્લાથી બહાર ગયા પછી તેમને પણ એહ્‌રામ પહેરીને હરમની હદોમાં દાખલ થવું પડશે.

● **એહલે હરમ** અને **એહલે હિલ**ને જો ઉમરા અદા કરવો છે, તો તેમણે પવિત્ર શહેરની સરહદ પર પહોંચીને પહેલાં એહ્‌રામ પહેરવો પડશે. પછી 'તલ્બિયા' પઢતાં-પઢતાં સમગ્ર સૃષ્ટિના સર્જનહાર અને માલિકના દરબારમાં હાજરી આપીને ઉમરાના અરકાન અદા કરવા પડશે. **તનીમ** આ સ્થળોમાંથી એક છે.

● **એહલે હિલ** અને **એહલે હરમ**ને જો હજ્જ કરવી છે, તો તેમણે ઘરમાં જ એહ્‌રામ પહેરી લેવાનો હોય છે.

● પવિત્ર જિલ્લાથી બહાર રહેનારાઓ અર્થાત્ **આફાકી** જ્યારે પવિત્ર શહેર મક્કા પહોંચીને ઉમરા કે હજ્જ કરી લે છે અને મક્કા-મુકર્રમામાં જ રોકાણ કરે છે, તો તેઓ પણ **એહલે હરમ** જેવા જ છે, અર્થાત્ જો તેમને ઉમરા કરવો છે, તો જિલ્લાની સરહદ (મીકાત) પર એહ્‌રામ બાંધવાની જરૂરત નથી. તેઓ **એહલે હરમ** ની જેમ પવિત્ર શહેરની સરહદ પર જઈને એહ્‌રામ બાંધી શકે છે. તેથી હાજી લોકો મક્કાના રોકાણમાં માત્ર **તનીમ** સુધી જઈને એહ્‌રામ બાંધે છે. પરંતુ આ જ લોકો જો પવિત્ર જિલ્લાથી નીકળશે, અર્થાત્ મીકાતથી બહાર ચાલ્યા ગયા, તો પછી ઉમરા કરવા માટે પવિત્ર જિલ્લાની સરહદ કે મીકાતથી એહ્‌રામ બાંધવો પડશે. તેથી મક્કાથી મદીના ગયા પછી જો પાછા આવીને ફરી ઉમરા કરવો હોય તો **ઝુલ-હલીફા**, જે મદીનાની તરફથી પવિત્ર જિલ્લાની સરહદ છે અથવા મીકાત છે, ત્યાંથી એહ્‌રામ બાંધવો જરૂરી છે.

● જો કોઈ મદીનાથી આવતી વખતે **ઝુલ-હલીફા** ના બદલે **તનીમ** આવીને એહ્‌રામ બાંધીને ઉમરા કરશે, તો પવિત્ર જિલ્લામાં એહ્‌રામ વગર દાખલ થવાના દંડ રૂપે 'દમ' અનિવાર્ય થશે.

● તમારું વતન કે રહેઠાણ પવિત્ર જિલ્લાની સરહદ કે મીકાતની જે

દિશામાં છે, મક્કા-મુકર્રમામાં હજ્જ કે ઉમરાની નિયતથી આવતી વખતે એ જ દિશાની મીકાતથી એહ્‌રામ બાંધવો જરૂરી છે. તમે ગોળ ચક્કર લગાવીને હરમથી બિલકુલ નજીક આવીને એહ્‌રામ નથી બાંધી શકતા, કેમ કે અલ્લાહત્‌આલા પોતાના બંદાઓને એહ્‌રામની હાલતમાં 'તલ્બિયા' પઢતા જોવાનું પસંદ કરે છે. તમે જેટલો વધારે સમય એહ્‌રામ બાંધીને 'તલ્બિયા' પઢતાં સફર કરશો, એટલો વધારે સમય અલ્લાહત્‌આલાની પસંદગીની હાલતમાં રહેશો.

● તમે મીકાતથી પસાર થાઓ કે તેની સીધમાંથી પસાર થાઓ, મીકાત પર કે તેનાથી પહેલાં તમારે એહ્‌રામ પહેરવો જરૂરી છે, નહિં તો પછી મીકાત પર પાછા જઈને એહ્‌રામ પહેરવો પડશે અથવા દંડ રૂપે 'દમ' આપવો પડશે.

● ભારતની તરફ પવિત્ર જિલ્લાની સરહદ (મીકાત) **યલમલમ** પહાડ છે. તમે **યલમલમ** ની પાસેથી કે તેની સીધમાંથી પગપાળા કે પાણીના જહાજ કે વિમાન દ્વારા પસાર થાઓ, તેના પહેલાં તમારે એહ્‌રામ પહેરી લેવો અનિવાર્ય છે. વિમાન કે પાણીનું જહાજ ચક્કર કાપીને બીજી તરફથી જિદ્દાહ પહોંચી જાય અને તમે જિદ્દાહથી એહ્‌રામ પહેરીને હરમની હદોમાં દાખલ થાઓ ત્યારે તમે ગુનેગાર થશો અને તમારે 'દમ' આપવો પડશે.

● હરમની હદોમાં નીચે દર્શાવેલ કામો હરામ છે :

૧. લડાઈ-ઝઘડો કરવો.

૨. ઘાસ કે વૃક્ષ કાપવું, કોઈ વૃક્ષની ડાળીઓ-પાંદડાઓ-કાંટાઓ તોડવા. (હરમની હદોમાં ઘાસનું એક તણખલું પણ તમે નથી તોડી શકતા.)

૩. શિકાર કરવો, કોઈ શિકાર કરી શકાય એવા જાનવરને ડરાવવું-ભડકાવવું, પોતાની જગ્યાએથી હટાવવું. (હરમની હદોમાં જંગલી જાનવરોને પણ અમાન (શરણ) છે. તેમને મારવું, તંગ કરવું તો દૂરની વાત છે, જો તેઓ છાંયડામાં ઊભા હોય તો તેમને હટાવીને તમારા માટે છાંયડામાં જવું પણ હરામ છે.)

૪. નીચે પડી ગયેલ વસ્તુને ઉઠાવવી હરામ છે.

આ કાર્યોમાંથી કોઈ વ્યક્તિ એક કામ પણ કરશે, તો ગુનેગાર થશે, અને 'કફ્ફારો' આપવો પડશે. મિના અને મુઝદલ્ફા પણ હરમની હદોમાં સામેલ છે, અને નબી કરીમ ﷺ એ મદીના-મુનવ્વરાને પણ હરમ ઠરાવેલ છે.

● અલ્લાહત્‌આલા કુર્આન-શરીફમાં કહે છે કે - ''જે વ્યક્તિ આ મહિનાઓમાં હજ્જની નિયત કરી લે તો હજ્જ(ના દિવસો)માં ન સ્રીઓથી મૈથુન કરે, ન કોઈ ખરાબ કામ કરે અને ન કોઈથી ઝઘડો કરે, અને જે નેક કાર્ય તમે કરશો, તેની અલ્લાહને જાણ થઈ જશે.''

(સૂરઃ બકરહ-૧૯૭)

—●—

# કુરબાનીમાં છેતરપિંડી

● હજ્જ એક મહાન ઈબાદત છે. ઘણાં લોકો સમાજ-સેવાની ભાવનાથી પાણી પીવડાવે છે અને ભોજન કરાવે છે. મિના અને અરફાતમાં ઉપયોગમાં લેવાતી વસ્તુઓ હાજીઓને મફત વહેંચે છે.

આવો જ એક સમૂહ તમને પોતાની સેવા ૧૦ ઝીલહજ્જના દિવસે કુરબાની માટે પ્રસ્તુત કરશે. તેઓ તમને કહેશે કે દર વર્ષે અમે એકસો કે બસો કે આનાથી પણ વધારે હાજીઓ માટે કુરબાની કરાવીએ છીએ. જો તમે ઈચ્છો તો તમારા માટે પણ કુરબાની કરીને તમારા પર ઉપકાર કરી શકીએ છીએ. આવું જ તમને બિલ્ડિંગના જવાબદાર લોકો પણ કહેશે. સાવધાન રહો ! આ સફેદ ડગલાવાળાં મદદગાર નહીં, બલ્કે ધોકેબાજ છે.

● દરેક હાજી મક્કામાં નવો હોય છે. ૧૦ ઝીલહજ્જના દિવસે ખૂબ વધારે કામ હોય છે. લાંબું અંતર પસાર કરીને 'મઝબહ' (સ્લૉટર-હાઉસ, કતલખાનું) જઈને કુરબાની કરવાની હિંમત નથી હોતી. એહ્‌રામ ઉતારવાની ઉતાવળ હોય છે. તેથી દરેક હાજી શૉર્ટ-કટ અપનાવવા ચાહે છે, અને દલાલોને રૂપિયા આપીને મુક્ત થઈ જવા માગે છે. પરંતુ આ ખૂબ મોટી ભૂલ છે.

● અમે અને અમારા ઘણાં સાથીઓએ હજ્જના ત્રણ દિવસ અગાઉ કકિયાહ (Kakiyah) કતલખાને જઈને જાનવર વેચનારાઓથી જાનવરોની કિંમત, દલાલો દ્વારા કુરબાની, કતાલખાનાઓમાં કુરબાનીની રીત, કુરબાનીના માંસના ઉપયોગ વગેરે વિશે ઊંડાણથી તપાસ કરી તો જાણવા મળ્યું કે —

૧. દરેક દલાલનો જાનવર વેચનાર સાથે એક વેપારી સંબંધ હોય છે. જો તે હાજીઓથી ૩૦૦ કે ૩૨૫ રિયાલ વસૂલ કરશે, તો એવા જાનવરો ખરીદશે, જેની કિંમત ફક્ત ૨૭૦ કે ૨૮૦ રિયાલ સુધી હશે.

૨. તે જાનવર વેચનાર પાસેથી પણ કમિશન વસૂલ કરશે.

૩. જો એકસો કુરબાની માટે રૂપિયા વસૂલ કરશે તો ફક્ત ૭૦ કે ૮૦ જાનવરોની કુરબાની કરાવશે.

૪. કુરબાનીનું એકતૃત્યાંશ માંસ ગરીબોમાં વહેંચવાનું હોય છે. પરંતુ જો હાજી પોતાની કુરબાનીનું માંસ છોડી દે તો દલાલ પૂરેપૂરું માંસ હોટલોમાં પહોંચાડી દેશે.

૫. કુરબાની કરતી વખતે કોઈપણ હાજીનું નામ લેવામાં આવતું નથી.

અમે લોકો તપાસ કરી રહ્યા હતા, ત્યાં સુધી દરેક હાજી કોઈને કોઈ દલાલને રૂપિયા આપી ચૂક્યો હતો. અમારામાંથી ઘણાં હાજીઓએ દલાલો પાસેથી રૂપિયા પાછા લઈ લીધા અને જેઓ ન લઈ શક્યા તેમણે પોતાના સંતોષ ખાતર ફરીથી કુરબાની કરી.

- મક્કા-મુકર્રમામાં ત્રણ કતલખાનાઓ છે. એક મિના અને મુઝદલ્ફાની વચ્ચે છે અને મિનાથી ખૂબ નજીક છે, જ્યાં તમે પગપાળા જઈ શકો છો. બીજું 'કકિયાહ'માં છે અને ત્રીજું સૌથી મોટું અલ-મૈસમ (Al-Meaysem) છે. કકિયાહ કતલખાનું મક્કા-મુકર્રમા શહેરથી ૫ કિ.મી. દૂર છે. અહીં જવા માટે તમને હરમના 'મિસ્ફલા' સ્થળેથી ટેક્સી મળી જશે. જો તમે Share-Taxi થી સફર કરો તો ૨ થી ૫ રિયાલ ભાડું થશે, અને જો એકલા સફર કરો તો ૨૦ રિયાલ ભાડું થઈ શકે છે.

  મૈસમ કતલખાનું ખૂબ મોટું છે અને અહીંથી આખી દુનિયામાં કુરબાનીનું માંસ ગરીબ દેશોમાં મોકલવામાં આવે છે. આ કતલખાનું મિના અને મુઝદલ્ફાની વચ્ચે છે. આ ફૈસલ પુલ અને અબ્દુલ અઝીઝ પુલની વચ્ચે છે. જો તમે અરફાત તરફ મોઢું કરો તો આ મિનાની ડાબી બાજુ પહાડીના પાછળ છે. ફૈસલ પુલથી આ ૩ કિ.મી.ના અંતરે છે અને અબ્દુલ અઝીઝ પુલથી તે ૨ કિ.મી.ના અંતરે છે, અને ત્યાં પહોંચવા માટે સુરંગમાં થઈને પસાર થવું પડશે.

- મૈસમ અને કકિયાહમાં કુરબાનીની સારી વ્યવસ્થા છે. જ્યાં બકરા, ઘેટા (દુંબા) ગાય અને ઊંટ વગેરે તમે તમારી શક્તિ અનુસાર ખરીદી શકો છો. જાનવર ખરીદીને તમે તેને ઝબેહખાનામાં જમા કરી દો, તેઓ બકરાની કુરબાનીના ૩૦ રિયાલ, ગાયની કુરબાનીના ૧૫૦ રિયાલ અને ઊંટની કુરબાનીના ૨૫૦ રિયાલ લેશે. કુરબાની સરકારના માણસો જ કરે છે. પરંતુ તમે ગેલેરીમાં ઊભા રહીને જોઈ શકો છો. જાનવર જમા કરાવશો તો તમને એક કુપન આપવામાં આવશે, જે બતાવીને જો તમે ઇચ્છો તો જાનવરનો બધો ગોશ્ત (માંસ) ઘરે લઈ જઈ શકો છો, અને નહીં તો સરકાર તેને ગરીબ દેશોમાં પહોંચાડી દેશે.

- મિનાના કતલખાનામાં પણ ઊંટ અને ગાય-બળદની કુરબાનીની એવી જ વ્યવસ્થા છે. બીજી સરળ રીત બેંકમાં નાણા જમા કરાવવાની છે. આ પણ સાચી રીત છે. બેંકમાં નાણા જમા કરાવામાં કોઈ વાંધો નથી, કેમ કે કુરબાનીની જવાબદારી સરકાર પોતાના શિરે લે છે, અને સરકાર દિલોજાનથી હાજીઓની સેવા કરવામાં કોઈ કસર નથી રાખતી.

- જો લોકોની ભીડ, સમયની કમી, ખોવાઈ જવાની બીક, કમજોરી વગેરેથી તમે પોતે કુરબાની નથી કરી શકતા, તો બેંક દ્વારા કૂપન લઈને કુરબાની કરો, નહિં તો કુરબાનગાહ જઈને કુરબાની કરો, જે વધારે સારું છે. પરંતુ કોઈપણ સંજોગમાં દલાલોથી સાવધાન રહો. જો તમે હજ્જથી પહેલાં કતલખાને જઈને કુરબાનીના જાનવરો વિશે સારી રીતે માહિતી મેળવી લીધી છે, તો જ હજ્જ દરમ્યાન પોતે કુરબાની કરો, નહિં તો **મદ્રસા સૌલતિયાહ** કે **બેંક** દ્વારા જ કુરબાની કરો, કેમ કે નવા લોકોને હજ્જની સખત ભીડના દિવસોમાં પોતે કુરબાની કરવામાં ઘણી વખત ખૂબ મુશ્કેલી પડે છે.

- મક્કા શરીફમાં હરમથી બહાર મદ્રસએ સૌલતિયાહ (Madresa-e-Saulatiya) છે, જે વર્ષોથી હાજીઓની સેવા કરતો આવ્યો છે અને એક જવાબદાર અને દીનદાર સંસ્થા છે. મદ્રસએ સૌલતિયાહ બાબે-ફહદના નજીક હારતુલ-બાબ વિસ્તારમાં બાળકોના કબ્રસ્તાનની પાસે છે. જો તમે મદ્રસએ સૌલતિયાહ દ્વારા કુરબાની કરો તો પણ સારું છે. તે તમારા બતાવેલ સમય પર જ કુરબાની કરશે, અથવા તેમને પૂછી લો કે તેઓ તમારી કુરબાની કયા દિવસે અને કયા સમયે કરશે. તે પછી માથું મુડાવો. આ રીતે તમારા અરકાન સાચા ક્રમાનુસાર અદા થઈ જશે.

- હાજી માટે બે કુરબાનીઓ છે. એક હજ્જની કુરબાની અને બીજી ઈદુઝ્-ઝુહાની કુરબાની. હજ્જની કુરબાની **મતમઅ** અને **કારિન** પર હરમની હદોમાં વાજિબ અને **મફરદ** પર મુસ્તહબ છે, જ્યારે કે ઈદુઝ્-ઝુહાની કુરબાની માટે હુકમ છે કે જો હાજી 'મુસાફર' હોય તો તેના પર કુરબાની વાજિબ નથી અને મુસાફર નથી તો વાજિબ છે. આ કુરબાની તે હરમની હદોમાં પણ કરી શકે છે અને પોતાના વતનમાં પણ. તેથી જો કોઈને કુરબાની પોતાના વતનમાં કરવી હોય તો અગાઉથી જ પોતાના ઘરવાળાઓને કુરબાનીની સૂચના આપી રાખે.

- કોઈ ભૂલને કારણે જો 'દમ' અનિવાર્ય થઈ ગયો હોય તો તે કુરબાની પણ હરમની હદોમાં કરવી અનિવાર્ય છે, અને તેના માંસનો ઉપયોગ તમે પોતે નથી કરી શકતા.

- બકરો/બકરી, ઘેટું/દુંબો, વગેરે પર ફક્ત એક કુરબાની થશે. ઊંટ, ગાય, બળદ વગેરે પર સાત કુરબાનીના ભાગ થઈ શકે છે.

- કુરબાનીના સમયે ઊંટની ઉંમર ઓછામાં ઓછી પાંચ વર્ષની હોવી જોઈએ, ગાય બે વર્ષની અને બકરો, ઘેટું વગેરેને બે દાંત હોવા જોઈએ (مُسِنَّة) તેના સામેના આ બે દાંત સવા વર્ષમાં આવી જાય છે. ઘેટા/ઘેટીની કેટલીક જાતોમાં એક જ વર્ષમાં બે દાંત આવી જાય છે. આનાથી ઓછી ઉંમરની કુરબાની થતી નથી.

- નબી કરીમ ﷺ એ હજ્જના સમયે પોતાની અને પોતાની ઉમ્મત તરફથી કુરબાની કરી હતી. તેથી આપણે પણ પોતાની કુરબાનીની સાથે પોતાના પ્રિય નબી ﷺ તરફથી પણ કુરબાની કરવી જોઈએ.

—•—

# મક્કા-મુકર્રમા અને કા'બાશરીફનો ઇતિહાસ

● હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ.નું કથન છે કે આકાશ અને જમીનના સર્જનમાં પાણીના સ્તરથી સૌથી ઉપર કા'બાનું સ્થળ પ્રગટ થયું. પછી જમીન તેના નીચે ફેલાવવામાં આવી. (મા'રફતે કા'બા, પૃ.૫)

● અલ્લાહત્આલા ફરમાવે છે કે લોકો માટે ઇબાદતના હેતુથી બનાવવામાં આવેલ પહેલું ઘર મક્કામાં છે, તમામ દુનિયા માટે બરકત અને માર્ગદર્શન આપવાવાળું છે. (કુર્આન, સૂરઃ આલેઇમરાન-૯૬)

● કા'બાશરીફનું નિર્માણ બાર વખત થયું, તેમાં પાંચ ખૂબ પ્રસિદ્ધ છે :

(૧) ફરિશ્તાઓએ પ્રથમ વખત નિર્માણ કર્યું. (૨) હઝરત આદમ અલૈ.એ બીજી વખત નિર્માણ કર્યું. (૩) હઝરત ઇબ્રાહીમ અલૈ.એ ત્રીજી વખત નિર્માણ કર્યું. (૪) હુઝૂર ﷺ જ્યારે ૨૫ વર્ષના હતા, ત્યારે કુરૈશે તેની મરામત કરાવી. (૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિ.એ હિ. ૬૫ માં નવેસરથી નિર્માણ કર્યું.

● હઝરત ઇબ્રાહીમ અલૈ.ના જમાના સુધી 'હતીમખાના' કા'બાનો ભાગ હતો. કુરૈશે જ્યારે કા'બાશરીફની ફરીથી મરામત કરી, તો હલાલ અને શુદ્ધ દોલતની કમીના કારણે ખાનએ-કા'બાને પહેલાના રૂપમાં ન બનાવી શક્યા અને 'હતીમખાના' કા'બામાં સામેલ ન કરી શક્યા.

● હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિ.એ જ્યારે ખાનએ-કા'બાની મરામત કરી તો 'હતીમખાના'ને પણ કા'બામાં સામેલ કરી લીધું અને પહેલાંની જેમ કા'બામાં બે દરવાજા બનાવ્યા, એક પશ્ચિમ અને એક પૂર્વની તરફ. જ્યારે હિજ્જાજ બિન યૂસુફ મક્કા-મુકર્રમાનો ગવર્નર બન્યો, તો તેણે હઝરત ઝુબૈર રદિ.ને શહીદ કરી દીધા અને ખલીફા અબ્દુલ મલિક બિન મરવાનની મંજૂરીથી 'હતીમ'ને ફરીથી ખાનએ કા'બાથી બહાર કરી દીધું અને પશ્ચિમી દરવાજાને પણ બંધ કરી દીધો. ખલીફાને જ્યારે હઝરત આઇશા રદિ.ની હદીસ પહોંચી તો ખૂબ પસ્તાયો, પણ તેણે ખાનએ-કા'બાને એમ જ રહેવા દીધું અને આજ સુધી ખાનએ-કા'બા એ જ સ્થિતિમાં છે.

● કુર્આન શરીફમાં મક્કા-મુકર્રમાના પાંચ નામ છે :

**مکّہ، بکّہ، اَلبَلَدُالاَلأمین، اُمُّالُقری، قَریَہ**

● અન્ય ધાર્મિક પુસ્તકોમાં પણ ખાનએ કા'બાનો ઉલ્લેખ છે. હિંદુઓના ધર્મગ્રંથોમાં ખાનએ-કા'બાનું નામ નીચે મુજબ છે :

**इलास्पद** - **इला** એટલે ઈશ્વર કે અલ્લાહ, '**स्पद**' એટલે જગ્યા (Place). '**इलास्पद**' એટલે ઈશ્વરની જગ્યા.

**नाभाप्रथिव्या** - **नाभि** નો અર્થ છે નાભિ, નારખું (Nave/Centre) અને **प्रथिव्या** એટલે ધરતી. **नाभा प्रथिव्या** એટલે ધરતીની નાભિ કે ધરતીનું કેન્દ્ર અથવા Centre of the Earth.

**नाभिकमलः** - **नाभि** એટલે નાભિ, નારખું (Nave/Centre) અને **कमल** એટલે કમળનું ફૂલ. (તેમના મતાનુસાર ખાનએ કા'બાની જમીન પહેલાં કમળના ફૂલની જેમ પાણીથી ઉપર આવી, પછી ચારે તરફ ફેલાઈ ગઈ, અને આ કમળના વચ્ચેનો ભાગ ખાનએ-કા'બા છે.)

**आदि पुष्कर तीर्थः** - એટલે પ્રાચીન અત્યંત પવિત્ર તીર્થસ્થળ.

**मक्तेश्वरः** - **मक्** એટલે મક્કા અને **ईश्वर** એટલે ઈશ્વર, પરમેશ્વર કે ખુદા. **मक्तेश्वरः** એટલે ઈશ્વરનું મક્કા.

બીજા પણ ઘણાં નામો છે, જેમ કે **दारूकाबनः**, **इलायास्पदः** વગેરે.

● બાઈબલમાં મક્કા-મુકર્રમાનો 'બક્કહ' નામથી ઉલ્લેખ છે, અને ખાનએ-કા'બાને અલ્લાહના ઘર તરીકે વર્ણવેલ છે. (Psalms 84:4:6)

● અલ્લાહત્આલાએ કા'બાશરીફના ચોતરફના એક મોટા વિસ્તારને 'હરમ' ઠેરવેલ છે. હઝરત જિબ્રઈલ અલૈ.એ આ વિસ્તારનો નિર્દેશ હઝરત ઇબ્રાહીમ અલૈ.ને કર્યો હતો. હઝરત ઇબ્રાહીમ અલૈ.એ હરમની સરહદો પર નિશાની તરીકે બુર્જ બનાવી દીધા હતા. દરેક યુગમાં તેની મરામત થતી રહી અને આજ સુધી સુરક્ષિત છે. તેમાંથી એક 'તનીમ' છે, જ્યાંથી ઉમરા માટે હાજીઓ એહ્રામ બાંધે છે. આ વિસ્તારમાં દરેક જીવને શરણ (અભયદાન) છે. અલ્લાહત્આલા ફરમાવે છે— ''જે વ્યક્તિ આ હરમમાં દાખલ થઈ જાય, તે શરણાર્થી થઈ જાય છે.'' (કુર્આન, આલે ઇમરાન-૯૮) આ વિસ્તારમાં જો કોઈ હત્યા કરીને પણ દાખલ થઈ જાય તો ન તો તેને હરમમાં કતલ કરવામાં આવશે, ન તેની ધરપકડ કરવામાં આવશે, જ્યાં સુધી હરમથી બહાર ન આવી જાય. અલબત્ત, જો તે હરમમાં ગુનો કરે તો સજા મળશે, કેમ કે તેણે હરમની પ્રતિષ્ઠાને નુકસાન કર્યું છે.

● હુઝૂર ﷺ નો ઇરશાદ છે કે મસ્જિદે-હરામની એક નમાઝ એક લાખ નમાઝથી પણ વધીને છે. (મુસ્નદે અહમદ) અર્થાત્ એક વખતની નમાઝ ૫૫ વર્ષોની નમાઝોથી પણ વધારે છે અને આ એક લાખ ગણો સવાબ બધી નેકીઓ માટે છે. એ જ રીતે મક્કા-મુકર્રમામાં જે રીતે નેકીઓ વધે છે, એ જ રીતે આ સમયગાળામાં અહીં જો ગુનાઓ આચરવામાં આવે તો ગુનાઓ પણ વધે છે.

● 'મકામે-ઇબ્રાહીમ' એ પથ્થર છે, જેને અલ્લાહત્આલાએ હઝરત ઇબ્રાહીમ અલૈ. માટે નરમ બનાવી દીધો હતો અને તેના પર ઊભા થઈને તેઓ ખાનએ-કા'બાનું નિર્માણ કરતા હતા, અને તેના પર હઝરત ઇબ્રાહીમ અલૈ.ના પગલાનાં નિશાન છે. અગાઉ આ પથ્થર ખાનએ કા'બાથી બિલકુલ અડીને હતો. અલ્લાહત્આલા ફરમાવે છે કે તમે 'મકામે-ઇબ્રાહીમ'ને નમાઝની જગ્યા બનાવો. (બુખારી, ૭૦૨)

● મુસલમાનોની સંખ્યા વધી ગયા પછી 'મકામે-ઈબ્રાહીમ' પર નમાઝ પઢનારાઓથી તવાફ કરનારાઓને તકલીફ થવા લાગી, તો હઝરત ઉમર રદિ.એ 'મકામે-ઈબ્રાહીમ'ને ખાનએ-કા'બાથી આશરે ૧૪ મીટર દૂર કરી દીધું અને આજ સુધી તે એ જ જગ્યાએ છે. (ફત્હુલ બારી, શરહ હદીસ, ૭૭૮૩)

● ખાનએ-કા'બાનું ક્ષેત્રફળ આશરે ૧૬૦૦ ચો.ફૂટ છે. જો 'હતીમ'ને પણ સામેલ કરી લેવામાં આવે તો તે ૨૩૦૦ ચો.ફૂટ થશે. ખાનએ-કા'બાની ઊંચાઈ ૪૬ ફૂટ છે.

● ખાનએ-કા'બાની છત ત્રણ ઊભા સ્તંભો અને ત્રણ આડા બીમના ટેકાથી છે.

● ખાનએ-કા'બાના અંદરના ભાગની સજાવટ તદ્દન મસ્જિદે-નબવીના 'રિયાઝુજ્-જન્નાહ' જેવી છે. અંદરના ભાગની સફાઈનો વીડિયો તમે ઈન્ટરનેટ પર youtube પર જોઈ શકો છો.

● ખાનએ-કા'બા પર પહેલી વખત 'ગિલાફ' અજ્ઞાનતાકાળમાં 'તુબ્બએ અસદુલ હમીરી'એ ચામડાનો પહેરાવ્યો હતો. હુઝૂર ﷺ એ ફત્હે-મક્કા પછી યમની કપડાંનો 'ગિલાફ' પહેરાવ્યો હતો. નાસર અબ્બાસીએ પહેલી વખત કાળા રંગનો 'ગિલાફ' પહેરાવ્યો હતો, ત્યારથી આજ સુધી 'ગિલાફ' કાળા રંગનો જ પહેરાવવામાં આવે છે.

● હજ્રે-અસ્વદ અને મકામે-ઈબ્રાહીમ, આ બંને જન્નતના બે ચમકદાર પથ્થરો હતા, પરંતુ અલ્લાહતઆલાએ તેમનું નૂર સમાપ્ત કરી નાખ્યું છે. જો અલ્લાહતઆલા તેમનું નૂર સમાપ્ત ન કરતો તો આ જમીન અને આકાશ વચ્ચે અથવા પૂર્વ અને પશ્ચિમ વચ્ચે આ નૂર આખી દુનિયાને ઝળહળતી કરી દેતું. (મુસ્નદે અહમદ, ૨૧૭/૨)

● જમીન પર સૌથી ઉત્તમ પાણી આબે-ઝમઝમ છે. તે ખોરાક પણ છે અને બીમારીથી ઈલાજ પણ છે. (મઅ્જમે કબીર, તબરાની, હ. ૧૧૧૬૮)

● હજ્રે-અસ્વદ અને કા'બાના દરવાજાની વચ્ચેની જગ્યાને 'મુલ્તઝમ' કહે છે. હઝરત મુજાહિદે કહ્યું, જે આ જગ્યાએ અલ્લાહ સુબ્હાનહૂ વ-તઆલાથી દુઆ કરશે, અલ્લાહતઆલા જરૂર તેની દુઆ કબૂલ કરશે. (તારીખે મક્કા, અઝરકી, ૩૬૮/૨) હુઝૂર ﷺ અહીં દીવાલથી એ રીતે ચોંટીને દુઆ માગ્યા કરતા કે જાણે બાળક પોતાની માતાને ચોંટી જાય છે અને અહીં એ રીતે દુઆ માગવી સુન્નત છે.



# મક્કા-મુકર્રમાના ઐતિહાસિક સ્થળો

**મૌલૂદે-રસૂલ ﷺ :** અર્થાત્ હુઝૂર ﷺ નું જન્મ-સ્થળ. આ એ સ્થળ છે, જ્યાં ૨૨ એપ્રિલ ૫૭૧ ઈ.ના દિવસે નબી કરીમ ﷺ, રહમતે-આલમ (સમસ્ત જગત માટે કૃપાવંત) બનીને દુનિયામાં તશરીફ લાવ્યા હતા. હવે આ જ સ્થળે એક લાયબ્રેરી અને મદ્રસો છે. આ સ્થળ હરમ-શરીફથી ૩ ફર્લાંગ (માઈલનો આઠમો ભાગ)ના અંતરે સફા-મરવા તરફ ટેક્ષી-સ્ટૅન્ડની પાસે છે.

**જન્નતુલ મા'વા :** આ મક્કા-મુકર્રમાનું કબ્રસ્તાન છે. અહીં ઉમ્મુલ મુ'મેનીન હઝરત ખદીજતુલ કુબરા રદિ., ઘણાંબધા સહાબા રદિ., તાબેઈન રહ. અને અવલિયાએ કિરામ રહ. દફન છે. 'મસ્જિદે-જિન્ન'ના નજીક મિના જવાના રસ્તે આવે છે.

**મસ્જિદે રાયહ :** આ એ જગ્યા છે, જ્યારે નબી કરીમ ﷺએ ફત્હે-મક્કાના પ્રસંગે પોતાનો ઝંડો ફરકાવ્યો હતો.

**મસ્જિદે-જિન્ન :** આ જગ્યાએ નબી કરીમ ﷺ એ જિન્નાતોથી બૈત લીધી હતી.

**જબલ અન્-નૂર :** આ પહાડ મક્કા-મુકર્રમાથી મિના જવાના રસ્તે આશરે ત્રણ માઈલ દૂર છે. તેની ઊંચાઈ આશરે ૨૦૦૦ ફૂટ છે. તેની ટોચ પર **'ગારે-હિરા'** છે, જ્યાં પહેલી વાર નબી કરીમ ﷺ પર વહી નાઝિલ થઈ હતી.

**જબલ સૂર :** આ પહાડ મક્કા-મુકર્રમાથી લગભગ છ માઈલ દૂર છે. તેની ટોચ પર **'ગારે-સૂર'** આવેલી છે, જેમાં નબી કરીમ ﷺ એ હિજરત વખતે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.ની સાથે ત્રણ દિવસ રોકાણ કર્યું હતું.

નોંધ : આ બંને પહાડો ઉપર કમજોર, વૃદ્ધ અને બીમાર લોકોએ ન ચઢવું.

**મસ્જિદે આઈશા રદિ. :** આ મસ્જિદને 'મસ્જિદે-તનીમ' પણ કહે છે. આ હરમની હદોની બહાર છે. મક્કા-મુકર્રમામાં રહનારાઓમાંથી જો કોઈને ઉમરા કરવો હોય તો તેમણે આ જગ્યાએ આવીને ઉમરાનો એહ્રામ બાંધવાનો હોય છે.

**હઝરત ખદીજા રદિ.નું ઘર :** આ જગ્યાએ નબી કરીમ ﷺ મદીના-મુનવ્વરા હિજરત કરવા સુધી રહ્યા હતા. હઝરત ઈબ્રાહીમ રદિ. સિવાય આપના તમામ સંતાનો આ જગ્યાએ પેદા થયા હતા. આ સ્થળ મરવાની તરફ છપરા બજારમાં દાખલ થતાં જ જમણી બાજુ ઘરેણા વેચનારાઓની પહેલી ગલીમાં છે. હવે અહીં 'દારુલ-હુફ્ફાઝ' બનાવી દેવામાં આવ્યું છે, જ્યાં બાળકો કુર્આને-પાક હિફ્ઝ (કંઠસ્થ) કરે છે.

મસ્જિદે-ખીફ, મસ્જિદે-નુમરા, મસ્જિદે-શઅ્રુલ હરામ, જબલે-રહમત, જમરાત આ એ જગ્યાઓ છે, જ્યાં તમારે હજ્જના પાંચ ખાસ દિવસોમાં જવાનું હોય છે. પરંતુ લોકોની ભીડના કારણે તમે કોઈપણ જગ્યાને બરાબર જોઈ નહીં શકો. તેથી હજ્જના અગાઉ કે પછી શાંતિથી આ જગ્યાઓને જરૂર જઈ લેશો.



# કેટલાક પ્રચલિત નામોનો પરિચય

**કા'બા કે બૈતુલ્લાહ :** અલ્લાહત્આલાનું ઘર, જેની હજ્જ અને તવાફ કરવામાં આવે છે, તેને કા'બા કે બૈતુલ્લાહ કહે છે; અને એ મસ્જિદ, જેમાં બૈતુલ્લાહ આવેલ છે તેને 'મસ્જિદે-હરામ' કહે છે.

**રુકને યમાની :** ખાનએ-કા'બાનો યમનની દિશામાં આવેલ પૂર્વી ખૂણો.

**રુકને-ઇરાકી :** ખાનએ-કા'બાનો ઇરાકની દિશામાં આવેલ ખૂણો.

**રુકને-શામી :** ખાનએ-કા'બાનો સીરિયાની દિશામાં આવેલ ખૂણો.

**હજ્રે-અસ્વદ :** કા'બાની દીવાલમાં રુકને-યમાની પછીના ખૂણામાં જડેલો પથ્થર છે, જેને ચુંબન (બોસો) આપીને કે જેની તરફ મોઢું કરીને દૂરથી હાથ ઉઠાવીને તવાફનો દરેક ચક્કર શરૂ કરવામાં આવે છે.

**મુલ્તઝમ :** હજ્રે-અસ્વદ અને બૈતુલ્લાહના દરવાજા વચ્ચેની દીવાલ, જેનાથી લપેટાઈને દુઆ માગવી સુન્નત છે.

**હતીમ :** બૈતુલ્લાહથી અડીને ઉત્તર તરફનો એ હિસ્સો, જે ક્યારેક ખાનએ-કા'બામાં સામેલ હતો. આ બૈતુલ્લાહનો જ ભાગ છે, જે કુરૈશના નિર્માણ વખતે હલાલ કમાણીની કમીના કારણે બૈતુલ્લાહથી બહાર છોડી દેવામાં આવ્યો હતો.

**મીઝાબે-રહમત :** ખાનએ-કા'બાની છતથી હતીમની તરફ વરસાદના પાણી પડવાની જગ્યા (પાણી જવાનું નાળુ).

**મકામે-ઇબ્રાહીમ :** આ એ પથ્થર છે, જેના ઉપર ઊભા રહીને હઝરત ઇબ્રાહીમ અલૈ.એ બૈતુલ્લાહનું નિર્માણ કર્યું હતું.

**તનીમ :** આ એક 'મીકાત' છે, જ્યાંથી મક્કા-મુકર્રમામાં રોકાણ દરમ્યાન ઉમરા માટે એહ્રામ બાંધવામાં આવે છે.

**મીકાત :** એક ચોક્કસ જગ્યાને કહે છે, જ્યાંથી હરમની હદથી બહાર રહેનારાઓએ મક્કા-મુકર્રમામાં હજ્જ કે ઉમરાની નિયતથી દાખલ થવા એહ્રામ બાંધવું જરૂરી હોય છે.

**ઝુલ-હલીફા :** મદીનાથી મક્કાની તરફ આશરે ૧૦ કિ.મી. પર આવેલ છે, જે મદીના તરફના લોકો માટે 'મીકાત' છે.

**ઝાતે-ઈર્ક કે ઇરાક :** મક્કાથી ઇરાકની તરફ આશરે ત્રણ દિવસની મુસાફરી પર છે, જે ઇરાક તરફથી આવનારાઓ માટે 'મીકાત' છે.

**યલમ્લમ :** મક્કાથી દક્ષિણે બે દિવસના સફર પર એક પહાડ છે. આ ભારત અને પાકિસ્તાનના લોકો માટે 'મીકાત' છે.

**જોહફા :** સીરિયાની તરફ મક્કાથી ત્રણ દિવસના સફર પર છે, જે સીરિયા તરફના લોકો માટે 'મીકાત' છે.

**કર્નુલ મનાઝિલ :** નજદ તરફથી આવનારાઓ માટે 'મીકાત' છે.

**સફા :** કા'બાના નજીક દક્ષિણે એક પહાડ છે, જ્યાંથી 'સઈ' શરૂ થાય છે. આ જ એ પહાડી છે, જ્યાં ઊભા રહીને નબી કરીમ ﷺ એ સૌપ્રથમ કુરૈશને ઇસ્લામનું આમંત્રણ આપ્યું હતું.

**મરવા :** કા'બાના ઉત્તર-પૂર્વ ખૂણાની નજીક એક પહાડી, જ્યાં 'સઈ' સમાપ્ત થાય છે.

**મુસ્આ :** સફા અને મરવાની વચ્ચે 'સઈ' કરવાની જગ્યા.

**મીલીન અખ્ઝરીન :** આ જગ્યાથી ખાનએ-કા'બાની પાસે સૂતેલા નાનકડાં બાળક ઇસ્માઈલ જોવાતા નહોતા. તેથી આ જગ્યાથી હઝરત હાજરા (રદિ.) દોડીને પસાર થતા હતા. આ જગ્યાની નિશાની માટે બે લીલા સ્તંભો ઊભા કરી દેવામાં આવ્યા છે. હઝરત હાજરા (રદિ.)ની સુન્નત અદા કરવા માટે પુરુષ હાજીઓએ અહીં દોડીને પસાર થવાનું હોય છે.

**અરફાત :** મિનાથી આશરે ૬ કિ.મી.ના અંતરે એક મેદાન છે, જેની મસ્જિદમાં હજ્જનો ખુત્બો (પ્રવચન) આપવામાં આવે છે અને જ્યાં હજ્જના દિવસે હાજર થવું જરૂરી છે. એ જરૂરી નથી કે ફક્ત મસ્જિદે-નુમરામાં જ હાજર થાઓ, બલ્કે અરફાતના મેદાનમાં, જ્યાં ગમે ત્યાં હાજર થાઓ, જાયઝ છે. યાદ રહે કે જો તમે અરફાતના મેદાનમાં હાજર નથી થતાં તો તમારી હજ્જ નહીં થાય.

**જબલે-રહમત :** અરફાતમાં એ પહાડ, જેના નજીક નબી કરીમ ﷺ એ હજ્જતુલ-વિદાઅનું પ્રવચન આપ્યું હતું. અહીં જ જમીન પર સૌપ્રથમ વખત હવ્વા અને હઝરત આદમ અલૈ.ની મુલાકાત થઈ હતી.

**મિના :** આ એ ખીણ છે, જ્યાં હઝરત ઇબ્રાહીમ અલૈ.એ હઝરત ઇસ્માઈલ અલૈ.ની કુરબાની આપવાનો પ્રયત્ન કર્યો હતો. અહીં હાજીઓએ ઓછામાં ઓછા ત્રણ દિવસ રહેવું વાજિબ છે.

**મુઝદલ્ફા :** મિનાથી અરફાતની તરફ આશરે એક કિલોમીટરના અંતરે આવેલ એક મેદાન છે, જ્યાં અરફાતથી પાછા ફરતાં હાજીઓએ રાતવાસો ખુલ્લા આકાશ નીચે કરવાનો હોય છે અને પોતાનો સમય ઇબાદતમાં વિતાવવાનો હોય છે.

**વાદીએ મહશર :** મુઝદલ્ફાને અડીને આવેલ એક મેદાન, જ્યાંથી પસાર થતી વખતે દોડીને નીકળવાનું હોય છે. અહીં રોકાણ કરવું મનાઈ છે. આ ખીણમાં એ લશ્કરને અલ્લાહત્આલાએ તબાહ-બરબાદ કરી નાખ્યું હતું, જે કા'બતુલ્લાહને ધ્વસ્ત કરવા આવ્યું હતું. તેથી આ અઝાબની જગ્યા છે, અહીંથી દોડીને નહીં, તો જલ્દીથી પસાર થઈ જવું સુન્નત છે.

—●—

# હજ્જ શું છે ?

### હજ્જ શું છે ?

- ખાનએ-કા'બાની તરફ અલ્લાહના આદેશ અનુસાર આવવું, તવાફ અને સઈ કરવું અને અરફાતમાં રોકાવું અને રસૂલુલ્લાહ ﷺ એ શીખવાડેલ રીત મુજબ અરકાન અદા કરવાને હજ્જ કહે છે.
- હજ્જ દરેક મુસલમાન, સમજદાર, પુખ્ત અને સંપન્ન વ્યક્તિ ઉપર જીવનમાં એક વાર 'ફર્ઝ' છે.
- અલ્લાહતઆલા ફરમાવે છે – ''લોકો પર અલ્લાહનો આ હક્ક છે કે જે તેના ઘર સુધી પહોંચવાનું સામર્થ્ય ધરાવતો હોય તે તેની હજ્જ કરે.'' (કુર્આન, સૂરઃ આલે ઈમરાન-૯૭)
- નબી કરીમ ﷺ નો ઈરશાદ છે – ''હે લોકો ! અલ્લાહતઆલાએ તમારા ઉપર હજ્જ 'ફર્ઝ' કરેલ છે, તેથી હજ્જ કરો.'' (મુસ્લિમ, નિસાઈ)
- નબી કરીમ ﷺ એ ફરમાવ્યું – ''જે હજ્જનો ઈરાદો રાખતો હોય તે ઉતાવળ કરે.'' (અહમદ, અબૂદાઉદ)
- ઈમામ અહમદ રહ., ઈમામ અબૂ હનીફા રહ. અને ઈમામ માલિક રહ. ફરમાવે છે કે વ્યક્તિ આર્થિક અને શારીરિક રીતે જેવો હજ્જ કરવાને કાબેલ થાય છે, તેના પર હજ્જ તરત જ વાજિબ થઈ જાય છે. (આમાં વિલંબ નથી કરી શકાતો). પરંતુ ઈમામ શાફઈ રહ.નું માનવું છે કે થોડાક સમય સુધી વિલંબ કરી શકાય છે, પરંતુ અંતિમ ઉંમર સુધી નહીં. બલ્કે હંમેશા હજ્જનો ઈરાદો કરી રાખો, જ્યાં સુધી પૂરો ન કરી લો, (અને જેટલું જલ્દી સંભવ હોય હજ્જ કરી લો), નહિં તો ગુનેગાર થશો.

### હજ્જની ફઝીલત :

- જે વ્યક્તિએ હજ્જ કરી, અને વ્યભિચાર, નિર્લજ્જતા અને બૂરાઈથી દૂર રહ્યો, તો તે તમામ ગુનાઓથી પવિત્ર થઈને એવો પાછો ફર્યો, જાણે માતાના પેટથી હમણાં જન્મ્યો ત્યારે પવિત્ર હતો. (બુખારી, મુસ્લિમ)
- હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું કે 'ઉમરા' બીજા ઉમરા સુધીના ગુનાઓનો 'કફ્ફારો' છે, જે તેના દરમ્યાન આચર્યા હોય અને હજ્જે-મબરૂરનો સવાબ જન્નત છે. (બુખારી, મુસ્લિમ)

### હજ્જ ન કરવા પર ચેતવણી :

- હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. ફરાવે છે કે જે વ્યક્તિ તંદુરસ્ત હોય, હજ્જનો ખર્ચ ઉઠાવી શકતો હોય, તો પણ હજ્જ કર્યા વગર મૃત્યુ પામે, તો કયામતના દિવસે તેના કપાળ ઉપર 'કાફિર' લખેલું હશે. (દુર્રે મન્શૂર)
- હઝરત અબૂ ઉમામા રદિ. કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે જે વ્યક્તિને કોઈ જરૂરી કામ કે જાલિમ બાદશાહ કે સખત બીમારીએ હજ્જથી નથી રોક્યો અને તેણે હજ્જ ન કરી અને મૃત્યુ પામ્યો, તો તે ચાહે યહૂદી થઈને મરે કે નસરાની થઈને મરે. (દારમી)
- હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું કે ઈસ્લામની બુનિયાદ પાંચ વસ્તુઓ પર છે – (૧) કલેમા (૨) નમાઝ (૩) ઝકાત (૪) રોઝા, અને (૫) હજ્જ; તો જે વ્યક્તિ આમાંથી કોઈ એક રુક્નને છોડી દે છે, તે ઈસ્લામની ઈમારતને ધ્વસ્ત કરવા માગે છે. (બુખારી શરીફ)

### શરીરમાં હૃદય અને લોહીના પરિભ્રમણનું શું સ્થાન છે :

લોહીના પરિભ્રમણથી એ લોહી જેને શુદ્ધિની આવશ્યકતા હોય છે, હૃદય સુધી પહોંચે છે અને ત્યાંથી શુદ્ધિ માટે મોકલવામાં આવે છે અને પછી શુદ્ધ લોહી આખા શરીરમાં પાછું પહોંચાડવામાં આવે છે, જેથી આખું શરીર બિલકુલ તંદુરસ્ત રહે. એ અંગો, જેમાં લોહીનું પરિભ્રમણ ઓછું થાય છે, નબળા પડી જાય છે અને શરીરનો એ ભાગ, જેમાં લોહીનું પરિભ્રમણ ઓછું થાય છે, સડી જાય છે.

### પૃથ્વીનું કેન્દ્ર ક્યાં છે ?

- જો આપણે પૃથ્વીનો નક્શો જોઈએ તો જે જમીનનો વિસ્તાર છે અને જ્યાં માનવ-વસ્તી છે, તે વિસ્તાર ભૂમધ્યરેખા કે વિષુવવૃત્ત (Equator)થી ૪૦ ડિગ્રી દક્ષિણમાં અને ૮૦ ડિગ્રી ઉત્તરની વચ્ચે છે; અર્થાત્ ભુમધ્યરેખા જમીનના કેન્દ્રથી પસાર થતી નથી, બલ્કે જમીનના કેન્દ્રથી પસાર થવા માટે આપણે ૨૦ ડિગ્રી ઉત્તર તરફ ખસવું પડશે.
- એ જ રીતે શૂન્ય ડિગ્રી રેખાંશ (Longtitude) ગ્રીનવીચ (ઈંગ્લેન્ડનું શહેર)થી પસાર થાય છે, પરંતુ એ પણ માનવ-વસ્તી અને જમીનના કેન્દ્રમાંથી પસાર થતો નથી, બલ્કે જમીનના કેન્દ્રથી પસાર થવા માટે ૪૦ ડિગ્રી પશ્ચિમની તરફ ખસવું પડશે.
- જમીનની આબાદીવાળા પ્રદેશોનું કેન્દ્ર, જે અમે ઉપર બતાવી ચૂક્યા છીએ તે રીતે શોધીએ, તો જે જગ્યાએ આપણે પહોંચીશું, તે શહેર મક્કા-મુકર્રમા હશે, જેને તમે પોતે નીચે દર્શાવેલ નક્શામાં જોઈ શકો છો.

(મક્કા શહેર દુનિયાના નક્શામાં રેખાંશ (Longtitude) ૩૮.૫ ડિગ્રી અને અક્ષાંશ (Latitude) ૨૧.૫ ડિગ્રી પર છે.)



● આ શહેર પૃથ્વીનું કેન્દ્ર અને તેના હૃદયની જેમ છે. અલ્લાહત્આલાએ કુર્આન-મજીદમાં ફરમાવ્યું છે કે –

પહેલું ઘર, જે લોકોની ઇબાદત માટે નિર્ધારિત કર્યું છે, તે એ જ છે જે મક્કા-મુકર્રમામાં છે, બરકતવાળું અને જગત માટે માર્ગદર્શન. (સૂરઃ આલે ઇમરાન-૯૬)

તો આ ઘર લોકો માટે માર્ગદર્શનનું કેન્દ્ર છે, અને આ વાત કયામત સુધી અટલ રહેશે અને મક્કા-મુકર્રમા સાચા દીન (ધર્મ)નો હંમેશા સ્રોત રહેશે.

● જેવી રીતે અલ્લાહત્આલાએ કુર્આનની સુરક્ષાની જવાબદારી સ્વયં લીધી છે અને કયામત સુધી કોઈ તેમાં ફેરફાર નથી કરી શકતું, એ જ રીતે ખાનએ-કા'બાના આલિમો અને તેના જવાબદાર લોકોથી દુનિયાને હંમેશા સન્માર્ગ મળશે. તેની જવાબદારી પણ અલ્લાહ-ત્આલાએ પોતે લીધી છે. આ પવિત્ર ઘરને અલ્લાહત્આલા કદાપિ ગુમરાહી (પથભ્રષ્ટતા) ફેલાવનાર ઇમામ અને આલિમના સંરક્ષણમાં નહીં આપે, અથવા અહીંથી ક્યારેય દુનિયામાં ગુમરાહી નહીં ફેલાય.

## નૂહનું તોફાન અને ગુમરાહી :

● નૂહનું તોફાન એક વૈશ્વિક સજા હતી. તેમાં નૂહ અલૈ. અને તેમના સાથીઓ સિવાય આખી દુનિયા નાશ પામી હતી. તે પછી આખી દુનિયા હઝરત નૂહ અલૈ. અને તેમના સાથીઓથી જ આબાદ રહી. તેથી દુનિયાની દરેક જાતિમાં આ નૂહના તોફાનનો ઉલ્લેખ જોવા મળે છે. પરંતુ મહત્ત્વની વાત એ છે કે દરેક કોમના નૂહના તોફાનની વિગતમાં જમીન-આકાશનો ફરક છે. (ઇન્ટરનેટ પર Flood Legend ના વિષયથી તમે પોતે શોધીને આ વિષે વાંચી-જાણી શકો છો.)

દુનિયા નવેસરથી હઝરત નૂહ અલૈ. અને તેમના સાથીઓથી આબાદ થઈ, તો આખી દુનિયામાં જ્યાં આ તોફાનનો કિસ્સો એક જેવો હોવો જોઈતો હતો, પરંતુ તે એટલા માટે નથી કે દરેક યુગમાં જ્યારે આ વૃત્તાંતને કહેવા-સાંભળવામાં અમુક-અમુક ભૂલો થતી રહી, તો તેની સુધારણા કરવાવાળું કોઈ નહોતું. ભૂલો પર ભૂલો થતી રહી અને છેવટે આખો કિસ્સો તદ્દન જુદો જ થઈ ગયો.

જે નૂહના તોફાન સાથે થયું, એવું તમામ ધર્મોના દૃષ્ટિકોણની સાથે પણ થયું. કોઈ પયગંબરે શિર્ક (અનેકેશ્વરવાદ) અને મૂર્તિપૂજાની શિક્ષા નથી આપી, પણ જ્યારે વિચારધારાઓમાં બગાડ પેદા થઈ ગયો, તો લોકોએ તેની સુધારણાની કોશિશ ન કરી અથવા એ વ્યવસ્થા પર અમલ ન કર્યો, જેનાથી સુધારણા થઈ શકતી હતી.

● હજ્જ આ દુનિયાના કાયમી માર્ગદર્શન અને સુધારણાનું માધ્યમ છે. આ હજ્જની ઇબાદત દ્વારા લોહીના પરિભ્રમણની જેમ આખી દુનિયાના લોકોને પૃથ્વીના હૃદય, અર્થાત્ કેન્દ્ર (મક્કા-મુકર્રમા)માં એકઠા થવાનું હોય છે અને પોતાની સુધારણા પછી ફરીથી આખી દુનિયામાં ફેલાઈ જવાનું હોય છે. જ્યાં સુધી લોકો કેન્દ્રમાં આવતા-જતા રહેશે, તેમનો ધર્મ અને દૃષ્ટિકોણ તદ્દન સાચો રહેશે. ન કદી નમાઝની રીત બદલાશે અને ન રોઝાની, ન ક્યારેય ઝકાતની પદ્ધતિમાં ફેરફાર થશે અને ન હજ્જની. ઇસ્લામ હંમેશા પોતાના મૂળ સ્વરૂપમાં કાયમ રહેશે. પરંતુ કેન્દ્રથી સંબંધ નબળો થઈ ગયો કે કપાઈ ગયો, તો જેમ સડી ગયેલા શરીરની હાલત હોય છે તેવી આ કોમની હાલત પણ થઈ જશે.

અલ્લાહત્આલાએ દરેક કોમ કે જાતિને આ કેન્દ્ર પર એકત્ર થઈને ઇબાદત કરવાની તાકીદ કરી છે. પરંતુ તેમણે તેની અવગણના કરી અને પોતે જ ગુમરાહ થઈ ગયા. ઉદાહરણાર્થ, ૪૦૦૦ વર્ષ પુરાણા ઋગ્વેદમાં છે કે –

'હે ઈશ્વરની પ્રાર્થના કરનારાઓ ! દૂર દેશમાં સમુદ્ર-તટના સમીપ, જે '**दारूकाबनः**' છે, તે મનુષ્યએ બનાવેલ નથી. તેમાં ઈશ્વરની પ્રાર્થના કરીને તેની કૃપાથી સ્વર્ગમાં દાખલ થઈ જાઓ.' (ઋગ્વેદ, ૧૦-૧૫૫-૩)

● ૨૦૦૦ વર્ષ પુરાણા બાઇબલમાં છે (Psalm : 84-1-12) કે –

હે ઈશ્વર ! તમારું ઘર કેટલું સુંદર છે !
મારો આત્મા ઉત્કંઠિત છે તારા ઘરના દર્શન માટે.
મારું શરીર અને મારું હૃદય રડે છે, એ શાશ્વત જીવંત ઈશ્વર માટે.
હે મહિમાવાન અને સમગ્ર સૃષ્ટિના શહેનશાહ !
એ સૌભાગ્યશાળી છે જેને તારા ઘરના દર્શન થયા.
તેઓ તારી ઉપાસના હંમેશા કરે છે.
તેઓ સૌભાગ્યશાળી છે જેમની તારા પર શ્રદ્ધા છે.
તેઓ સૌભાગ્યશાળી છે જેમણે તારા ઘર પર હાજરી (હજ્જ)નો ઇરાદો કર્યો.
જ્યારે તેઓ વાદીએ-બક્કા (મક્કા-મુકર્રમા)થી પસાર થાય છે,
તો આ સ્રોત (ઝમઝમ)ની પાસે રોકાય છે;
જેને વર્ષાનું પાણી (તારી કૃપા) પણ ભરી દે છે.
હે ઈશ્વર ! તારા ઘરનો એક દિવસ બીજી જગ્યાઓના હજાર દિવસોના સમાન છે.
મારા માટે તારા ઘરના દરવાન બનવું કોઈ ગુનેગારના ઘરમાં રહેવાથી વધારે ઉત્તમ છે.
હે મહાન સ્વામી ! એ સૌભાગ્યશાળી છે જેની શ્રદ્ધા તારા પર છે.

(આ શબ્દો હઝરત દાઉદ અલૈ.ની દુઆના છે, જે તેમણે ફલસ્તિનના વિજયથી પહેલાં અલ્લાહત્આલાથી માગી હતી.) આનાથી એ વાત સાબિત થાય છે કે એ જમાનામાં પણ લોકોને મક્કા-મુકર્રમા, ખાનએ કા'બા, ઝમઝમ અને હજ્જ વિશે સંપૂર્ણ જ્ઞાન હતું.

● હરમૈન-શરીફૈન (મક્કા અને મદીના શરીફ)ના ઇમામો અને આલિમોનો મઝહબ અને અકીદો (ઈમાન) તદ્દન સાચો છે, કેમ કે અલ્લાહત્આલાએ આ પવિત્ર સ્થળોના માર્ગદર્શનના માધ્યમ હોવાની જવાબદારી લીધી છે. (સૂરઃ આલે ઇમરાન-૯૬) એ તમામ મસ્લકો (પંથો) પણ સાચા છે, જેઓ હરમૈન-શરીફૈનના ઇમામો

અને આલિમોને સાચા સમજે છે અને તેમના પાછળ નમાઝ પઢવામાં કોઈ અણગમો અનુભવતા નથી, અને એ તમામ મસ્લકો અને લોકો, જેઓ હરમૈન-શરીફૈનના ઇમામો અને આલિમોને ખોટા કહે છે, તેમનો કહેવાનો આશય એવો છે કે કોઈક જમાનામાં હરમ માર્ગદર્શનનું માધ્યમ કહેવાતું હતું, અત્યારે નથી રહ્યું; અને આવું એટલા માટે થયું કે (નઊઝુબિલ્લાહ) અલ્લાહત્આલાએ તેની સુરક્ષાની જે જવાબદારી લીધી હતી, તે પૂરી ન કરી શક્યો. આવો દૃષ્ટિકોણ રાખવો ગુનો છે.

કુર્આન-શરીફમાં અલ્લાહત્આલા ફરમાવે છે – ''અને હવે તેમના માટે કયું કારણ છે કે તે (એટલે કે અલ્લાહત્આલા) તેમને અઝાબ ન આપે, જ્યારે કે તેઓ મસ્જિદે-હરામમાં (લોકોને) નમાઝ પઢવાથી રોકે છે અને તેઓ તેના મુતવલ્લી (સંરક્ષક) પણ નથી. તેના મુતવલ્લી તો ફક્ત મુત્તકી લોકો છે. પરંતુ તેમનામાંથી મોટાભાગના લોકો જાણતા નથી.'' (સૂરઃ અન્ફાલ-૩૪)

આ આયત અનુસાર જે વ્યક્તિ પણ આ મસ્જિદે-હરામના મુતવલ્લીઓને ગુમરાહ (પથભ્રષ્ટ, ભટકેલાં) કહેશે અને તેમના પાછળ નમાઝ પઢવાથી બીજા લોકોને રોકશે, તે પણ અલ્લાહના અઝાબને પાત્ર ઠરશે. હરમ-શરીફની ઝ્યારત (દર્શન) એ માન્યતાની સાથે કરે કે ચારેય મુસલ્લા સાચા છે અને ચારેય મસ્લકોમાંથી કોઈ પણ ખોટું નથી, અને આ મસ્જિદના ઇમામ પણ હક્ક (સત્ય) પર છે અને તેમના પાછળ નમાઝ પઢવું સાચું છે, અને બધી નમાઝો પણ હરમમાં જમાઅત સાથે પઢો.

### હજ્જ આખિરતનું રિહર્સલ છે :

- આલિમો કહે છે કે હજ્જ વાસ્તવમાં આખિરતના સફરનું રિહર્સલ (પૂર્વ-પ્રયોગ) છે. જયારે કોઈનું મૃત્યુ થાય છે, તો મિત્રો-સગાવહાલાઓ તેને નવડાવી-ધોવડાવીને, કફન પહેરાવીને, કબ્રસ્તાન લઈ જઈને છોડી આવે છે. મરનાર વ્યક્તિ નિર્જન જગ્યાએ કયામત સુધી પડી રહે છે. પછી કયામતના દિવસે તે પોતાની કબરમાંથી નીકળીને હશ્રના મેદાનમાં જશે, અને અલ્લાહ સમક્ષ પોતાના કાર્યોનો હિસાબ-કિતાબ આપશે. જો કોઈ કારણસર કાર્યોનું વજન ઓછું થયું, તો તેને કોઈ બીજી તક નહીં મળે, બલ્કે સજા મળશે.

આ અલ્લાહત્આલાનો ઉપકાર અને તેની કૃપા છે કે તેણે મનુષ્યો પર હજ્જ 'ફર્ઝ' (ફરજિયાત) કરીને આખિરતના સફરનું રિહર્સલ કરવાનો મોકો આપ્યો અને એ વાતનો પણ મોકો આપ્યો કે દુનિયાના 'હશ્રના મેદાન'માં કર્મોનું પલ્લું જો હલકું છે, તો રડી-રડીને, આજીજી કરીને પોતાની મગફિરત (માફી) કરાવી લે.

હાજી 'કફન' (એહ્રામ) પહેરીને 'નિર્જન જગ્યાએ' (મિનામાં) જાય છે. પછી ત્યાંથી 'હશ્રના મેદાન' (અરફાત)માં જાય છે અને આખો દિવસ અલ્લાહની ઇબાદત કરે છે, અને રડી-રડીને પોતાના પાછલાં તમામ ગુનાઓ માફ કરાવીને પોતાની મગફિરત કરાવી લે છે.

અલ્લાહત્આલાના આ ઉપકાર અને મહેરબાનીની કદર કરવી જોઈએ, હજ્જના મહત્ત્વને સમજવું જોઈએ અને એના પહેલાં કે મૃત્યુ આવી જાય અથવા સૂર્ય સવા નેજા પર આવી જાય, સાચી રીતે હજ્જ કરીને પોતાની મગફિરત કરાવી લેવી જોઈએ.

### રોજી (આજીવિકા)માં બરકત :

- હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ.થી રિવાયત છે, રસૂલુલ્લાહ ﷺ એ ઇરશાદ ફરમાવ્યો કે હજ્જ અને ઉમરા વારંવાર કર્યા કરો, કેમ કે હજ્જ અને ઉમરા બંને ગરીબી અને મોહતાજી (વંચિતતા) તથા ગુનાઓને એ રીતે દૂર કરી નાખે છે, જેમ કે લુહાર અને સોનીની ભઠ્ઠી લોખંડ અને સોના-ચાંદીનો મેલ-કુચેલ દૂર કરી નાખે છે, અને હજ્જ અને ઉમરાનું ફળ અને સવાબ તો બસ, જન્નત જ છે. (જામેઅ તિરમિઝી, નિસાઈ)

ઉપરના વર્ણનથી સ્પષ્ટ થાય છે કે –

૧) હજ્જનો ઉદ્દેશ્ય આખી દુનિયાની સુધારણા અને માર્ગદર્શન છે.
૨) હજ્જ આખિરતનું રિહર્સલ છે.
૩) અલ્લાહત્આલાએ હજ્જે-મબરૂર દ્વારા તમામ લોકોને ગુનાઓથી પવિત્ર થવાનો એક ઉપાય આપ્યો છે.
૪) હજ્જ એક બરકતવાળી ઇબાદત છે. તે અદા કરવાથી ધનદોલતમાં વધારો થાય છે.

(જે લોકો હરમ-શરીફમાં નમાઝ નથી પઢતા અને બીજા પ્રકારના ગુનાઓ કરે છે, હરમનો એક ગુનો એક લાખ ગુનાના બરાબર છે, તેથી હજ્જ પછી એ લોકો મોટાભાગે બરબાદ કે વધારે બેદીન (અધાર્મિક) બની જાય છે. જે લોકો નિખાલસતાથી ઇબાદત કરવાની કોશિશ કરે છે, તેઓ હંમેશા હજ્જ પછી પ્રગતિ કરે છે અને ખુશહાલ બની જાય છે. આ મારો અંગત અનુભવ છે.)

—●—

## હદીસે નબવી ﷺ

હઝરત અબૂ દરદા રદિ.ની રિવાયત છે, રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે અલ્લાહત્આલાનો ઇરશાદ છે કે હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈ ઉપાસ્ય અને માલિક નથી, હું શાસકોનો માલિક અને બાદશાહ છું. દુનિયાના બાદશાહોના હૃદય મારા હાથમાં છે (અને મારો નિયમ છે કે) જ્યારે મારા બંદાઓ મારું આજ્ઞાપાલન અને અનુસરણ કરે છે, તો હું તેમના શાસકોના હૃદયોને દયા અને અનુકંપાની સાથે મારા એ બંદાઓની તરફ આકૃષ્ટ કરી દઉં છું અને જ્યારે બંદાઓ મારી અવજ્ઞાનો રસ્તો અપનાવી લે છે તો હું તેમના શાસકોના દિલોને નારાજગી અને યાતનાની સાથે એ બંદાઓની તરફ ફેરવી દઉં છું. પછી તેઓ તેમને સખત તકલીફો આપે છે. તો તમે પોતાની જાતને શાસકો માટે બદદુઆમાં મગ્ન ન કરો, બલ્કે મારી યાદમાં પોતાને મગ્ન કરો અને મારા દરબારમાં આજીજી કરો, જેથી તમારા માટે હું પુરતો થઈ જાઉં શાસકોની યાતનાથી તમને મુક્ત કરવા માટે.

(હિલાયત અલ-અવલિયા, અબૂ નઈમ અલ-ઈસફહાની)

# નબી કરીમ ﷺ ની હજ્જ

- નબી કરીમ ﷺ એ ફક્ત એકવાર હજ્જ કરી છે. આ હજ્જને ચાર નામોથી યાદ કરવામાં આવે છે – હજ્જતુલ-બાલિગા, હજ્જતુલ-ઈસ્લામ, હજ્જતુલ-વિદાઅ, હજ્જતુલ ઈત્મામ-વ-ઈક્માલ.
- ૧૦ હિ., ઝીલકદમાં જ્યારે આપ ﷺ એ હજ્જનો ઈરાદો કર્યો, તો જાહેર એલાન કરાવી દીધું. આ એલાન પર આશરે એક લાખ ચોવીસ હજાર લોકો (અમુક રિવાયતો મુજબ ૧.૪૪ લાખ લોકો) મક્કા-મુકર્રમા પહોંચતા-પહોંચતા આપની સાથે થઈ ગયા.
- આપ ﷺ એ ૨૫ ઝીલકદ હિ.૧૦ ના દિવસે ઝુહ્રની નમાઝ પઢીને કૂચ કરી અને મદીનાથી છ માઈલ દૂર 'મીકાત' ઝુલ-હલીફામાં કસરથી અસ્રની નમાઝ પઢી અને રાતવાસો કર્યો.
- ઝુહ્રની નમાઝ પછી ગુસ્લ (સ્નાન) કરીને એહ્રામ બાંધ્યો અને પોતાની ઊંટણી પર સવાર થઈને બુલંદ અવાજથી 'તલ્બિયા' પઢી.
- આપ ﷺ એ આદેશ કર્યો કે જેઓ કુરબાનીના જાનવરો સાથે લાવ્યા હોય, તેઓ 'હજ્જે-કિરાન'ની નિયત કરે અને જેઓ નથી લાવ્યા તેઓ 'હજ્જે-તમત્તો'ની નિયત કરે.
- ઉમ્મુલ મુ'મેનીન હઝરત આઈશા રદિ. મક્કા-મુકર્રમાથી ૧૨ માઈલ દૂર હજ્જથી પહેલાં જ રજસ્વલા થઈ ગયા. આપ ﷺ એ હઝરત આઈશા રદિ.ને હુકમ કર્યો કે ઉમરાનો એહ્રામ ઉતારી નાખે અને હજ્જનો એહ્રામ પહેરી લે, તથા 'તવાફે-ઝ્યારત'ને છોડીને અન્ય તમામ અરકાન અદા કરતા રહે. હઝરત આઈશા રદિ.એ ઉમરાનો એહ્રામ ઉતારવા માટે માથું ખોલીને વાળ ઓળી લીધા અને પછી હજ્જનો એહ્રામ બાંધી લીધો. હજ્જ પછી ફરીથી તેમણે 'તનીમ'થી ઉમરાનો એહ્રામ બાંધીને છૂટી ગયેલ ઉમરાને દોહરાવી લીધો.
- ઘણાં લોકો હુઝૂર ﷺ ની સાથે પગપાળા સફર કરી રહ્યા હતા. તેથી આ સફર ૯ દિવસમાં પૂરો થયો. રસ્તામાં આપ ﷺ નું સામાનથી લદાયેલ ઊંટ ખોવાઈ ગયું, પણ પાછળથી મળી ગયું.
- રસ્તામાં કોઈ બીમારીના કારણે આપ ﷺ એ માથામાંથી બગડી ગયેલું લોહી કઢાવ્યું.
- ૪ ઝીલહજ્જે મક્કા-મુકર્રમામાં દિવસના સમયે દાખલ થયા. ખાનએ-કા'બા પર નજર પડી તો આ દુઆ પઢી :

  ''હે અલ્લાહ ! આ ઘરની પ્રતિષ્ઠા, માન-સન્માન અને મહિમામાં વધારો કર. જે વ્યક્તિ આ ઘરને આદર-માન અને ગૌરવ બક્ષે અને તેનો હજ્જ અને ઉમરા કરે, તેના ગૌરવ, આદર-માન, પ્રતિષ્ઠા અને નેકીમાં વધારો કર.''
- આપ ﷺ એ વુઝૂ કરીને 'તહિય્યતુલ-મસ્જિદ'ની નમાઝ ન પઢી, બલ્કે સીધા તવાફ શરૂ કરી દીધા. તવાફથી પહેલા 'ઈઝ્તિબાઅ' (એહ્રામનો છેડો જમણા હાથની બગલમાંથી બહાર કાઢીને ડાબા ખભા પર નાખવું) કર્યું અને પહેલા ત્રણ ચક્કરોમાં 'રમલ' (સૈનિકની જેમ ખૂબ જ ઝડપથી ચાલવું) કર્યું અને પછીના ચાર ચક્કરો સામાન્ય ઝડપથી પૂરા કર્યા. દરેક ચક્કરમાં હજ્રે-અસ્વદનો 'ઈસ્તિલામ' કર્યો અને રુક્ને-યમાનીને સ્પર્શ કર્યો.
- રિવાયતમાં છે કે જ્યારે આપ ﷺ હજ્રે-અસ્વદની સામે આવ્યા, તો મહ્જન (એક અસા એટલે કે રાજદંડ - Sceptre, જેનો માથાનો ભાગ વળેલો હતો)થી ઈશારો કરતા અને પછી મહ્જનના માથાને ચુમતા, અને ક્યારેક હોઠ મુબારકને સંગે-અસ્વદ પર મૂકીને ચુમતા.
- તવાફ પૂરા કરીને જ્યારે મકામે-ઈબ્રાહીમ પર પધાર્યા, તો આ આયત પઢી – وَاتَّخِذُوا مِنْ مَّقَامِ اِبْرٰهٖمَ مُصَلًّى (સૂરઃ બકરહ-૧૨૫)

  ''અને મકામે-ઈબ્રાહીમને નમાઝ પઢવાની જગ્યા બનાવી લો.''
- મકામે-ઈબ્રાહીમ પર આપ ﷺ એ બે રકા'ત નમાઝ પઢી. પહેલી રકા'તમાં સૂરઃ કાફિરૂન અને બીજી રકા'તમાં સૂરઃ ઈખ્લાસની તિલાવત કરી. નમાઝ પછી હજ્રે-અસ્વદને ચુંબન કર્યું. ત્યારબાદ ઝમઝમનું પાણી પીધું, અને તે પછી સફાની પહાડી તરફ ગયા, અને પહાડીના નજીક પહોંચીને આ આયત તિલાવત કરી –

  اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ ۚ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا ۗ وَمَنْ تَطَوَّعَ خَيْرًا ۙ فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ ﴿١٥٨﴾

  ''નિઃશંક સફા અને મરવા અલ્લાહની નિશાનીઓ પૈકી છે. તેથી જે વ્યક્તિ બૈતુલ્લાહની હજ્જ કે ઉમરા કરે તેના માટે આ બંને ટેકરીઓ વચ્ચે સઈ કરવું કોઈ ગુનો નથી અને જે સ્વેચ્છાએ અને રુચિથી કોઈ ભલાઈનું કામ કરશે, અલ્લાહને તેની ખબર છે અને તે તેની કદર કરનાર છે.'' (સૂરઃ બકરહ-૧૫૮)
- સફાની પહાડી પર ચઢીને બૈતુલ્લાહની તરફ રુખ કર્યું અને તૌહીદ અને અલ્લાહની મહાનતાનું વર્ણન કર્યું –

  لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ. لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ، اَنْجَزَ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ.

  ''અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે અદ્વિતીય છે. તેનો કોઈ ભાગીદાર નથી. બાદશાહી તેની જ છે. તમામ પ્રશંસા તેના માટે જ

છે, અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે અદ્વિતીય છે. તેણે તેનું વચન પૂરું કર્યું. પોતાના બંદાની મદદ કરી, અને તે એકલાએ તમામ લશ્કરોને પરાજય આપ્યો.''

- પછી દુઆ માગી અને આ અમલ ત્રણ વાર દોહરાવ્યો. સફાથી મરવાની તરફ પગપાળા સઈ શરૂ કરી. જ્યારે સમૂહ આગળ વધી ગયો, તો ઊંટણી પર સવાર થઈ ગયા. વાદીની વચ્ચે ઝડપથી અને ચઢાઈ પર ધીમે-ધીમે ચાલ્યા.
- મરવા પર પહોંચીને એવી જ તકબીર અને દુઆનો અમલ કર્યો, જેવો સફા પર કર્યો હતો. એ જ રીતે સાતમો ચક્કર પર પૂરો કર્યો. સઈ પછી આપ ﷺ એ માથાના વાળ ન મુંડાવ્યા.
- આપ ﷺ ફરમાવ્યું કે – ''જે વ્યક્તિની સાથે કુરબાનીનું જાનવર ન હોય, તે ઉમરાના અરકાન અદા કરીને એહ્રામ ખોલી દે. 'હજ્જે-તમત્તો' કરનારાઓની પાસે પણ જો (કુરબાની કરવાનું સામર્થ્ય ન હોય કે) જાનવર ઉપલબ્ધ ન હોય, તો હજ્જના દિવસોમાં ત્રણ રોઝા રાખે અને બાકી સાત રોઝા પોતાના ઘર પહોંચીને કરી લે.'' આપ ﷺ ઉમ્મત માટે આસાનીને પસંદ કરતા હતા. તેથી 'આફાકી' (મીકાતની બહાર રહેતા હોય તે લોકો) માટે આપ ﷺ એ 'હજ્જે-તમત્તો'ને વધારે પસંદ કર્યું.
- ઉમરા પછી આપ ﷺ એ મક્કાની બહાર ચાર દિવસ રોકાણ કર્યું. આ દરમ્યાન નમાઝો કસ્ર કરીને અદા કરી.
- ૮ ઝીલહજ્જ હિ.૧૦ 'યવ્મે તરવીય્યા'ના દિવસે આપ ﷺ અને તમામ સહાબા રદિ.એ 'મકામે-અબ્તા'માં એહ્રામ બાંધ્યા, અને 'તલ્બિયા' કહેતાં મક્કા-મુકર્રમાથી મિના તરફ રવાના થયા.
- મિનામાં પોત-પોતાના સમયે ઝુહ્ર, અસ્ર, મગરિબ અને ઇશાની નમાઝો પઢી. ૯ ઝીલહજ્જની રાત પણ હુઝૂર ﷺ એ મિનામાં વિતાવી. ફજ્રની નમાઝ અદા કરી. સૂર્ય નીકળી આવ્યો, તો અરફાત રવાના થયા. અરફાતમાં આપ ﷺ એ નુમરાના સ્થળે કંબલના તંબુમાં રોકાણ કર્યું. ઝવાલ (મધ્યાહ્ન) પછી ઊંટણી 'કસવા'ને તૈયાર કરવાનો હુકમ કર્યો. તેના પર સવાર થઈને ખીણના વચ્ચે તશરીફ લઈ ગયા અને લોકોને પ્રવચન આપ્યું.
- આપ ﷺ નો આ ખુત્બો (પ્રવચન) 'ખુત્બા હજ્જતુલ વિદાઅ'ના નામથી યાદ કરવામાં આવે છે. આ ખુત્બો તો ટૂંકો હતો, પણ તેમાં માનવતા માટે દુનિયા અને આખિરતની સફળતાનો સાર સમાયેલો હતો.
- 'ખુત્બા હજ્જતુલ વિદાઅ' પછી હુઝૂર ﷺ ઊંટણીથી ઉતર્યા અને હઝરત બિલાલ રદિ.ને ફરમાવ્યું કે અઝાન આપો. અઝાન આપવામાં આવી, અને આપ ﷺ એ નમાઝે-ઝુહ્ર અને અસ્રની બબ્બે રકા'તો કરીને એક પછી એક કસ્ર પઢાવી.
- મક્કાવાસીઓ, જેઓ આપની સાથે હજ્જ માટે આવ્યા હતા, તેઓ સ્થાનિક હતા. પરંતુ તેમણે પણ હુઝૂર ﷺ ની સાથે જ કસ્ર નમાઝ પઢી.
- નમાઝથી ફારેગ થઈને હુઝૂર ﷺ 'કસવા' ઊંટણી પર સવાર થયા અને અરફાતના મેદાનમાં આવ્યા. ત્યાં પહાડના દામનમાં મોટા-મોટા પથ્થરો પર કિબ્લા-રુખ થઈને ઊંટણી પર ઊભા થયા અને દુઆ અને યાચના શરૂ કરી, ત્યાં સુધી કે સૂર્ય અસ્ત થઈ ગયો. પછી આપ ﷺ એ ફરમાવ્યું કે જે જગ્યા પર આપણે ઊભા છીએ, આ એક જ કોઈ ખાસ જગ્યા નથી, જ્યાં ચાહો ઊભા રહો.
- અરફાતમાં આપ ﷺ દુઆ માટે છાતી સુધી હાથ ઉપર ઉઠાવતા હતા અને એ રીતે દુઆ માગતા હતા, જાણે કોઈ મિસ્કિન (ગરીબ) રોટી માગે છે. આપ ﷺ નો ઇરશાદ છે કે હજ્જ 'યવ્મે અરફા' છે, અને સૌથી ઉત્તમ દુઆ 'યવ્મે અરફા'ની દુઆ છે.
- સૂર્યાસ્ત વખતે આપ ﷺ મુઝદલ્ફા માટે રવાના થયા અને ઉસામા બિન ઝૈદ રદિ.ને 'કસ્વા' ઊંટણી પર પાછળ સવાર કરી દીધા અને ઊંટણીને ધીમે-ધીમે ચલાવવા માટે લગામ ખેંચી રાખી. રસ્તામાં આપ ﷺ લોકોને ફરમાવતા હતા – ''હે લોકો ! ધીમે ચાલો. દોડવું સારું નથી અને ભાગદોડ પરહેજગારીના વિરુદ્ધ છે.''
- આપ ﷺ એક રસ્તાથી અરફાત ગયા અને બીજા રસ્તાથી આવ્યા. રસ્તામાં આપ ﷺ 'તલ્બિયા' પઢતા રહેતા. રસ્તામાં આપ ﷺ એ ઇસ્તિંજા કરી (કુદરતી જરૂરતથી ફારેગ થયા) અને વુઝૂ કર્યું, પરંતુ મગરિબની નમાઝ માટે ન રોકાયા.
- મુઝદલ્ફામાં આપ ﷺ એ ૧૦ઝીલહજ્જની રાત્રે 'મશઅરુલ-હરામ' ની પાસે રોકાણ કર્યું અને ફરમાવ્યું કે આખા મુઝદલ્ફામાં ગમે ત્યાં રોકાણ કરી શકાય છે, સિવાય 'બત્ને મુહસ્સિર'ના. મુઝદલ્ફા પહોંચીને પછી વુઝૂ કર્યું અને એક અઝાન અને બે ઇકામત સાથે મગરિબ અને ઇશાની નમાઝ 'જમા' (એક સાથે) કરીને ઇશાના સમયે અદા કરી, અને બંને નમાઝો દરમ્યાન કોઈ નમાઝ ન પઢી. અલબત્ત, સતત લબ્બૈક કહેતા રહ્યા. આખી રાત આરામ કર્યો, ત્યાં સુધી કે હંમેશની જેમ તહજ્જુદ માટે પણ જાગ્યા નહીં. ફજ્રની સફેદી ફેલાઈ ગયા પછી નમાઝે-ફજ્ર અદા કરી.
- સવારની નમાઝ પછી અલ્લાહત્આલાથી ફરી એકવાર મજલૂમ અને જાલિમ વિશે દુઆ ફરમાવી, જે કબૂલ થઈ ગઈ, અને આપના ચહેરા પર સ્મિતના ચિહ્નો દેખાઈ રહ્યા હતા.
- હઝરત સૌદા રદિ. અને એહલે-બૈતના કમજોર લોકોને રાત્રે જ મિના જવાની પરવાનગી આપી દીધી. તેમની સાથે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ. હતા. નમાઝે-ફજ્ર પછી 'કસ્વા' પર સવાર થઈને 'મશ્અરે-હરામ'ની પાસે ખૂબ પ્રકાશ ફેલાઈ ગયો ત્યાં સુધી કિબ્લા-રુખ થઈને તસ્બીહ અને એકાગ્રતા, તકબીર અને દુઆમાં મગ્ન રહ્યા.

- સૂર્યોદય પછી મુઝદલ્ફાથી મિના રવાના થયા. આપ ﷺ મોટા શૈતાન (જમરાતે-ઉકબા) સુધી સતત 'તલ્બિયા' પઢતા રહ્યા. લોકોની ભીડ ખૂબ હતી. આપ સતત લોકોને ધીમે ચાલવાની તાકીદ કરતા રહ્યા.
- 'બત્ને-મુહસ્સિર'ને છોડીને આવ્યા, તો રમી માટે ચણાથી મોટી અને ચણીબોરથી થોડીક નાની કાંકરીઓ એકઠી કરવાનો હુકમ કર્યો. લોકોએ તેનું પાલન કર્યું. હઝરત ફઝ્લ બિન અબ્બાસ રદિ.એ આપ ﷺ માટે સાત કાંકરીઓ વીણી.
- આપ ﷺ 'જમરાતે-ઉકબા'ના નજીક પહોંચીને એક વૃક્ષના નીચે ઊભા થઈ ગયા. તે વખતે આપની જમણી બાજુ મિના અને ડાબી બાજુ મક્કા-મુકર્રમા હતું. આપ ﷺ એ 'કસ્વા' પર જ દરેક વખતે 'અલ્લાહુ અકબર' કહીને સાત કાંકરીઓ 'જમરાતે-ઉકબા' (મોટા શૈતાન)ને મારી. આ 'રમી-જમાર' આપ ﷺ એ સૂર્યોદય થઈ ગયા પછી કરી, અને 'તલ્બિયા' પઢવાનું બંધ કરી દીધું.
- ચાશ્ત (સૂર્યોદય પછી એક પહોર)નો સમય હતો. આપ ﷺ એ ઊંટણી પર બેસીને ફરમાવ્યું : મારી પાસેથી 'મનાસિકે-હજ્જ' (હજ્જની વિધિઓ) શીખી લો. મને નથી ખબર કે આ હજ્જ પછી બીજી હજ્જ હું કરી શકીશ કે નહીં.'' 'જમરાતે-ઉકબા'થી આપ ﷺ મિના માટે રવાના થયા. હઝરત ઉસામા રદિ.એ તેમની સાથે બેસીને તડકાથી બચવા તેમના ઉપર ચાદર તાણેલી રાખેલી હતી. હઝરત બિલાલ રદિ.એ 'કસ્વા'ની લગામ પકડી રાખી હતી. ત્યારબાદ આપ ﷺ એ ખુત્બો (પ્રવચન) આપ્યો.
- ૧૦ ઝીલહજ્જના દિવસે આ પ્રવચન (Sermon) પછી કુર્આન-શરીફની સૂરઃ માઇદાની આ.૩ નાઝિલ થઈ, જેનો ભાવાર્થ એ છે કે આજે મેં તમારા દીનને તમારા માટે સંપૂર્ણ કરી દીધો અને પોતાની કૃપા તમારા પર પૂરી કરી દીધી, અને તમારા માટે ઈસ્લામને તમારા દીન (ધર્મ)ની હેસિયતે કબૂલ કરી લીધો.

  અમુક રિવાયત અનુસાર આ આયત અરફાતના ખુત્બા પછી અવતરિત થઈ હતી.
- ઈમામ શાફઈ રહ. ફરમાવે છે કે આ ખુત્બામાં આપ ﷺ એ હજ્જની વિધિઓનું વર્ણન કર્યું. ખુત્બા પછી આપ ﷺ થી પૂછવામાં આવ્યું કે કુરબાની અને કાંકરીઓ મારવા તથા વાળ કાપવામાં અરકાન આગળ-પાછળ થઈ જાય તો શું હુકમ છે ? આપ ﷺ એ ફરમાવ્યું કે 'લા હરજ, લા હરજ' (કોઈ વાંધો નથી, કોઈ વાંધો નથી.)
- અહીંથી આપ ﷺ કુરબાનગાહની તરફ તશરીફ લઈ ગયા, અને હઝરત અનસ બિન માલિક રદિ. અનુસાર સાત ઊંટ પોતાના હાથથી કુરબાન કર્યા. ત્યારબાદ હઝરત અલી રદિ.ની સાથે ૫૬ ઊંટ કુરબાન કર્યા, અને હઝરત અલી. રદિ.એ ૩૭ ઊંટ કુરબાન કર્યા. આમ, કુલ ૧૦૦ ઊંટ કુરબાન કર્યા.
- કુરબાની પછી આપ ﷺ એ માથું મુંડાવ્યું. હઝરત મુઅમ્મર રદિ. બિન અબ્દુલ્લાહ અરદીએ આપ ﷺ નું માથું મુંડ્યું. બધા વાળ એક-એક, બે-બે હાજરજનોમાં વહેંચી દીધા. આપ ﷺ એ માથું મુંડન કરનારાઓ માટે ત્રણ વાર અને વાળ કપાવનારાઓ માટે એક વાર દુઆ કરી.
- સૂર્યના ઝવાલથી પહેલાં આપ ﷺ 'તવાફે-ઝ્યારત' માટે મક્કા-મુકર્રમા રવાના થયા. લોકોની ભીડના કારણે 'કસ્વા' પર જ સવાર થઈને બૈતુલ્લાહનો તવાફ કર્યો. તવાફ પછી ઝમઝમ પર તશરીફ લઈ ગયા અને પાણી પીધું. હઝરત અબ્બાસ રદિ.એ ખજૂરનું શરબત આપ્યું, તે પણ પીધું.
- હઝરત અબ્બાસ રદિ.એ પાણી પીવડાવવાની સેવા માટે ૧૧, ૧૨, ૧૩ ઝીલહજ્જની રાત્રે મિનાના બદલે મક્કામાં રહેવાની મંજૂરી માગી. આપ ﷺ એ પરવાનગી આપી દીધી.
- તે પછી આપ ﷺ મિના પાછા ફર્યા.
- ૧૧, ૧૨, ૧૩ ઝીલહજ્જના દિવસે ત્રણેય જમરાતને કાંકરીઓ મારી. 'જમરાતે-ઊલા' પર રમી કર્યા પછી કિબ્લા-રુખ થઈને હાથ ઉપર ઉઠાવીને ખૂબ વાર સુધી દુઆ માગી, એટલી વાર સુધી કે એક માણસ એટલી વારમાં સૂરઃ બકરહ પઢી લે. 'જમરાતે-વુસ્તા' પર પણ આવું જ કર્યું 'જમરાતે-ઉકબા' પર કાંકરીઓ મારી, પણ રોકાયા નહીં, પાછા ફરી ગયા.
- 'અય્યામે-તશ્રીક'[૧] (તશરીક પઢવાના દિવસો)ના વચ્ચે સૂરઃ અસ્ર નાઝિલ થઈ. આપ ﷺ એ ૧૦, ૧૧, ૧૨, ૧૩ ઝીલહજ્જના દિવસોમાં રોઝા રાખવાની મનાઈ કરી. આપ ﷺ એ ફરમાવ્યું કે આ ખાવા-પીવા અને ઝિક્રના દિવસો છે.
- છેલ્લા દિવસે ઝવાલ પછી રમી કરી અને મિનાથી મક્કા માટે રવાના થયા. રાત્રે મક્કા-મુકર્રમાથી બહાર મહ્સબ (મઆબદા, ઈબાદતગાહ)માં રોકાણ કર્યું. હઝરત આઈશા રદિ.એ તનીમથી ઉમરા કર્યો. આ ૧૪ ઝીલહજ્જની રાત હતી.
- ૧૪ ઝીલહજ્જે સેહરીના સમયે જાગીને 'તવાફે-વિદાઅ' માટે મસ્જિદે-હરામ તશરીફ લઈ ગયા. તવાફ પછી 'મુલ્તઝીમ' પર રોકાણ કર્યું. અહીંથી ઝમઝમના કૂવા પર જઈને હાથ-મુબારકથી ડોલ વડે પાણી ખેંચ્યું. કિબ્લા-રુખ થઈને પાણી પીધું અને બચેલું પાણી કૂવામાં નાખી દીધું.
- બૈતુલ્લાહથી વિદાય થતી વખતે આપ ﷺ ગમગીની, ઉદાસી અને દુઃખમાં ગ્રસ્ત હતા અને આંખો આંસુઓથી છલોછલ હતી. આપ ﷺ સૂર્ય નીકળતાં પહેલાં સગાવહાલાઓ અને સાથીદારોની સાથે મક્કાથી રવાના થઈ ગયા અને ઝુ-તવાના સ્થળે જઈને પડાવ નાખી

---

૧. 'અય્યામે-તશ્રીક'માં નીચે મુજબની તકબીર પાંચ દિવસ સુધી, એટલે કે ૯ ઝીલહજ્જની નમાઝે-ફજ્રથી ૧૩ ઝીલહજ્જની નમાઝે-અસ્ર સુધી દરેક ફર્ઝ નમાઝ પછી તરત જ પઢવાની હોય છે.

اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَر وَلِلّٰهِ الْحَمْدُ.

દીધો. ત્યાં જ રાત વિતાવી અને સવારે મદીના-મુનવ્વરાના રસ્તે આગળ વધ્યા. અહીંથી જ બીજા મુસલમાનો પોત-પોતાના વતને જવાના માર્ગે ચાલી નીકળ્યા.

- આપ ﷺ એ કુલ દસ દિવસ મક્કામાં રોકાણ કર્યું હતું. નમાઝમાં કસ્ર કરી હતી. સલામ પછી ફરમાવતા હતા, ''મક્કાવાળાઓ ! સાંભળો, પોતાની નમાઝો પૂરી કરો. અમે તો મુસાફર છીએ.''
- સફરમાં એક સ્થળ 'ખમ' આવ્યું, જે જોહફાથી ત્રણ કિ.મી. પર છે. અહીં નમાઝે-ઝુહ્ર પછી સહાબાએ કિરામ રદિ.ને હમ્દો-સના પછી ફરમાવ્યું, ''હું તમારા વચ્ચે બે મહાન વસ્તુઓ છોડીને જાઉં છું - કુર્આન-મજીદ અને મારી સુન્નત. તેમના હક્કોની કાળજી રાખજો (મજબૂતીથી પકડી રાખજો). આ બંને વસ્તુઓ તમારાથી અલગ ન થાય, ત્યાં સુધી કે તમે હૌઝે-કૌસર પર મને મળો.''
- હજ્જતુલ-વિદાઅના પ્રસંગે છ સ્થળોએ રસૂલુલ્લાહ ﷺ એ ખૂબ વાર સુધી રોકાઈને દુઆ માગી. એ સ્થળો આ પ્રમાણે છે :

(૧) સફાની પહાડી (૨) મરવાની પહાડી (૩) અરફાત (ઝુહ્ર પછીથી લઈને સૂર્યાસ્ત સુધી) (૪) મુઝદલ્ફા (ફજ્રની નમાઝથી સૂર્યોદય સુધી) (૫) જમરાતે-ઊલા, એટલે કે નાનો શૈતાન. (આપ ﷺ એ એટલી વાર સુધી દુઆ માગી કે એક વ્યક્તિ આખી સૂરઃ બકરહ એટલે કે સવા બે પારા પઢી લે.) (૬) જમરાતે-વુસ્તા, એટલે કે વચ્ચેનો શૈતાન. (અહીં પણ આપ ﷺ એ એટલી વાર સુધી દુઆ માગી કે એક વ્યક્તિ આખી સૂરઃ બકરહ પઢી લે.)

- હુઝૂર ﷺ ની બીમારી સફર મહિનાના અંતે માથું દુઃખવા અને તાવથી શરૂ થઈ. લોકોએ ન્યૂમોનિયા સમજ્યો. પરંતુ આપ ﷺ એ ઉમ્મુલ બશરને કહ્યું : ''આ એ રોગ છે, જે મેં તમારા દીકરાની સાથે ખૈબરમાં માંસનો એક ટુકડો ચાખી લીધો હતો. આજે એ જ ઝેરની તકલીફથી હૃદયમાં જતી મુખ્ય નસ ફાટી રહી છે.'' (સહીહ બુખારી, ભા-૨, પૃ. ૬૯૫, હ.નં.૧૫૫૪)
- લગભગ ચૌદ દિવસ બીમાર રહ્યા પછી અને હજ્જતુલ-વિદાઅના ૧૯મા દિવસે આપ ﷺ એ આ નાશવંત દુનિયાથી કૂચ કરી અને 'રફીકે-આલા'ને જઈ મળ્યા.

—●—

# સોનેરી કથનો

- અને એ જ (અલ્લાહત્આલા) ધનવાન બનાવે છે અને ગરીબ બનાવે છે. (કુર્આન-કરીમ, ૪૭ : ૫૩)
- હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું : ''વેપારમાં બરકત અને ખુશહાલીની તક નોકરી કે સેવાકાર્યથી નવ ગણી વધારે છે.''

(હદીસનો સંદર્ભ ઉપલબ્ધ નથી.)

- હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું : ''પ્રમાણિક વેપારી હશ્રના દિવસે પયગંબરો, મુત્તકીઓ અને શહીદોના સમૂહમાં સામેલ હશે.''

(મુસ્લિમ, બુખારી)

- પયગંબરે-ઈસ્લામ ﷺ એ ફરમાવ્યું : ''જમીનમાંના છુપાયેલા ખજાનાઓમાં પોતાની રોજી શોધો.''

(કન્ઝુલ અમ્માલ, ભા-૨, પૃ.૧૯૭)

- હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત કરે છે કે હુઝૂર અકરમ ﷺ એ ફરમાવ્યું : ''જો તમે અલ્લાહત્આલા માટે જિહાદ કરો તો તમને માલે-ગનીમત (યુદ્ધ પશ્ચાત્ મળતો માલ) મળશે. જો તમે રોઝા રાખશો તો તમારું સ્વાસ્થ્ય સારું રહેશે, અને સફર કરો (વેપાર માટે), જેથી તમારે બીજા લોકો સામે હાથ ન ફેલાવવા પડે.

(તરગીબ, સંદર્ભ : તબરાની, ઝાદેરાહ)

- જો કોઈ વેપાર શંકાસ્પદ છે, તો તેનાથી દૂર રહેવું જરૂરી છે. રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''કોઈ બંદો મુત્તકી (અલ્લાહથી ડરવાવાળો) નથી બની શકતો, જ્યાં સુધી તે એ વસ્તુઓથી દૂર ન રહે, જે માત્ર શંકાસ્પદ છે (અને જેના પર સ્પષ્ટ રૂપે પાબંદી નથી).''

(તિરમિઝી)

(એટલા માટે જ્યારે તમને કોઈ વેપાર કે કારોબાર વિશે વિશ્વાસ ન હોય કે તે જાયઝ (શરઈ રીતે કાયદેસર) અથવા નાજાયઝ, તો તેનાથી દૂર રહેવું વધારે સારું છે.)

- હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ.નું કથન છે કે રસૂલે અકરમ ﷺ એ ફરમાવ્યું : ''ધનદોલત એ રીતે ન કમાવો કે તેમાં તમે સંપૂર્ણ ડૂબી જાઓ.'' (તિરમિઝી, તર્જુમાનુલ હદીસ, ભા-૬, પૃ.૫૫)
- હઝરત ઝુબૈર બિન ઉબૈદા રદિ. કહે છે કે, ''હું વેપાર માટે મિસર (ઇજિપ્ત) અને શામ (સીરિયા) નો સફર કરતો હતો. (આ સફરમાં સારી એવી કમાણી કરી લેતો હતો.) એક વખતે તેમણે જૂનો વેપાર બંધ કરવાનો નિર્ણય કર્યો અને ઇરાક જઈને નવો વેપાર શરૂ કરવાનો ફેંસલો કર્યો. જ્યારે તેમણે હઝરત આઇશા રદિ.થી આ યોજનાનો ઉલ્લેખ કર્યો તો ઉમ્મુલ મુ'મેનીન રદિ.એ આવું કરવાથી મનાઈ કરી અને કહ્યું કે પોતાનો જૂનો વેપાર ચાલુ રાખો અને મિસર અને શામમાં પોતાનો કારોબાર કરતા રહો, કેમ કે રસૂલે અકરમ ﷺ એ ફરમાવ્યું : ''તમારામાંથી કોઈના માટે અલ્લાહત્આલા રોજીનું કારણ ઊભું કરી દે, તો ત્યાં સુધી તેને ન છોડો, જ્યાં સુધી તે સ્વયં બંધ ન થઈ જાય અથવા તેમાં નફો થવાનું બંધ ન થઈ જાય.'' (નવો વેપાર અવશ્ય શરૂ કરવો જોઈએ, પણ નફાકારક જૂનો ધંધો બંધ ન કરવો જોઈએ. (ઇબ્ને માજહ, કન્ઝુલ ઈમાન : ૯૨૬૬)

—●—

# તવાફનું વર્ણન

## તવાફના ફઝાઈલ :

- અલ્લાહત્આલા કુર્આન-શરીફમાં ફરમાવે છે : ''(લોકોએ) બૈતુલ્લાહનો હજ્જ કરવો જોઈએ. આ અમારો આદેશ છે. જે વ્યક્તિ શિષ્ટાચારની, જે અલ્લાહે નિર્ધારિત કરી છે (અર્થાત્ હજ્જ, ઉમરા, તવાફ વગેરે)ની મહાનતાને સ્વીકારશે, તો આ અલ્લાહ-ત્આલાના નજીક તેના માટે વધારે સારું છે.'' (સૂરઃ હજ્જ : ૨૯-૩૦)
- રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે જે બૈતુલ્લાહનો તવાફ કરે અને બે રકા'ત નમાઝ પઢે, તેને એક ગુલામ આઝાદ કરવાનો સવાબ (પુણ્ય) મળશે. (ઇબ્ને માજહ, કિતાબુલ મનાસિક, બાબ : હઝ્લુત્-તવાફ, ૨૯, ૫૬)
- નબી કરીમ ﷺ નો ઇરશાદ છે કે જેણે બૈતુલ્લાહ-શરીફનો સાત વાર તવાફ કર્યો, તો અલ્લાહત્આલા દરેક કદમ પર તેના ગુનાઓ માફ કરે છે અને દરેક કદમ પર નેકી લખે છે અને દરેક કદમ પર એક દરજ્જો બુલંદ કરે છે. (ઇબ્ને માજહ, ઇબ્ને હબ્બાન)
- હઝરત ઇમામ ગઝાલી રહ.એ પોતાના પુસ્તક 'અહ્યાઉલ-ઉલૂમ'માં હઝરત ઇબ્ને ઉમર રદિ.ની એક રિવાયતની નોંધ કરી છે કે હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે ખાનએ-કા'બાનો તવાફ ખૂબ કરો, તે ખૂબ મહિમાવાન વસ્તુ છે. તેને તમે કયામતના દિવસે પોતાના નામએ-આ'માલમાં જોશો અને તેના સમાન કોઈ બીજું કાર્ય ઈર્ષ્યા કરવાને લાયક નહીં જૂઓ. (બાબ : ૭, હજ્જકે અસ્રાર ઔર ઇસકી મુમાનિઅત)
- હુઝૂર અકરમ ﷺ એ ફરમાવ્યું કે બૈતુલ્લાહનો તવાફ નમાઝની જેમ છે. અલબત્ત, તમે તેમાં વાત કરી શકો છો, તો જે વ્યક્તિ પણ તવાફમાં વાત કરે, તો તેણે સારી વાત કરવી જોઈએ. (જામેઅ તિરમિઝી, કિતાબુલ હજ્જ, હ.નં. ૯૬)
- નબી કરીમ ﷺ નો ઇરશાદ છે કે જેણે પચાસ વાર તવાફ કર્યો, તો ગુનાઓથી એવી રીતે પવિત્ર થઈ ગયો, જાણે આજે જ માતાના પેટથી જન્મ્યો હોય. (તિરમિઝી)

## તવાફની શરતો :

- તવાફમાં પણ નમાઝની જેમ શરતો છે.
- જેમ નમાઝ માટે વુઝૂ જરૂરી છે, એ જ રીતે તવાફ માટે પણ વુઝૂ જરૂરી છે.
- જેમ નમાઝ માટે કપડાં પાક અને સત્ર ઢાંકેલ હોવું જરૂરી છે, એ જ રીતે તવાફ માટે પણ કપડાં પાક અને સત્ર ઢાંકેલ હોવું જરૂરી છે.
- જેમ નમાઝ માટે નિયત જરૂરી છે, એ જ રીતે તવાફ માટે પણ હજ્રે-અસ્વદથી પહેલાં નિયત કરો.
- જેમ નમાઝ તકબીર કહીને શરૂ કરવામાં આવે છે, એ રીતે હજ્રે-અસ્વદની સામે આવીને તકબીર કહો અને હજ્રે-અસ્વદને બોસો (ચુંબન) કરો. (આને 'ઇસ્તિલામ' કહે છે.)
- જેમ નમાઝ માટે એક રકા'ત પછી તરત જ બીજી રકા'ત પઢવામાં આવે છે, એ રીતે તવાફમાં ખાનએ-કા'બાના આજુબાજુ એક-પછી-એક ચક્કર લગાવો. બે ચક્કરની વચ્ચે વિરામ ન કરો.
- જેમ નમાઝમાં નજર સિજદાની જગ્યા પર હોય છે, એ જ રીતે તવાફ કરતી વખતે નજર ચાલવાની જગ્યા પર હોવી જોઈએ.
- જેમ નમાઝમાં કિબ્લા કે આકાશની તરફ નજર ઉઠાવવી મકૂરુહ છે, એ જ રીતે તવાફ કરતી વખતે ખાનએ-કા'બાને જોવું મકૂરુહ છે.
- જેમ નમાઝ સલામ ફેરવીને પૂરી કરવામાં આવે છે, તે રીતે બે રકા'ત તવાફે-વાજિબ નમાઝ પઢીને તવાફ પૂરા કરવાનાં હોય છે.
- જે રીતે નફ્લ નમાઝની નિયત કર્યા પછી જો આપણે નમાઝ તોડી નાખીએ, તો ફરીથી આ નફ્લ નમાઝને પઢવી વાજિબ થઈ જાય છે, એ રીતે જો તવાફના અમુક ચક્કર લગાવીને છોડી દઈએ તો પછી તેને દોહરાવવા કે પૂરા કરવા વાજિબ થઈ જાય છે.

## તવાફ વિશે કેટલીક જરૂરી માહિતી :

- જો તવાફ કરતાં-કરતાં નમાઝ માટે જમાઅત ઊભી થઈ જાય તો તવાફ રોકીને જમાઅતથી નમાઝ પઢી લો અને છૂટી ગયેલ ચક્કર નમાઝ પછી પૂરા કરી લો. આવા સમયે જો ત્રણથી ઓછા ચક્કરો પછી પણ વિરામ થઈ જાય તો કોઈ વાંધો નથી.
  જો તવાફ કરતાં પહેલા ચાર ચક્કર અગાઉ તમારું વુઝૂ તૂટી જાય તો વધારે સારું એ છે કે વુઝૂ કરીને નવેસરથી તવાફ કરો, જો ત્યાંથી જ પૂરા કરી લો તો એ પણ જાયઝ છે. (ગુન્નિયતુલ મનાસિક, પૃ.૧૨૮)
- તવાફ શરૂ કરતાં પહેલાં, હજ્રે-અસ્વદની સામે તમારો ચહેરો અને છાતી ખાનએ-કા'બાની સામે હશે. તે પછી તવાફ દરમ્યાન છાતી ખાનએ-કા'બાની તરફ કરવી મકૂરુહ છે અને પીઠ ખાનએ- કા'બાની તરફ કરવી મકૂરુહે-તહરીમી, અર્થાત્ હરામની બરાબર છે.
- એક ચક્કરમાં જેટલું અંતર તમે ખાનએ-કા'બાની તરફ છાતી કે પીઠ કરીને પૂરું કર્યું હોય, તેને ફરીથી દોહરાવી લો. તે અંતર તવાફના ચક્કરોમાં સામેલ નહીં ગણાય.
- જો તમે સાત ચક્કરોના બદલે આઠ ચક્કર લગાવી લીધા હોય, તો ફરીથી તમારે છ ચક્કર વધારે લાગવીને બીજો તવાફ પણ પૂરો કરવાનું વાજિબ હશે.
- જો કોઈ વ્યક્તિએ મક્કા-મુકર્રમામાં તવાફે-વાજિબ નમાઝ ન પઢી હોય તો તેણે તે અદા કરવી વાજિબ છે. 'ઝિમ્મા'થી (જવાબદારી લઈ લેવાથી) તે સાકિત (નિરસ્ત) નહીં થાય. આખી ઉંમરમાં અદા કરી શકાય છે. હરમથી બહાર આ નમાઝને પઢવું અને વિલંબ કરવો ખરાબ અને મકૂરુહ છે.
- તવાફ 'હતીમ'ની બહારથી કરો, કેમ કે 'હતીમ' ખાનએ-કા'બાનો હિસ્સો છે અને તવાફ ખાનએ-કા'બાની બહારથી કરવામાં આવે છે.

- તવાફ વખતે કોઈ ખાસ દુઆ કે આયતનું પઢવું ફર્ઝ કે વાજિબ નથી.
- જે દુઆઓ હજ્જના પુસ્તકોમાં લખેલ છે તેને જોઈને પઢવાથી વધારે સારું એ છે કે તમને જે દુઆઓ યાદ હોય તેને સમજીને માગો. જોઈને પઢવાથી અને ઊંચા અવાજે બોલવાથી બીજા હાજીઓને તકલીફ પડે છે, અને બીજા લોકોને તકલીફ પહોંચાડવી ગુનો છે.
- તવાફમાં દુઆ માગવી કુર્આન પઢવાથી વધારે ઉત્તમ છે. તવાફમાં દુઆ હાથ ઉઠાવ્યા વગર માગવી જોઈએ.
- 'રુક્ને-યમાની' અને હજ્રે-અસ્વદ દરમ્યાન સિત્તેર હજાર ફરિશ્તાઓ તવાફ કરનારાઓની દુઆ પર 'આમીન' કહે છે.
- એહ્રામમાં તવાફના સાતેય ચક્કરમાં 'ઇઝ્તિબાઅ' કરવું સુન્નત છે.
- એવો તવાફ, જેના પછી 'સઈ' કરવાની હોય છે, તેના શરૂઆતના ત્રણ ચક્કરમાં 'રમલ' (ઝડપથી સૈનિકની જેમ ચાલવું) કરવાનું હોય છે. આવું ત્રણ વખત થશે. પહેલી વખત ઉમરાના તવાફમાં, બીજી વખત તવાફે-ઝ્યારતમાં અને ત્રીજી વખત ૮ ઝીલહજ્જના દિવસે, જો તમે મિના જતાં પહેલાં તવાફ અને સઈ કરો છો ત્યારે.
- ૮ ઝીલહજ્જના દિવસે જો તમે તવાફ અને સઈ કરી લીધા છે, તો ૧૦ ઝીલહજ્જ પછી તમારે 'રમલ' કર્યા વગર તવાફના સાત ચક્કર લગાવવાના રહેશે. તે પછી સઈ કરવાની જરૂર નથી.
- 'રમલ' સુન્નત છે. જો કોઈ 'રમલ'વાળા તવાફમાં 'રમલ' કરવાનું ભૂલી જાય તો તે સુન્નત વિરુદ્ધ હશે, પરંતુ તવાફ થઈ જશે. તવાફ દોહરાવવાની જરૂર નથી; અથવા કોઈએ સાતેય ચક્કરમાં 'રમલ' કરી લીધું તો તે મક્રુહ છે, પણ તવાફ થઈ જશે.
- તવાફનો સવાબ ગમે તેને પહોંચાડી શકાય છે. જે મૃત્યુ પામ્યા હોય અને જે જીવતા છે અને મક્કા-મુકર્રમાથી દૂર છે તેમને પણ.
- અપંગ (કે અશક્ત, બીમાર) સવારી (કે વ્હીલચૅર) પર બેસીને તવાફ કરી શકે છે.
- ખાનએ-કા'બા પર ૧૨૦ રહમતો ઉતરે છે, જેમાંથી ૬૦ રહમતો તવાફ કરનારાઓ પર ઉતરે છે, બાકીની ૪૦ રહમતો નમાઝીઓ અને ૨૦ રહમતો ખાનએ-કા'બાને જોનારાઓ પર ઉતરે છે.
- 'રુક્ને-યમાની'ને તવાફ વખતે ફક્ત હાથ લગાવવું સુન્નત છે, બોસો (ચુંબન) આપવો સુન્નત વિરુદ્ધ છે. જો ભીડ હોય તો દૂરથી પસાર થઈ જાઓ, 'ઇસ્તિલામ' પણ ન કરો. 'રુક્ને-યમાની'ની પાસે રોકાઈને છાતી ખાનએ-કા'બાની તરફ કરીને હાથ લગાવવો અથવા ભીડ કરવી સુન્નત વિરુદ્ધ છે અને મનાઈ છે.
- અસ્ર પછી કઝા ફર્ઝ નમાઝો સિવાય બીજી નમાઝો નથી પઢી શકાતી. તેથી અસ્ર પછી હરમમાં વધારેમાં વધારે તવાફ કરો. પરંતુ છેલ્લી બે રકા'ત 'તવાફે-વાજિબ' ન પઢો અને મગરિબ પછી તમે જેટલા તવાફ કર્યા છે, તે પ્રમાણે દરેક તવાફ માટે બે રકા'ત અલગ-અલગ પઢી લો. આમ, હરમ-શરીફના અંદર તમારી દરેક પળ શ્રેષ્ઠ ઇબાદતમાં વિતશે.

## તવાફના મસાઈલ :

૧. 'તવાફે-ઝ્યારત'માં ક્રમ વાજિબ નથી. (સંદર્ભ : મસાઈલ-વ-મા'લૂમાતે હજ્જ-વ-ઉમરા, પૃ.૮૧; મુઅલ્લિમ અલ-હુજ્જાજ, પૃ.૨૧૩; રહમતુલ્લાહ અલ-વાસ્તા, પૃ.૨૪૯)
૨. 'તવાફે-ઝ્યારત' રમી અને હલક પછી કરવું સુન્નત છે, વાજિબ નથી. (મુઅલ્લિમ અલ-હુજ્જાજ, પૃ.૧૭૯ અને ૨૧૩; અન્વારે મનાસિક, પૃ.૨૭૩)
૩. જો કોઈ વ્યક્તિ 'યવ્મુન્-નહ્ર'માં 'હલક' અને કુરબાનીથી પહેલાં 'તવાફે-ઝ્યારત' કરી લે તો પણ તે કોઈ વાંધા વગર જાયઝ છે. (અન્વારે મનાસિક, પૃ.૩૪૦)

## તવાફની મક્રુહ બાબતો :

૧ નકામી અને નિરર્થક વાતચીત.
૨. ખરીદ-વેચાણ કરવું કે તેની ચર્ચા કરવી. (તવાફ કરતી વખતે જો ફોન આવી જાય તો તમે નહીં ઇચ્છો તો પણ સામેવાળાના પ્રશ્નોના જવાબ આપવા પડશે. તમારા જવાબો શક્ય છે કે પ્રતિબંધિત કે મક્રુહ હોય. તેથી મસ્જિદે-હરામમાં મોબાઈલ બંધ રાખો.)
૩. દુઆ કે કુર્આન ઊંચા અવાજે પઢવું, જેનાથી તવાફ કરનારાઓને અને નમાઝ પઢનારાઓને તકલીફ થાય કે ખલેલ પડે.
૪. નાપાક (અશુદ્ધ) કપડાંમાં તવાફ કરવું.
૫. 'રમલ' અને 'ઇઝ્તિબાઅ'ને કોઈ કારણ વગર છોડી દેવું.
૬. 'ઇઝ્તિબાઅ'ની હાલતમાં નમાઝ પઢવી. (નમાઝ બંને ખભાઓ ઢાંકીને પઢો.)
૭. તવાફના ચક્કરોની વચ્ચે વધારે વાર વિરામ કરવો. (કોઈ કારણસર થોડીક વાર માટે તવાફ રોકી દેવું.)
૮. કોઈ કારણ વગર બે તવાફ એક-પછી-એક (સતત) 'તવાફે-વાજિબ' નમાઝ પઢ્યા વગર કરવું. (સમય મક્રુહ હોય એટલે કે તે સમયે નમાઝ ન પઢી શકાય તો છૂટ છે.)
૯. બંને હાથ તવાફની નિયત વખતે તકબીર કહ્યા વગર ઉઠાવવા.
૧૦. હરમ-શરીફમાં ખુત્બા (પ્રવચન) અને 'ફર્ઝ' નમાઝની જમાઅત ઊભી થઈ જાય ત્યારે તવાફ કરવું.
૧૧. તવાફ દરમ્યાન ખાવાનું ખાવું. અમુક આલિમોએ પીવાનું પણ મક્રુહ કહ્યું છે.
૧૨. કુદરતી હાજત હોય ત્યારે તવાફ કરવું.
૧૩. ભૂખ અને ગુસ્સાની હાલતમાં તવાફ કરવું.
૧૪. તવાફમાં નમાઝની જેમ હાથ બાંધવા કે કમર પર હાથ મૂકીને કે ગરદન પર હાથ મૂકીને કે કોઈના ગળામાં હાથ નાખીને ચાલવું.
૧૫. સ્ત્રીઓનું એવા સમયે કે એવી ભીડ વખતે તવાફ કરવું કે જ્યારે સ્ત્રીઓનાં શરીર 'ગૈરમહરમ' પુરુષોને નિશ્ચિતપણે સ્પર્શતાં હોય, તો આવા સમયે સ્ત્રીઓનું તવાફ કરવું હરામ છે.

**(આ વિષયની તમામ બાબતોનો ઉલ્લેખ 'મુઅલ્લિમ અલ-હુજ્જાજ'માંથી કરેલ છે.)**
**નોંધ : તવાફની રીતે આપણે ઇન્શાઅલ્લાહ 'ઉમરા'ના વર્ણન વખતે શીખીશું.**

# હજ્જ અને ઉમરાના અરકાનનું વર્ણન

ઉમરાના ફક્ત બે 'ફરાઈઝ' છે અને બે 'વાજિબાત' છે. જે વ્યક્તિ પણ તે પૂરા કરશે તેનો ઉમરા થઈ જશે.

એ જ પ્રમાણે હજ્જના ત્રણ 'ફરાઈઝ' અને છ 'વાજિબાત' અને છ 'સુન્નતો' છે. જે વ્યક્તિ પણ તેને પૂરા કરશે તેની હજ્જ થઈ જશે.

આ પુસ્તકમાં અમે સફરના અલગ-અલગ તબક્કાઓ માટે અલગ-અલગ દુઆઓ, અઝકાર અને નફ્લ નમાઝોનો ઉલ્લેખ કરીશું, જે માત્ર હજ્જ અને ઉમરાની ઈબાદતોને વધારે અફઝલ (ઉત્તમ) બનાવવા માટે છે. તેના ન કરવાથી કોઈ ગુનો થતો નથી અને ન તો હજ્જ અને ઉમરાની ઈબાદતમાં કોઈ ફરક પડે છે.

## ૧. ઉમરાના ફરાઈઝ :

(૧) 'મીકાત'થી એહ્‌રામ બાંધવો, નિયત કરવી અને તલ્બિયા પઢવું.

(૨) ખાનએ-કા'બાનો તવાફ કરવો અને તવાફ પછી બે રકા'ત નમાઝ 'વાજિબે-તવાફ' પઢવી.

## ૨. ઉમરાના વાજિબાત :

(૧) સફા અને મરવાની વચ્ચે 'સઈ' કરવી.

(૨) વાળ કાપવા અથવા મુંડાવવા.

## ૩. હજ્જના ફરાઈઝ :

(૧) એહ્‌રામ પહેરીને હજ્જની નિયત કરવી અને તલ્બિયા પઢવું.

(૨) **'વુકૂફે-અરફાત'** અર્થાત્ ૯ ઝીલહજ્જના દિવસે સૂર્યના ઝવાલથી લઈને ૧૦ ઝીલહજ્જની સવાર સુધી અરફાતમાં કોઈક સમયે રોકાવું, ચાહે એક પળ માટે પણ કેમ ન હોય.

હુઝૂર ﷺ એ ફરમાવ્યું : ''હજ્જ અરફાતમાં રોકાવાનું નામ છે.'' (જામેઅ તિરમિઝી, હ.નં. ૮૮૯)

(૩) **'તવાફે-ઝ્યારત'**, જે ૧૦ મી ઝીલહજ્જની સવારથી લઈને ૧૨ મી ઝીલહજ્જના મગરિબ સુધી કરી શકાય છે.

## ૪. હજ્જના વાજિબાત :

(૧) અરફાતમાં સૂર્ય ડૂબવા સુધી રોકાવું. (૨) મુઝદલ્ફામાં રોકાવાના સમયે રોકાવું. (૩) સફા અને મરવાની વચ્ચે 'સઈ' કરવી. (૪) શૈતાનને ક્રમવાર કાંકરીઓ મારવી. (૫)કુરબાની કરવી. (૬) માથાના વાળ મુંડાવવા કે કાપવા. (૭) 'મીકાત'થી બહાર રહેનારાઓએ 'તવાફે-વિદાઅ' કરવું. ('એહલે-હરમ' અને 'એહલે-હિલ' પર આ વાજિબ નથી, ફક્ત મુસ્તહબ છે.) (૮) ૧૦,૧૧,૧૨ ઝીલહજ્જના દિવસોમાં રાત મિનામાં વિતાવવી.

## ૪. હજ્જની સુન્નતો :

(૧) 'મુફ્‌રિદ આફાકી' અને 'કારિન'એ 'તવાફે-કદૂમ' કરવું.

(૨) ઈમામનું ત્રણ સ્થળે ખુત્બો પઢવો - ૭ ઝીલહજ્જે મક્કા-મુકર્રમામાં, ૯ ઝીલહજ્જે અરફાતમાં અને ૧૧ ઝીલહજ્જે મિનામાં.

(૩) ૯ ઝીલહજ્જેની રાત્રે મિનામાં રહેવું.

(૪) સૂર્યોદય પછી ૯ ઝીલહજ્જે મિનાથી અરફાત જવું.

(૫) અરફાતમાંથી ઈમામના ગયા પછી નીકળવું.

(૬) અરફાતમાં 'ગુસ્લ' કરવું.

આ ઉપરાંત પણ અન્ય ઘણી સુન્નતો છે.

## હજ્જના સફર પર નીકળતાં પહેલાં નિયત :

હજ્જ ત્રણ પ્રકારની થાય છે અને હજ્જના સફરમાં હજ્જની સાથે ઉમરા પણ કરવામાં આવે છે. જ્યારે તમે ઘરથી એહ્‌રામ પહેરીને નીકળો તો શું નિયત કરશો ? ઉમરાની નિયત ? હજ્જની નિયત ? કે કયા પ્રકારની હજ્જની નિયત ?

**હજ્જના ત્રણ પ્રકારો છે :** ૧. હજ્જે ઈફરાદ, ૨. હજ્જે કિરાન, અને ૩. હજ્જે તમત્તો.

'હજ્જે-ઈફરાદ'માં હાજી એહ્‌રામ હજ્જની નિયતથી પહેરે છે અને ફક્ત હજ્જ કરીને એહ્‌રામ ઉતારી નાખે છે.

'હજ્જે-કિરાન'માં હાજી હજ્જ અને ઉમરા બંનેની નિયતથી એહ્‌રામ બાંધે છે અને બંને કર્યા પછી જ એહ્‌રામ ઉતારે છે. 'એહલે-હરમ' અને 'એહલે-હિલ' માત્ર હજ્જે-ઈફરાદ' જ કરી શકે છે. 'હજ્જે-કિરાન' અને 'હજ્જે-તમત્તો'ની તેમના માટે મનાઈ છે. 'આફાકી' માટે છૂટ છે કે તે ત્રણેયમાંથી જેનો ચાહે એહ્‌રામ બાંધે.

'હજ્જે-તમત્તો'માં હાજી પહેલા ઉમરાની નિયતથી એહ્‌રામ બાંધે છે અને ઉમરા કરીને એહ્‌રામ ઉતારી નાખે છે. પછી ૮ ઝીલહજ્જે એહ્‌રામ હજ્જની નિયતથી પહેરે છે અને હજ્જ કરીને ઉતારી નાખે છે. ભારતથી જવાવાળા હાજીઓ માટે 'હજ્જે-તમત્તો' જ આસાન હોય છે. તેથી આપણે આ 'હજ્જે-તમત્તો'ને જોઈશું.

જો તમારી ફ્લાઈટ જિદ્દાહ માટે હોય અને ૮ ઝીલહજ્જથી પહેલાની હોય, તો તમારે મક્કા-શરીફ પહોંચીને પહેલાં ઉમરા કરવાનો છે. તેથી તમે પહેલાં ઉમરાની નિયત કરો અને એ જ નિયતથી એહ્‌રામ પહેરો.

જો તમારી ફ્લાઈટ મદીના માટે હોય તો તમારે ઘરથી એહ્‌રામ પહેરીને નીકળવાનું નથી અને કોઈ વસ્તુની નિયત પણ કરવાની નથી. બલ્કે મદીનામાં ચાળીસ વખતની નમાઝ પૂરી કરીને જ્યારે તમે મદીનાથી મક્કા રવાના થશો, ત્યારે તમારે એહ્‌રામ પહેરીને ઉમરાની નિયત કરવી પડશે.

# હજ્જના સફરનો આરંભ

## હજ્જના સફર પર નીકળતાં પહેલાંની તૈયારી :

(૧) છ થી આઠ સારા અને દીનદાર લોકોની સાથે ગ્રુપ બનાવીને હજ્જનું ફોર્મ ભરો, કેમ કે એક રૂમમાં છ થી આઠ લોકોને રાખવામાં આવે છે. જો આ લોકો સમાન વિચારોવાળાં અને નેક હશે તો ખૂબ સરળતા રહે છે.

(૨) દિલમાં એ વિશ્વાસ જમાવો કે મને મારો માલ, મારી તાકાત, મારી યોગ્યતાઓ હજ્જના સફરમાં નથી લઈ જઈ રહી, બલ્કે મને મારો અલ્લાહ લઈ જઈ રહ્યો છે. ઘણાં લોકો દુનિયામાં ધનવાન છે, સારી યોગ્યતા ધરાવે છે, શક્તિશાળી છે, પરંતુ તેમને અલ્લાહનો હુકમ નથી થયો, તેઓ નથી જઈ શકતા.

મેં અંગત રીતે એ અનુભવ્યું છે કે હજ્જ, ન માત્ર અલ્લાહની તૌફિક (પ્રેરણા)થી જ આપણે કરી શકીએ છીએ, બલ્કે હજ્જના અરકાન પણ અલ્લાહતઆલા પોતાની મહેરબાનીથી પૂરા કરાવે છે. ત્રીસ થી ચાળીસ લાખની ભીડમાં જો અલ્લાહતઆલાની મદદ ન હોય તો હું અને બીજા ઘણાં હાજીઓ અરફાત અને મુઝદલ્ફા સમયસર પહોંચી જ ન શકે અને આ અરકાન અમારાથી છૂટી જતાં.

(૩) હાજી કહેવડાવાનો શોખ, ખરીદી વગેરે પણ હજ્જની નિયતની સાથે સામેલ હોય તો તૌબા કરી લો અને હજ્જની નિયત કેવળ અલ્લાહની ખુશી માટે કરો.

(૪) કારોબાર અને ઘરની બધી જરૂરિયાતો તથા મામલાઓ વિશે વસિયતનામું લખો, લેવડ-દેવડ, હક્કો લેવાના-આપાવાનાં બધું જ વિગતવાર નોંધી લો અને કોઈ સમજદાર અને દીનદાર વ્યક્તિને પોતાનો પ્રતિનિધિ બનાવી દો.

(૫) ઘરવાળાઓને તમારી ગેરહાજરીમાં પણ નમાઝ પઢતા રહેવાની અને સંપૂર્ણપણે દીન પર ચાલવાની સૂચના આપી દો.

(૬) સદકાથી આફતો ટળે છે. તેથી સફરમાં જાન-માલની સુરક્ષા માટે સદકા, ખૈરાત કરી દો અથવા ગરીબોને ભોજન કરાવી દો.

(૭) જો કોઈનો હક્ક અદા ન કર્યો હોય તો અદા કરી દો. કોઈનું દિલ દુઃખાવ્યું હોય તો માફી માગી લો. અલ્લાહતઆલા બેનિયાઝ છે. પોતાના હક્કો તો માફ કરી દેશે, પણ બંદાઓના હક્કો માફ નહીં કરે. તેને તો તમારે બંદાઓથી જ માફ કરાવવા પડશે.

(૮) હજ્જના સફરના સામાનની સંપૂર્ણ યાદી તૈયાર કરી લો અને તે મુજબ સામાન એક કે બે દિવસ અગાઉ પૅક કરી લો.

(૯) એક અલગ હૅન્ડ-બેગમાં પાસપોર્ટ, વિમાનની ટિકિટ, ઓળખ-કાર્ડ અને અન્ય જરૂરી કાગળો અને સામાન મૂકી દો. આ બેગ એવી હોય કે તેને તમે ૧૪ કલાકના સફરમાં હંમેશા પોતાના ખભા પર લટકાવી રાખી શકો.

(૧૦) વાળ કપાવી લો, નખ કાપી લો અને ન્હાઈ-ધોઈને સારી રીતે પાક-સાફ થઈ જાઓ અને એહ્રામ બાંધી લો.

## ઘરથી રવાનગી :

- સારી રીતે ન્હાઈ-ધોઈને પાક-સાફ થઈ જાઓ અને એહ્રામ બાંધી લો.
- આ મુબારક સફરની સફળતા માટે અલ્લાહથી દુઆ માગો. દુઆ વધારે અસર રાખે છે, જ્યારે તે નફ્લ નમાઝ પઢીને માગવામાં આવે. તેથી બબ્બે રકા'ત કરીને દસ રકા'તો નફ્લ નમાઝો પઢો.
- બે રકા'ત નફ્લ નમાઝ 'સલાતુલ-હાજાત'ની નિયતથી પઢો, અને અલ્લાહતઆલાથી દુઆ કરો કે તે તમારો હજ્જનો સફર આસાન અને સફળ કરે અને તમને હજ્જે-મબરૂર પ્રદાન કરે.
- બે રકા'ત નફ્લ નમાઝ 'સલાતુત્-તૌબા'ની નિયતથી પઢો. આ નફ્લ નમાઝ પછી તમે અલ્લાહતઆલાના દરબારમાં સાચા દિલથી પોતાના ગુનાઓની તૌબા કરો.
- બે રકા'ત નફ્લ નમાઝ શુક્રાનાની નિયતથી પઢો અને અલ્લાહ-તઆલાનો આભાર વ્યક્ત કરો કે તેણે આ તૌફિક તમને આપી કે તમે હજ્જના સફર પર જઈ રહ્યા છો.
- બે રકા'ત નમાઝ પોતાના અને પોતાના ઘરવાળાઓની આફતો અને મુસીબતોથી સુરક્ષાની નિયતથી પઢો અને દુઆ કરો કે અલ્લાહતઆલા તમારા સફરમાં અને ઘરવાળાઓને વતનમાં પોતાના શરણમાં અને રક્ષામાં રાખે અને તમામ મુસીબતોથી તમારી રક્ષા કરે.
- છેલ્લી બે રકા'ત નમાઝ એહ્રામની નિયતથી પઢો. તમામ નમાઝો તમે એહ્રામની ચાદરથી માથું ઢાંકીને પઢો અને છેલ્લી બે રકા'તોનો સલામ ફેરવીને માથું ખોલી દો, પણ હમણા ઉમરાની નિયત ન કરો. ઉમરાની નિયત જો તમે વિમાનમાં યલમ્લમ મીકાતથી કરશો, તો વધારે સારું રહેશે. યલમ્લમ મીકાત જિદ્દાહ ઉતરવાના એક કલાક પહેલા આવે છે અને વિમાનના કર્મચારીઓ મીકાત આવશે તો તમને તેની જાણ કરશે.

## અમુક યાદ રાખવા જેવી બાબતો :

- બુઝુર્ગોથી સાંભળ્યું છે કે એહ્રામની હાલતમાં માણસ જે કામ પણ કરે છે, તેના પર મહોર લાગી જાય છે. પછી તે જીવનભર તેને દોહરાવતો રહે છે. આમ તો હંમેશા ગુનાઓથી બચવું જોઈએ, પણ એહ્રામની હાલતમાં ગુનાઓથી સખત પરહેજ કરો અને સંપૂર્ણપણે સુન્નત અનુસાર રાત-દિવસ વિતાવવાની કોશિશ કરો.

- અમુક ગુનાઓ એવા હોય છે, જેની આપણને આદત થઈ ગઈ હોય છે અને તેના ગુના હોવાનો આપણને અહેસાસ સુદ્ધા નથી હોતો; જેમ કે ગીબત (પીઠ પાછળ કોઈની નિંદા કરવી), નજરોનો ગુનો વગેરે, અને આ ગુનાઓ આપણે એ વખતે કરીએ છીએ, જ્યારે આપણે દુનિયાદારીની વાતો કરતા હોઈએ છીએ અથવા બજારોમાં હરતાં-ફરતાં હોઈએ છીએ. એહ્‌રામની હાલતમાં, અને આમ પણ હરમની હદોમાં આ બંનેથી દૂર રહો અને વધારેમાં વધારે સમય કુર્આન-શરીફની તિલાવત, તવાફ, નફ્‌લ નમાઝો અને વઝાઈફ પઢતાં-પઢતાં પસાર કરો. તમે જે જગ્યાએ જઈ રહ્યા છો (મક્કા-શરીફ), ત્યાં એક નેકીનો સવાબ (પુણ્ય) એક લાખ ગણો મળે છે. એ જ રીતે એક ભૂલનો ગુનો પણ એક લાખ ગણો મળશે. હઝરત નૂહ અલૈ.ની ઉંમર ૯૫૦ વર્ષની હતી. જો તમે ચાર દિવસ હરમ-શરીફમાં ઈબાદત કરશો તો ચાર લાખ દિવસ બરાબર ઈબાદત કરવાનો સવાબ મળશે, જે ૧૦૦૦ વર્ષની ઈબાદતથી વધારે છે; અર્થાત્ તમે હઝરત નૂહ અલૈ.ની ઉંમરથી પણ વધારે સમય સુધી ઈબાદત કરતા રહ્યા છો એમ કહેવાય. આનાથી તમે અનુમાન કરી શકો છો કે જો તમે એક મહિનો હરમમાં ઈબાદત કરતા રહેશો તો કેટલો સવાબ મળશે ! એ લોકો ખુશનસીબ છે, જેઓ આ વાતને સમજીને આ સોનેરી તકનો ફાયદો ઉઠાવે છે.
- પોતાના વતનમાં એક 'ફર્ઝ' નમાઝ છૂટી જાય તો તેનો ગુનો સિત્તેર કબીરા (મોટા) ગુનાઓ બરાબર હોય છે, જેની જહન્નમની સજા કેટલાય લાખ વર્ષ છે. આ જ ગુનો જો હરમ-શરીફમાં આચરવામાં આવે તો તે ૭૦ થી ૧૦૦ ગુના સુધી વધી જશે. નમાઝ છોડવાની સાથે જો કોઈએ ગીબત પણ કરી, નજરોનો ગુનો પણ આચર્યો, લડાઈ-ઝઘડો વગેરે પણ કર્યો અને આખા મહિના સુધી કરતો રહ્યો, તો આવો માણસ જ્યારે હજ્જના સફરમાં નીકળે છે, તો અમુક અંશે નેક પણ હોય છે અને ગુનાનો ભંડાર પણ તેની ઉંમર અનુસાર પચાસ-સાઈઠ વર્ષનો હોય છે. પરંતુ હજ્જથી પાછો ફરે છે તો હજારો વર્ષની ઉંમરના ગુનાઓના બરાબર ગુનાઓનો ભંડાર લઈને પાછો ફરે છે. આવો દુર્ભાગી માણસ હજ્જ કરીને હાજીના બદલે 'પાજી' નહીં બને તો બીજું શું બનશે? તેથી કેટલાક લોકો હજ્જ પછી વધારે બદદીન બની જાય છે. અલ્લાહત્‌આલા આપણા-સૌને અને તમામ મુસલમાનોને દીનને સમજવાની અને તેના પર સાચી રીતે ચાલવાની તૌફિક આપે, (આમીન).
- એ પવિત્ર જમીન, જેને જોવા માટે લાખો આંખો તરસે છે, ત્યાં તમને માત્ર ચાળીસ દિવસ રહેવાનું છે. આ ચાળીસ દિવસ માટે જો તમે દુનિયાદારી છોડી દેશો, તો કયામત નહીં આવી જાય ! ઘરથી નીકળતી વખતે પોતાની દુનિયાદારીને અહીં જ છોડીને હજ્જના સફર પર રવાના થાઓ અને આવનારી દરેક પળને મોંઘેરી સમજો અને જેટલી નેકીઓ પોતાના માટે એકત્ર કરી શકતા હોવ, કરી લો. મોતની કોને ખબર, સંભવ છે કે આ તમારો અંતિમ સફર હોય !!

## પવિત્ર સફરનું પહેલું ડગલું :

- સ્ટીલનું કડું પહેરી લો, પાસપોર્ટ, ઍરટિકિટ અને બીજો જરૂરી સામાન હૅન્ડબેગમાં મૂકીને ખભા પર લટકાવી લો. તમામ સામાન પર પોતાનું નામ-સરનામું અને કવર-નંબર ફરી એક વાર તપાસી લો અને ઘરવાળાઓ માટે અલ્લાહત્‌આલાથી દુઆ કરો; અલ્લાહ-ત્‌આલા તેમને પોતાની અમાન (શરણ)માં લઈ લે અને આ દુઆ પઢો –

**اَسۡتَوۡدِعُ اللّٰهُ دِيۡنَكُنۡ وَ اَمَانَتَكَ وَاٰخِرَ عَمَلِكَ، زَوَّدَكَ اللّٰهُ التَّقۡوٰى، وَيَسَّرَلَكَ الۡخَيۡرَ حَيۡثُ كُنۡتَ.**

''સારું, જાઓ તમે અને તમારો દીન અને તમારી દીન-દુનિયાની અમાનત અને તમારા કાર્યોનો અંજામ અલ્લાહત્‌આલાને સુપ્રત છે. અલ્લાહત્‌આલા તમને તકવાની દોલતથી નવાજે અને તમારા માટે નેકીઓ આસાન કરે, તમે જ્યાં પણ રહો.''

- ઘરમાંથી પહેલું ડગલું બહાર કાઢતાં આ દુઆ પઢો –

**بِسۡمِاللّٰهِ تَوَكَّلۡتُ عَلَى اللّٰهِ وَلَا حَوۡلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ.**

''શરૂ કરું છું અલ્લાહના નામથી, મારું ઈમાન અને ભરોસો અલ્લાહત્‌આલા પર જ છે અને એ વાત નિશ્ચિત છે કે અલ્લાહ-ત્‌આલાની મરજી વગર એક પાંદડું પણ હલી શકતું નથી. હું અલ્લાહની જ મદદથી મારો સફર શરૂ કરું છું.''

વાહન આવી જાય તો તેમાં સુન્નત અનુસાર તેમાં બેસી જાઓ.

## સવારી (કે વાહન) પર સવાર થવાની સુન્નત રીત :

- હઝરત અલી બિન રબીઆ રદિ.થી રિવાયત છે કે અલી રદિ. બિન અબી તાલિબ માટે જ્યારે સવારી લાવવામાં આવી, તો તે વખતે હું ત્યાં હાજર હતો. તેમણે જ્યારે તેના પેંગડામાં પગ મૂક્યો, તો બિસ્મિલ્લાહ કહ્યું. પછી જ્યારે પીઠ પર બેસ્યા તો અલહમ્દુલિલ્લાહ કહ્યું, પછી કહ્યું –

**سُبۡحٰنَ الَّذِىۡ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقۡرِنِيۡنَ وَاِنَّآ اِلٰى رَبِّنَا لَمُنۡقَلِبُوۡنَ**

''એ અલ્લાહની પ્રશંસા છે, જેણે આને અમારા માટે વશમાં કરી દીધો છે. અમે તો આનું સામર્થ્ય જ નહોતા રાખતા અને અમે અમારા રબની તરફ પલટવાવાળા છીએ.''

પછી ત્રણ વાર 'અલહમ્દુલિલ્લાહ' કહ્યું, પછી ત્રણ વાર 'અલ્લાહુ અકબર' કહ્યું, પછી આ દુઆ પઢી –

**سُبۡحَانَكَ اِنِّىۡ ظَلَمۡتُ نَفۡسِىۡ فَاغۡفِرۡلِىۡ فَاِنَّه‘ لَايَغۡفِرُالذُّنُوۡبَ اِلَّا اَنۡتَ.**

''પાક (પવિત્ર) છે તુ, નિઃશંક મેં જ પોતાની જાત પર જુલ્મ કર્યો, બસ, મને માફ કરી દે, અને તારા સિવાય કોઈ માફ કરનાર નથી.''

આટલું કહીને મલકાયા, લોકોએ કહ્યું, 'હે અમીરુલ મુ'મેનીન ! તમે કેમ હસો છો ?' તેમણે ફરમાવ્યું, 'મેં રસૂલુલ્લાહ ﷺ ને આમ જ કરતા જોયા હતા, જે રીતે મેં કર્યું અને જ્યારે આપ ﷺ હસ્યા તો મેં પણ આ જ નિવેદન કર્યું હતું કે હે અલ્લાહના રસૂલ ﷺ ! કઈ વાતે આપને હસાવ્યા ? આપ ﷺ એ ફરમાવ્યું હતું કે તમારો રબ પાક છે. તેના બંદાઓ જ્યારે કહે છે કે હે રબ ! મને માફ કરી દે, તો પછી તે ખુશ થઈ જાય છે કે મારો બંદો જાણે છે કે મારા સિવાય કોઈ માફ કરનાર નથી.' (અબૂ દાઉદ, તિરમિઝી)

આ દુઆ યાદ કરી લો અને હજ્જ દરમ્યાન અને તેના પછી પણ જ્યાર તમે સવારી પર સવાર થાઓ તો ઉપરની દુઆ જરૂર પઢો.

## હવાઈ સફરનો આરંભ

- જે વિમાનો દ્વારા હજ્જ કમિટીના હાજીઓને લઈ જવામાં આવે છે, તેમાં માત્ર હાજીઓ જ સફર કરે છે. તેમાં સફર કરવાની સામાન્ય મુસાફરોને મંજૂરી નથી. આ વિમાનોથી સફર કરનારાં હાજીઓની ટિકિટો પર સીટ નંબર નથી હોતા. તેથી જે હાજી પહેલાં પહોંચી જાય છે, તેમને પોતાના આખા ગ્રુપની સાથે બેસવા માટે સારી સીટો મળી જાય છે, અને જેઓ વિમાનમાં મોડાં દાખલ થાય છે, તો તેમને જે બચેલી ખાલી સીટો હોય છે તેના પર બેસવું પડે છે. આ સ્થિતિમાં મોટાભાગના ગ્રુપ વિખેરાઈ જતા હોય છે, અને સંભવ છે કે તમને મજબૂરીમાં 'ગૈરમહરમ'ની બાજુમાં સીટ મળે.
- હજ્જના દિવસોમાં સામાન્ય દિવસોથી વધારે સમય ઍરપોર્ટ પર સામાનની ચેકિંગ અને અન્ય કામોમાં લાગતો હોય છે. તેથી ત્રણથી ચાર કલાક અગાઉ ઍરપોર્ટ પર પહોંચી જાઓ અને ઝડપથી વિમાનમાં સવાર થઈ જવાની કોશિશ કરો.
- ઍરપોર્ટ પર દાખલ થતાં જ સૌપ્રથમ તમને વિદેશી ચલણ (રિયાલ) મળશે. તેને તમે હિફાજતથી પોતાની હૅન્ડબેગના અંદરના ખાનામાં મૂકી દો, જેથી વારંવાર બેગ ખોલવાની જરૂર પડે તો પૈસા ખોવાઈ જવાનો ભય ન રહે.

  વિદેશી ચલણ મળ્યા પછી તમારા લગેજનું સિક્યુરિટી ચેક-અપ થશે. પછી તમારા સામાનનો વજન થશે. ત્યારબાદ તમારો સામાન વિમાનમાં લૉડ થવા જતો રહેશે અને તમને વિમાનમાં બેસતાં પહેલાં વેઇટિંગ-હૉલમાં જઈને રાહ જોવા માટે કહેવામાં આવશે. આ હૉલમાં તમે કુદરતી હાજતે જવાનું હોય તો, તેનાથી ફારેગ થઈને વુઝૂ કરી લો. હજ્જ કમિટી તરફથી નમાઝની વ્યવસ્થા પણ કરવામાં આવે છે. સમય થઈ ગયો હોય તો નમાઝ પણ પઢી લો.
- વિમાનનો સફર (મુંબઈથી) સાડા ચાર કલાકનો થાય છે. વિમાનમાં ટોઇલેટ તો હોય છે, પણ નાપાક (અશુદ્ધ) હોવાનો ડર હોય છે અને વુઝૂની વ્યવસ્થા પણ નથી હોતી, તેથી અગાઉથી જ તૈયાર રહો.

  જ્યારે વિમાનમાં સવાર થવાનું એલાન કરવામાં આવે તો સવારીની દુઆ પઢતાં-પઢતાં વિમાનમાં દાખલ થાઓ અને જ્યારે વિમાન રવાના થાય તો આ દુઆ પઢો –

  بِسْمِ اللّٰهِ مَجْرِيْهَا وَ مُرْسٰهَآ اِنَّ رَبِّىْ لَغَفُوْرٌ الرَّحِيْمٌ.

  ''વાહનોનું ચાલવું અને રોકાવું અલ્લાહના નામની બરકતથી છે, નિઃશંક મારો રબ ક્ષમાશીલ અને દયાળુ છે.''



# હવાઈ સફર અને મક્કા-મુકર્રમામાં આગમન

હવાઈ સફર સાડા ત્રણ કલાકનો હોય છે. સફર દરમ્યાન કૉલ્ડ્રિંક, ભોજન અને સુગંધીદાર કાગળના રૂમાલ આપવામાં આવશે. જો તમે સફર શરૂ કરતાં પહેલાં ઉમરાની નિયત કરી લીધી છે, તો સુગંધીદાર શરબત (કૉલ્ડ્રિંક) અને રૂમાલના ઉપયોગથી અને ભોજન લેવાથી પરહેજ કરો; કેમ કે એહ્‌રામની હાલતમાં ખુશ્બૂ લગાવવી અને ભોજન બંનેની મનાઈ છે. જો ઉમરાની નિયત ન કરી હોય તો લઈ શકાય છે.

ત્રણ કલાકના સફર પછી નિયત કરવાની તૈયાર કરી લો. 'મીકાત' આવવાના પહેલાં જ વિમાનનો કર્મચારીગણ આ બાબતની જાણ કરશે. 'મીકાત' આવતાં ઉમરાની નિયત આ પ્રમાણે કરો –

اَللّٰهُمَّ اِنِّىْ اُرِيْدُ الْعُمْرَةَ فَيَسِّرْ هَالِىْ وَتَقَبَّلْهَا مِنِّىْ.

''હે અલ્લાહ ! હું ઉમરાની નિયત કરું છું, તેને તું મારા માટે આસાન કર અને કબૂલ કર.''

નિયત પછી પુરુષ ઊંચા અવાજથી અને સ્ત્રી ધીમા અવાજથી ત્રણ વાર 'તલ્બિયા' પઢે :

لَبَّيْکَ اللّٰهُمَّ لَبَّيْکَ

હાજર છું, હે અલ્લાહ ! હું હાજર છું તારી સામે.

لَبَّيْکَ لَا شَرِيْکَ لَکَ لَبَّيْکَ

હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી. હું હાજર છું.

اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ

તમામ પ્રશંસા અને આભાર તારા જ માટે છે, અને બધી નેઅ્‌મતો (કૃપાઓ) તારી જ છે અને સત્તા પણ તારી જ છે.

لَا شَرِيْکَ لَکَ

તારો કોઈ ભાગીદાર નથી.

નિયત કર્યા પછી અને 'તલ્બિયા' પઢતાં જ તમારા પર એહ્‌રામની બધી પાબંદીઓ લાગૂ થઈ જાય છે. ત્યારબાદ તમારા માટે સૌથી અફઝલ તસ્બીહ અને તલ્બિયા છે.

જે વિમાનો હાજીઓને લઈ જાય છે, તે એ વાતનું ધ્યાન રાખે છે કે મુસાફરોને 'મીકાત'ની જાણ કરે. પરંતુ જે સામાન્ય ફ્લાઈટો છે, તેમાં આ વાતનું ધ્યાન રાખવામાં આવતું નથી કે 'મીકાત'ની જાણ કરે. તેથી જો તમે ટૂરથી અને સામાન્ય ફ્લાઈટથી જઈ રહ્યા છો, તો સાવધાની ખાતર સફરના બે કલાક અગાઉ જ નિયત કરીને 'તલ્બિયા' પઢી લો.

જિદ્દાહ પહોંચીને વિમાનથી ઉતર્યા પછી એક બસ દ્વારા તમને ઍરપોર્ટની બિલ્ડિંગમાં લઈ જવામાં આવશે. ઍરપોર્ટની બિલ્ડિંગમાં દાખલ થયા પછી તમારે ત્રણ તબક્કાઓમાંથી પસાર થવાનું છે :

- પહેલા તબક્કામાં તમને એક રેલિંગવાળા હૉલમાં લઈ જવામાં આવશે અને તમારા પાસપોર્ટ પર પ્રવેશ (Entry)નો સિક્કો વાગશે.
- બીજા તબક્કામાં તમને બાજુના બીજા હૉલમાં જઈને પોતાનો સામાન ઓળખીને એક ઠેકાણે એકઠો કરવાનો છે અને તેની સિક્યુરિટી તપાસ કરાવવાની છે. તપાસ થઈ ગયા પછી તમારો સામાન ફરીથી લઈ લેવામાં આવશે અને તેને બસ ડેપો પર પહોંચાડી દેવામાં આવશે.
- ત્રીજા તબક્કામાં તમને અંદાજે બસો મીટર દૂર ભારતના બસ ડેપો લઈ જવામાં આવશે. જિદ્દાહનું ઍરપોર્ટ ખૂબ મોટું છે અને ખોવાઈ જવાનું જોખમ રહે છે. તેથી પોતાના સાથીઓની સાથે રહો અને બોર્ડ જોતાં-જોતાં અને રસ્તામાં ઊભેલા ગાર્ડને પૂછીને ભારતના બસ સ્ટેશને પહોંચો. આ કાઉન્ટર પર જરૂરિયાતથી ફારેગ થવાની, વુઝૂ કરવાની અને નમાઝ પઢવાની તમામ સગવડો ઉપલબ્ધ છે. તેથી જરૂરિયાતથી ફારેગ થઈને વુઝૂ કરીને નમાઝ પઢી લો. હવે પોતાનો સામાન ઓળખીને એક જગ્યાએ એકઠો કરી લો અને પોતાનો પાસપોર્ટ કાઉન્ટર પર બતાવો.

(નોંધ : જે કૂલી તમારો સામાન બસ ડેપો સુધી પહોંચાડવામાં તમારી મદદ કરે છે, તેનો બિલ્લાનો (Badge) નંબર અવશ્ય નોંધી લો.)

અહીં તમને ગ્રુપ બનાવીને મુઅલ્લિમના હવાલે કરવામાં આવશે. મુઅલ્લિમ એક બસમાં જેટલા લોકો સવાર થઈ શકે છે, તેટલા લોકોને એકત્ર કરશે. તેમનો સામાન એક ટ્રોલી પર લાદીને બસ સુધી લઈ જશે, અને બસમાં સવાર કરાવી દેશે. તમારે એ વાતનું ધ્યાન રાખવાનું છે કે તમે એ જ બસમાં બેસો જેમાં તમારો સામાન મૂકવામાં આવ્યો હોય. બસમાં બેસતી વખતે મુઅલ્લિમ તમારો પાસપોર્ટ લઈ લેશે, અને મક્કા-શરીફમાં તમારા રહેઠાણના સરનામાનું કાર્ડ, પોતાનું ઓળખ કાર્ડ અને પ્લાસ્ટિકનો પટ્ટો (હાથમાં પહેરવા માટે) આપશે.

ઍરપોર્ટ અને બસમાં દરેક ઠેકાણે 'તલ્બિયા'નો ઝિક્ર ચાલુ રાખો. જ્યારે બસ મક્કા-શરીફની હદમાં દાખલ થાય તો આ દુઆ પઢો –

''હે અલ્લાહ ! આ તારા અને તારા રસૂલ ﷺ નું હરમ છે, આમાં જાનવરોને પણ શરણ છે. આવા પ્રતિષ્ઠિત સ્થળની બરકતથી તુ મારા લોહી, માંસ અને હાડકાઓને આગ માટે હરામ કરી દે અને મને તારા વલીઓ (મિત્રો) અને ફરમાબરદારો (આજ્ઞાંકિતો)માં સામેલ કર.''

જ્યારે મક્કા શહેર પર પહેલી નજર પડે તો આ દુઆ પઢો –

હે અલ્લાહ ! મારા માટે મક્કા શહેરમાં ઠેકાણું પ્રદાન કર અને હલાલ રોજી પ્રદાન કર.

હે અલ્લાહ ! અમને મક્કા-મુકર્રમામાં બરકત પ્રદાન કર.

હે અલ્લાહ ! આ શહેરના ફળો અમને નસીબ ફરમાવ.

હે અલ્લાહ ! મક્કાવાસીઓને અમારી નજરોમાં પ્રિય બનાવી દે.

હે અલ્લાહ ! અમને પણ મક્કાવાસીઓની નજરોમાં પ્રિય બનાવી દે.

બસ તમને તમારા રહેઠાણ સુધી પહોંચાડી દેશે. કૂલી તમારો સામાન બસમાંથી ઉતારીને તમારા રૂમ સુધી પહોંચાડી દેશે. સામાન રૂમમાં મૂકીને થોડુંક ખાઈ-પી લો, જરૂરત હોય તો થોડીક વાર આરામ કરી લો. જે રિયાલ તમને ઍરપોર્ટ પરથી આપવામાં આવ્યા છે, તેને સૂટકેસમાં હિફાજતથી મૂકી દો. તેને પોતાની સાથે હરમમાં કદાપિ ન લઈ જાઓ. પછી ઉમરાની તૈયારી કરો. મક્કા-મુકર્રમા પહોંચીને તમે જેટલી ઝડપથી ઉમરા કરશો એટલું અફઝલ (વધારે સારું) હશે.

હજ્જ અને રમઝાનના દિવસોમાં હરમ-શરીફમાં પ્રત્યેક નમાઝ પછી તવાફ કરનારાઓની જબરજસ્ત ભીડ હોય છે, જેના કારણે ઉમરાના અરકાન અદા કરવામાં ખૂબ જ મુશ્કેલી પડે છે. સવારે ઇશ્રાક પછી, બપોરે ૨ થી ૪ વાગ્યાના વચ્ચે અને રાત્રે ઇશા અને ભોજન પછી હરમ-શરીફ અમુક અંશે ખાલી હોય છે, તેથી આ સમયે આવીને તમે ઉમરા કરશો તો થોડીક આસાની રહેશે.

—●—

## સમજદારી

હઝરત અબૂ સઈદ અન્સારી રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ નમાઝ માટે ઊભા થતાં ત્યારે (સફ, એટલે કે હરોળ સીધી કરવા માટે) અમારા ખભા ઉપર હાથ ફેરવતા અને ફરમાવતા, 'બરાબર થઈ જાઓ, અવ્યવસ્થા ઊભી ન કરો, નહિં તો તમારા હૃદયોમાં ફાટફૂટ પડ જશે. તમારામાંથી જે બુદ્ધિ અને સમજમાં વધારે છે, તેઓ મારા નજીક રહે, પછી જેઓ તેમની નજીક છે, પછી જેઓ એમની નજીક છે.' (સહીહ મુસ્લિમ, મિશ્કાત, બાબુલ ઇમામહ, પૃ.૯)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ અને ઉમરા તેમજ અન્ય નેકીઓનો ઉલ્લેખ કરતી વખતે ફરમાવ્યું, ''મનુષ્ય આ બધું જ કરે છે, પરંતુ કયામતના દિવસે તેને તેનો બદલો તેની સમજ અને બુદ્ધિ પ્રમાણે જ મળશે.''

(મિશ્કાત, બાબુલ હઝૂર, પૃ.૪૨૨)

# મસ્જિદે હરામની વિગત

૧. ખાનએ-કા'બાની અંદરની ફર્શ મતાફના સ્તરથી ૭ ફૂટ ઊંચો છે. ખાનએ-કા'બાની કુલ ઊંચાઈ ૪૬ ફૂટ છે, લંબાઈ ૪૨ ફૂટ અને પહોળાઈ ૩૮ ફૂટ છે. હતીમનો અંતિમ છેડો ખાનએ-કા'બાથી ૨૧ ફૂટ દૂર છે.

૨. મકામે-ઈબ્રાહીમ એક પથ્થર છે, જેના પર હઝરત ઈબ્રાહીમ અલૈ.નાં પગલાનાં નિશાન છે. તે ૮ ઈંચ ઊંચો, ૧૪ ઈંચ પહોળો અને ૧૫ ઈંચ લાંબો છે, અને ખાનએ-કા'બાથી ૪૬ ફૂટ દૂર છે. તેનો રંગ પીળો અને લાલની વચ્ચે સફેદીવાળો છે.

૩. હજ્રે-અસ્વદ ખાનએ-કા'બાના પશ્ચિમી ખૂણા પર જમીનથી આશરે સવા ચાર ફૂટની ઊંચાઈએ લગાવેલો છે. તે કોઈ દુર્ઘટનામાં તૂટી ગયો હતો. હવે તેના આઠ ટુકડા એક ૭x૧૦ ઈંચના કાળા પથ્થર પર જોડીને ચાંદીની ફ્રેમમાં લગાવી દેવામાં આવ્યા છે. હઝરત ઈબ્રાહીમ અલૈ.ના જમાનામાં તે સફેદ હતો, હવે લોકોના ગુનાઓથી તે કાળો થઈ ગયો છે.

૪. ઝમઝમનો કૂવો અત્યારે ભોંયરામાં છે. તેનું પાણીનું સ્તર જમીનથી ૧૨ ફૂટ નીચે છે. પાણીના સ્રોત ૪૦ ફૂટ પર ફૂટી રહ્યા છે અને કૂવાની કુલ ઊંડાઈ ૧૦૦ ફૂટ છે. કૂવાનું મુખ ૬ ફૂટનું છે. ઝમઝમનો કૂવો કા'બાશરીફથી ૬૦ ફૂટ દૂર છે.

૫. મસ્જિદે-હરામનું તુર્કી નિર્માણ : મતાફ અને તુર્કી નિર્માણનું ક્ષેત્રફળ ૨૯૦૦૦૦ ચો.ફૂટ છે.

૬. સાઉદી કાળની મસ્જિદે-હરામની નવી ઈમારત : ભોંયરાની સાથે કુલ ક્ષેત્રફળ ૧૩૧૦૦૦૦ ચો.ફૂટ અને જમીનથી છત સુધીની ઊંચાઈ ૩૦ ફૂટ છે.

૭. મસ્જિદે-હરામનો પહેલો માળ અને છતની ઊંચાઈ ૩૦ ફૂટ અને ક્ષેત્રફળ ૪૨૦૦૦૦ ચો.ફૂટ છે.

૮. મસ્જિદે-હરામની છત.

૯. મસ્જિદે-હરામનું ભોંયરૂ. તેની છતની ઊંચાઈ ૧૨ ફૂટ છે.

૧૦. મસ્જિદે-હરામના મીનારાઓની કુલ સંખ્યા ૯ છે અને ઊંચાઈ ૨૯૩ ફૂટ છે.

૧૧. મસ્જિદે-હરામના બહારનું સેહન (આંગણુ) : કુલ ક્ષેત્રફળ ૮૮૦૦૦૦ ચો.ફૂટ.

૧૨. કા'બાશરીફથી સફા ૪૩૦ ફૂટ દૂર છે અને મસ્જિદે-હરામની અંદર, પણ બહારના છેડા પર છે.

૧૩. લોકોની ભીડ વખતે મસ્જિદે-હરામમાં ૧૦ લાખથી વધારે નમાઝીઓ નમાઝ પઢી શકે છે.







## ખાનએ-કા'બા અને મતાફની વિગત

# ઉમરા કેવી રીતે કરીએ ?

## મસ્જિદે-હરામમાં પ્રવેશ :

કા'બા-શરીફની ચારે તરફ જે શાનદાર બિલ્ડિંગ બનેલી છે, તેને મસ્જિદે-હરામ કહે છે. આમાં એકસોથી વધારે દરવાજા છે. હુઝૂર ﷺ નું ઘર મરવાથી ઉત્તર-પૂર્વ દિશામાં હતું અને આપ મોટાભાગે સફા અને મરવાની વચ્ચે આવેલ દરવાજા 'બાબુસ્સલામ'થી જ મસ્જિદે-હરામમાં દાખલ થતા હતા. તેથી જો સંભવ હોય તો બાબુસ્સલામથી દાખલ થાઓ, નહિં તો કોઈપણ દરવાજાથી દાખલ થઈ શકાય છે. મસ્જિદમાં દાખલ થતી વખતે પોતાનો જમણો પગ પહેલા મૂકો અને પઢો –

بِسۡمِ اللّٰهِ وَصَّلوٰةُ وَالسَّلَامُ عَلٰى رَسُوۡلِ اللّٰهِ. اَللّٰهُمَّ افۡتَحۡ لِىۡ، اَبۡوَابَ رَحۡمَتِكَ.

''અલ્લાહનું નામ લઈને દાખલ થાઉં છું અને રસૂલુલ્લાહ ﷺ પર દરૂદો-સલામ મોકલું છું. હે મારા રબ ! મારા માટે રહમતના દરવાજા ખોલી દે.''

## પહેલી નજર અને દુઆ :

કા'બા-શરીફ પર પહેલી વાર તમારી નજર પડશે, તો આંખનો પલકારો થાય તે પહેલાં તમે જે પણ દુઆ માગશો, અલ્લાહત્આલા તેને કબૂલ કરશે. તેથી આ પળ ખૂબ મહત્ત્વની છે. આ પળથી વધારેમાં વધારે લાભ પ્રાપ્ત કરવા માટે અગાઉથી જ તૈયાર રહો. મસ્જિદે-હરામમાં દાખલ થતી વખતે નીચી નજર રાખો. પછી આશરે બસો કદમ આગળ વધો. આ દરમ્યાન બે વખત તમારે સીડીઓ ઉતરવી પડશે. જ્યારે તમે સહન (આંગણા)માં પહોંચો તો રસ્તામાંથી એક તરફ હટીને ઊભા થઈ જાઓ અને નજરો ઉઠાવીને અલ્લાહના એ ઘરને જૂઓ, જેની તરફ રુખ કરીને તમે આખી જિંદગી સિજદા કરતા રહ્યા છો. ખાનએ-કા'બા પર નજર જમાવી દો અને પલકારો થાય એ પહેલાં આ દુઆ પઢી લો –

''હે અલ્લાહ ! આના પછી હું જે પણ ભલાઈની દુઆ માગું તેને કબૂલ કરજે.''

આના પછી ત્રણ વાર આ પઢો –

اَللّٰهُ اَكۡبَرُ لَااِلٰهَ اِلَّا اللّٰهُ.

''અલ્લાહ સૌથી મહાન છે, અન્ય કોઈ ઉપાસ્ય નથી અલ્લાહ સિવાય.''

તમે 'તકબીરે-તશ્રીક' પણ પઢી શકો છો –

اَللّٰهُ اَكۡبَرُ، اَللّٰهُ اَكۡبَرُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكۡبَرُ، اَللّٰهُ اَكۡبَر وَلِلّٰهِ الۡحَمۡدُ.

''અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે; નથી કોઈ ઉપાસ્ય અલ્લાહ સિવાય, અને અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે, અને સર્વ પ્રશંસા અને આભાર માત્ર અલ્લાહ માટે જ છે.''

આના પછી દરૂદ-શરીફ પઢો, પછી દિલ ભરાઈ જાય એટલી દુઆ માગો. આ એનો દરબાર છે, જે બેનિયાઝ (નિરપેક્ષ) છે, ખૂબ વિશાળહૃદયી છે. માગવાવાળો માગતાં-માગતાં થાકી જશે, પણ આપવાવાળો કદી નહીં થાકે. પોતાના માટે, પોતાના માતા-પિતા માટે, ભાઈ-બહેનો અને અન્ય સગાવહાલાઓ માટે, મિત્રો માટે અને ઉમ્મતે મુસ્લિમા માટે, પોતાના દેશ માટે, અને દરેક વ્યક્તિ માટે શાંતિથી, એકાગ્રચિત્તે રોઈ-રોઈને દુઆ કરો.

## તવાફે-ઉમરા :

ઉમરાના બે ફરાઈઝમાંથી એક 'ફર્ઝ' તો તમે એહ્‌રામ પહેરીને પૂરી કરી ચૂક્યા છો, હવે બીજી 'ફર્ઝ' (તવાફ) અદા કરવાની છે. તવાફ હજ્રે-અસ્વદથી શરૂ થશે અને હજ્રે-અસ્વદ પર જ સમાપ્ત થશે. હજ્રે-અસ્વદ કા'બાશરીફના પૂર્વ બાજુના ખૂણા પર લાગેલ જન્નતનો એક પથ્થર છે, જેના ચારે તરફ ચાંદીની ફ્રેમ બનેલ છે. તવાફ હજ્રે-અસ્વદને સ્પર્શ કરીને અને બોસો (ચુંબન) કરીને શરૂ કરવાનો હોય છે; પણ લોકોની ભીડના કારણે આ અસંભવ છે. તેથી આપણે સંભવિત અને આસાન રીતે ઉમરા કરવાની પદ્ધતિ જોઈશું.

તવાફ હજ્રે-અસ્વદના નજીકથી અથવા દૂરથી બોસો લઈને શરૂ કરવામાં આવે છે. હજ્રે-અસ્વદની સીધી દિશાનું અનુમાન કરવા માટે પૂર્વની તરફ 'મતાફ'માં દીવાલ પર અને મસ્જિદે-હરમમાં આજુબાજુ, છત પર અને થાંભલાઓ પર લીલા રંગની ટ્યુબ-લાઈટ લગાવવામાં આવેલ છે. એ જ નિશાનીથી તમે હજ્રે-અસ્વદની સીધી દિશાનો અંદાજ લગાવી શકો છો. તમારો તવાફ આ જ નિશાનીથી શરૂ થશે અને એ જ નિશાની પર સમાપ્ત થશે.

પહેલી નજરની દુઆ પછી તમે હજ્રે-અસ્વદ અને લીલી ટ્યુબ-લાઈટની સીધી દિશામાં આવી જાઓ. ત્યાં પહોંચવા માટે તમે લોકોની વિરુદ્ધ દિશામાં જવાને બદલે તવાફ કરનારાઓમાં સામેલ થઈ જાઓ અને તેમના સાથે ચાલતાં-ચાલતાં હજ્રે-અસ્વદ અને લીલી ટ્યુબ-લાઈટના દરમ્યાનમાં પહોંચો.

## રમલ :

એક તવાફ પૂરો કરવા માટે ખાનએ-કા'બાના આસપાસ સાત ચક્કર લગાવવાના હોય છે અને બે રકા'ત નમાઝ 'વાજિબે-તવાફ' પઢવાની હોય છે. ઉમરાના તવાફ અને હજ્જના 'તવાફે-ઝ્યારત'માં પહેલા ત્રણ ચક્કરોમાં પુરુષોએ પહેલવાનની જેમ શાનથી અક્કડની સાથે નાના-નાના ડગ ભરીને ઝડપથી ચાલવાનું હોય છે. તેને 'રમલ'કહે છે, અને રમલ કરતી વખતે જમણા હાથનો ખભો ખુલ્લો રાખવામાં આવે છે,


ઇઝ્તિબાઅની હાલતમાં જમણા હાથનો ખુલ્લો ખભો

તેને 'ઇઝ્તિબાઅ' કહે છે. ઇઝ્તિબાઅ માટે એહ્‌રામનો એક છેડો જમણા હાથની બગલથી કાઢીને ડાબા હાથના ખભા પર નાખવામાં આવે છે. જેના પછી સઈ કરવાની હોય એ તવાફમાં રમલ થાય છે. નફલ તવાફમાં રમલ નથી. પરંતુ જ્યારે તમે એહ્‌રામ પહેરીને તવાફ કરો, તો ઇઝ્તિબાઅ કરવું સુન્નત છે. અલબત્ત, નમાઝ વખતે બંને ખભા ઢાંકી લો.

## તવાફનો પ્રથમ ચક્કર :

● લોકોની ભીડની સાથે જ્યારે તમે તવાફ કરતાં-કરતાં હજ્રે-અસ્વદ સુધી પહોંચો, તો હજ્રે-અસ્વદ અને લીલી ટ્યુબ-લાઇટની સીધી રેખા અને દરમ્યાનથી અડધા ફૂટ પહેલાં રોકાઈ જાઓ અને હજ્રે-અસ્વદની તરફ મોઢું કરીને તવાફની નિયત આ પ્રમાણે કરો —

**اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ طَوَافَ بَیْتِکَ الْحَرَامِ. سَبْعَةَ اَشْوَاطٍ لِلّٰهِ تَعَالٰی، فَیَسِّرْهُ لِی وَتَقَبَّلْهُ مِنِّی.**

''હે અલ્લાહ ! હું તારા આ પ્રતિષ્ઠિત ઘરનો તવાફ તારી ખુશી માટે કરી રહ્યો છું, તુ આને મારા માટે આસાન કરી દે અને કબૂલ કર.''



હજ્રે-અસ્વદ અને લીલા રંગની ટ્યુબ-લાઇટની સીધમાં અડધા ફૂટ પહેલા હજ્રે-અસ્વદ તરફરુખ કરીને નિયત કરો

● નિયત કર્યા પછી તમે જમણી તરફ એટલા હટો કે હજ્રે-અસ્વદ અને લીલી ટ્યુબ-લાઇટના બિલકુલ વચ્ચે અને સીધી દિશામાં આવી જાઓ. તે પછી નીચે મુજબની 'તકબીર' પઢતાં કાન સુધી એ રીતે હાથ ઉઠાવો, જે રીતે નમાઝમાં ઉઠાવો છો.

તકબીર : بِسْمِ اللّٰهِ، اَللّٰهُ اَکْبَرُ، وَلِلّٰهِ الْحَمْدُ.

''શરૂ કરું છું અલ્લાહના નામથી, અલ્લાહ સૌથી મહાન છે અને તમામ પ્રશંસા અલ્લાહ માટે જ છે.''



હજ્રે-અસ્વદની બિલકુલ સામે આવીને અને હજ્રે-અસ્વદની તરફ રુખ કરીને કાન સુધી હાથ ઉઠાવીને તકબીર કહો

● તકબીર પઢ્યા પછી હાથ છોડી દો, પછી હજ્રે-અસ્વદની દિશામાં બંને હથેળીઓ ખભાની ઊંચાઈ સુધી એ રીતે ફેલાવો કે જાણે તમે હજ્રે-અસ્વદને અડવાની કોશિશ કરી રહ્યા છો. પછી તેને ચૂમી લો. આ અમલ હજ્રે-અસ્વદને બોસો (ચુંબન) કરવાના બરાબર છે, અને તેને 'ઇસ્તિલામ' કહે છે.



તકબીર કહીને હાથ છોડી દો. હજ્રે-અસ્વદની તરફ હાથ ફેલાવીને તેને ચૂમી લો અને તવાફ શરૂ કરો

● ખાનએ-કા'બાની તરફ છાતી કરીને તવાફ કરવું મક્રુહ છે અને પીઠ કરીને તવાફ કરવું 'મક્રુહે-તેહરીમી' (હરામની નજીક) છે. આ બંને સ્થિતિમાં તમે જેટલું અંતર કાપશો, તે તવાફમાં ગણાશે નહીં. આટલું અંતર તમારે ફરીથી કાપવું પડશે. તેથી હજ્રે-અસ્વદના ઇસ્તિલામ પછી સૈનિકની જેમ જગ્યા પર ફરીને પોતાનું મોઢું તવાફ કરવાની દિશામાં કરી લો અને તવાફ શરૂ કરો. (છાતી અને ચહેરો ખાનએ-કા'બાની તરફ કરીને એક ડગલું પણ ન ચાલો.)



હજ્રે-અસ્વદના ઇસ્તિલામ(ચૂમ્યા) પછી બિલકુલ એ જ જગ્યાએ ફરીને પોતાનું રુખ તવાફ કરવાની દિશામાં કરી લો અને તવાફ શરૂ કરો

● હજ્જના તમામ પુસ્તકોમાં દરેક તવાફ માટે લાંબી-લાંબી દુઆઓ લખેલી છે. આ બધું બુઝુર્ગાને-દીનની રીત છે, નબી કરીમ ﷺ થી સાબિત નથી. હુઝૂર ﷺ થી ફક્ત નીચે દર્શાવેલ દુઆઓ સાબિત છે —

**૧. રુક્ને-યમાની પર પહોંચીને :**

**اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُ بِکَ مِنَ الْکُفْرِ وَالْفَاقَةِ وَمَوَاقِفِ الْخِزْیِ فِی الدُّنْیَا وَالْاٰخِرَةِ.**

''હે અલ્લાહ ! હું શરણ માગું છું કુફ્રથી અને ભૂખથી અને દીન અને આખિરતની રુસ્વાઈથી.''

**૨. રુક્ને-યમાની અને હજ્રે-અસ્વદની વચ્ચે પહોંચીને :**

**رَبَّنَآ اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ.** (سورة البقرة)

''હે મારા રબ ! અમને દુનિયામાં પણ ભલાઈ પ્રદાન કર અને આખિરતમાં પણ ભલાઈ પ્રદાન કર અને અમને જહન્નમના અઝાબથી બચાવ.''

**૩. તવાફ દરમ્યાન :**

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُکَ الرَّاحَةَ عِنْدَ الْمَوْتِ وَالْعَفْوَ عِنْدَ الْحِسَابِ.

''હે અલ્લાહ ! હું તારાથી યાચના કરું છું મૃત્યુ વખતે રાહત અને હિસાબ-કિતાબ વખતે શાંતિ અને સલામતીની.''

- તવાફ કરતી વખતે કોઈ આયત કે દુઆનું પઢવું 'ફર્ઝ' કે 'વાજિબ' નથી. તમે તમારી આસાનીને ધ્યાનમાં રાખીને જે પણ દુઆ યાદ હોય, પઢી શકો છો. પરંતુ જે પણ પઢો તે સમજીને અને પુસ્તકમાં વાંચ્યા વગર પઢો. એ દુઆ જ અસર રાખે છે, જે સમજીને, દિલથી કરવામાં આવે.
- તવાફ કરતી વખતે જોઈને દુઆ પઢવાથી બીજા લોકોને તકલીફ થાય છે. તેથી હજ્જના સફરથી પહેલાં દુઆઓ યાદ કરી લો, તેને તવાફ દરમ્યાન પઢતા રહો.
- નબી ﷺ થી સાબિત હોય એ દુઆઓને હંમેશા પ્રાથમિકતા આપો, કેમ કે સુન્નત પર અમલ હંમેશા સૌથી વધારે લાભપ્રદ હોય છે.
- જો તમારા માટે પુસ્તકમાં લખેલી દુઆઓ યાદ કરવું અને પઢવું મુશ્કેલ હોય તો દરેક ચક્કરની શરૂઆતથી, એટલે કે હજ્રે-અસ્વદથી રુક્ને-યમાની સુધી કુર્આન-શરીફની જે આયતો યાદ હોય તેને પઢતા રહો અથવા ત્રીજો કલેમો પઢો –

سُبْحَانَ اللّٰهِ وَ الْحَمْدُ لِلّٰهِ، وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ، وَ اللّٰهُ اَکْبَرُ، وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ.

''અલ્લાહત્આલા પાક (પવિત્ર) છે, સર્વ પ્રશંસા અલ્લાહ માટે જ છે, અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, અલ્લાહત્આલા સૌથી મહાન છે અને ગુનાઓથી બચવાની શક્તિ અને ઈબાદતની તરફ રુચિની તાકાત અલ્લાહ તરફથી જ મળે છે.''

રુક્ને-યમાનીથી હજ્રે-અસ્વદ સુધી પોતાની માતૃભાષામાં પણ દુઆઓ કરી શકાય છે.

તવાફ કરતી વખતે કા'બા-શરીફની તરફ મોઢું કરવું મક્રુહ છે, અને પીઠ કરવી 'મક્રુહે-તેહરીમી' છે, જે હરામના દરજ્જામાં આવે છે. તેથી તવાફ કરતી વખતે સીધા ચાલો અને નજરો ચાલવાની જગ્યા પર જ રાખો.

## તવાફનો બીજો ચક્કર :

રુક્ને-યમાનીથી દુઆ પઢતાં-પઢતાં જ્યારે તમે હજ્રે-અસ્વદ અને લીલી ટ્યુબ-લાઇટની સીધી દિશામાં પહોંચો, તો હજ્રે-અસ્વદની તરફ પોતાનું મોઢું અને છાતી કરીને એ જ રીતે 'ઈસ્તિલામ' (બોસો) કરો, જે રીતે પહેલા ચક્કરમાં કર્યો હતો, અર્થાત્ હથેળીઓ હજ્રે-અસ્વદની તરફ બતાવીને તકબીર કહેતાં ચૂમી લો.

તકબીર : بِسْمِ اللّٰهِ، اَللّٰهُ اَکْبَرُ، وَلِلّٰهِ الْحَمْدُ.

તે પછી પોતાની જગ્યા પર જ એક પણ ડગલુ આગળ વધ્યા વગર પોતાનું મોઢું તવાફની દિશામાં કરી લો અને તવાફ શરૂ કરો.

અગાઉના જમાનામાં તવાફ કરનારા લોકો ખૂબ ઓછા હતા, તેથી દરેક વ્યક્તિ હજ્રે-અસ્વદને ચૂમી શકતો હતો. તવાફ દરમ્યાન હજ્રે-અસ્વદને ફક્ત ચૂમતી વખતે છાતી કા'બાની તરફ કરવાની પરવાનગી હતી, તવાફ દરમ્યાન નહીં. પરંતુ ૫૦ થી ૧૦૦ ફૂટના અંતરેથી હજ્રે-અસ્વદને 'ઈસ્તિલામ' કરવાનું હોય છે, અને ખીચોખીચ ભીડમાં અનુમાન ખોટું પડ્યું તો હજ્રે-અસ્વદની સીધી દિશામાંથી થોડાંક આગળ વધી જવાનો પણ ભય રહે છે. તેથી સાવધાની ખાતર અમુક આલિમો કહે છે કે જો તમે છાતી ફેરવ્યા વગર ફક્ત પોતાનો ચહેરો હજ્રે-અસ્વદ તરફ કરીને 'ઈસ્તિલામ' કરો, તો આ ભૂલથી બચવાની સૌથી સારી રીત હશે.




'ઈસ્તિલામ' પછી પહેલાંની જેમ રુક્ને-યમાની સુધી ત્રીજો કલેમો પઢો અને રુક્ને-યમાનીથી હજ્રે-અસ્વદ દરમ્યાન દુઆ. આ જ પ્રમાણે સાતેય ચક્કર પૂરા કરો.

હાથમાં સાત દાણાઓવાળી તસ્બીહ રાખો અને દરેક ચક્કર પર એક દાણો ઓછો કરતા જાઓ અને ચક્કરોની ગણત્રી કરતા રહો. સાતેય ચક્કર પૂરા થઈ જાય તો તકબીર પઢતાં-પઢતાં હજ્રે-અસ્વદનો 'ઈસ્તિલામ' કરો (આ તમારો આઠમો 'ઈસ્તિલામ' એટલે કે બોસો હશે) અને જમણો ખભો જે અત્યાર સુધી ખુલ્લો હતો, ઢાંકી લો અને મકામે-ઈબ્રાહીમના પાછળ આવી જાઓ. આ તરફ પણ ખાનએ-કા'બાનો દરવાજો છે. પછી તવાફ કરનારાઓ માટે જગ્યા છોડીને બે રકા'ત નમાઝ 'વાજિબે-તવાફ'ની નિયતથી પઢો. આટલું કર્યા પછી તમારો તવાફ પૂરો થશે અને ઉમરાની બીજી 'ફર્ઝ' પણ પૂરી થશે.

## ઝમઝમનું પાણી પીવું :

'વાજિબ-તવાફ'ની બે રકા'ત નમાઝ પઢીને તમે ધરાઈને પાણી

પીઓ. પાણી ઊભા-ઊભા જ કિબ્લા-રુખ થઈને 'બિસ્મિલ્લાહ' બોલીને પીઓ અને પાણી પીધા પછી આ દુઆ પઢો –

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُکَ عِلْمًا نَّافِعًا، وَّرِزْقًا وَّاسِعًا، وَّشِفَاءً مِّنْ کُلِّ دَاءٍ.

''હે અલ્લાહ ! મને લાભપ્રદ ઇલ્મ (જ્ઞાન) પ્રદાન કર, રોજીમાં વિશાળતા પ્રદાન કર અને દરેક પ્રકારની બીમારીથી તંદુરસ્તી પ્રદાન કર.''

હઝરત જાબિર રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું: ''ઝમઝમનું પાણી એના માટે છે, જેના માટે તે પીવામાં આવે.'' (ઇબ્ને માજહ) અર્થાત્ પીવાવાળો જે નિયતથી ઝમઝમનું પાણી પીશે અલ્લાહ-તઆલા તેની એ નિયત પૂરી કરશે.

ઝમઝમનું પાણી પીધા પછી હજ્રે-અસ્વદ અને લીલી ટ્યુબ-લાઇટની વચ્ચે અને સીધી દિશામાં આવી જાઓ, અને ફરી એક વાર હજ્રે-અસ્વદનો તકબીર કહેતાં-કહેતાં 'ઇસ્તિલામ' કરો. આ તમારો નવમો 'ઇસ્તિલામ' હશે. ઇસ્તિલામ પછી તમે લીલી ટ્યુબ-લાઇટની તરફ અને ખાનએ-કા'બાથી દૂર ચાલતાં-ચાલતાં જાઓ. આ રીતે તમે સફા પર પહોંચી જશો. તવાફ પૂરા કર્યા પછી ખાનએ-કા'બાની તરફ પીઠ કરવું જાયઝ છે. આમાં કોઈ વાંધો નથી.

## સફા અને મરવાની સઈ :

સફા અને મરવાના પહેલાં બે પહાડીઓ છે. હવે માત્ર થોડી જ ઊંચાઈ પર જવાનું છે. સરકારે સફા-મરવા તથા સઈની તમામ જગ્યાઓને હરમની ઇમારતમાં સામેલ કરી લીધી છે. પહેલા સફા-મરવાની વચ્ચે બજાર હતું અને હાજીઓ તડકામાં અને બજારની ભીડમાં સઈ કરતા હતા. હવે તમામ ઇમારતો ઍરકન્ડિશન્ડ છે, અને ફર્શ પર સંગેમરમર લગાવી દીધા છે. સફા પહોંચીને ખાનએ-કા'બાની તરફ મોઢું કરીને સઈની નિયત આ પ્રમાણે કરો –



اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ السَّعْیَ بَیْنَ الصَّفَا وَ الْمَرْوَةَ اَشْوَاطٍ لِوَجْهِکَ الْکَرِیْمِ، فَیَسِّرْهُ لِی وَتَقَبَّلْهُ مِنِّی.

''હે અલ્લાહ ! હું સફા અને મરવાની વચ્ચે સાત ચક્કરથી સઈ કરવા માગું છું, માત્ર તારી પ્રસન્નતા માટે; બસ, મારા માટે સઈ કરવું આસાન કરી દે અને કબૂલ કર.''

નિયત કરતી વખતે હાથ દુઆની જેમ ઉપર ઉઠાવો. નમાઝની તકબીરની જેમ ન ઉઠાવો.

● સફા-મરવા અને સઈની જગ્યાઓ એવા સ્થળો છે, જ્યાં દુઆ અવશ્ય કબૂલ થાય છે. તેથી સઈ દરમ્યાન અને સઈ કરીને જ્યારે પણ તમે સફા-મરવા પર રોકાવ, તો ખૂબ દુઆઓ કરો.

સફા-મરવા પર જ્યારે પણ રોકાવ, તો ત્રણ વાર ચોથો કલેમો અને એક વાર ત્રીજો કલેમો પઢો અને સઈ દરમ્યાન વધારે વાર ચોથા કલેમાનું રટણ કરતા રહો. આ ઇબાદત કરવાની આસાન રીત છે. આમ તો સફા-મરવાની સઈ કરતી વખતની ઘણી દુઆઓ છે, જેને તમે હજ્જ વિશેના પુસ્તકોમાં જોઈને યાદ કરી શકો છો અને પઢી પણ શકો છો.

● હઝરત હાજરા રદિ. સફા અને મરવાની વચ્ચે જે ખીણપ્રદેશ છે, ત્યાંથી દોડીને પસાર થતા હતા, કેમ કે હઝરત ઇસ્માઈલ અલૈ., જેઓ ખાનએ-કા'બાશરીફની પાસે હતા, નજરોથી ઓઝલ થઈ જતા હતા. તેમની આ સુન્નત આજે પણ અદા કરવામાં આવે છે. સરકારે બે લીલા રંગના સ્તંભો અને ટ્યુબ-લાઇટ નિશાની રૂપે લગાવી દીધેલ છે. તેમને 'મેલ્લિન અગફરીન' (Melline Aghfareen) કહે છે. આની વચ્ચે પુરુષોએ ધીમે-ધીમે દોડવાનું હોય છે અને સ્ત્રીઓએ પોતાની રીતે ચાલવાનું હોય છે.

● સફાથી ચાલીને મરવા સુધી પહોંચવું એ સઈનો એક ચક્કર થયો, પછી મરવાથી ચાલીને સફા સુધી પહોંચવું એ સઈનો બીજો ચક્કર થયો. આ રીતે તમે સઈના સાત ચક્કર પૂરા કરશો, અને તમારી સાતમી સઈ મરવા પર પૂરી થશે.

સઈ કરવાની જગ્યા ખૂબ જ મર્યાદિત છે. તેથી હજ્જના ખાસ દિવસોમાં અહીં લોકોની જબરજસ્ત ભીડ હોય છે અને તવાફથી વધારે સમય સઈમાં લાગતો હોય છે. આ પરિસ્થિતિમાં જો પહેલા માળે કે છત પર સઈ કરો તો વધારે આસાની રહેશે.

● સઈ પૂરી થઈ ગયા પછી બે રકા'ત નમાઝ શુક્રાનાની પઢવી 'મુસ્તહબ' છે, વાજિબ કે અનિવાર્ય નથી.

બે રકા'ત નમાઝ પઢીને મરવા તરફના દરવાજાથી બહાર નીકળી જાઓ. હવે તમારા ઉમરાનું અંતિમ 'રુક્ન' અદા કરવાનું છે, તે છે માથાના વાળ કપાવવાનું અથવા માથું મુંડન કરાવવાનું. મરવાના બહાર હજામોની કેટલીય દુકાનો છે. કોઈપણ દુકાનમાં જઈને માથું મુંડન કરાવી લો. સ્ત્રીઓ પોતાના ચોથા ભાગના માથાના વાળમાંથી પોતાની આંગળીના એક આંકા જેટલી લંબાઈના વાળ કપાવે. જેઓ ઉમરાના બધા અરકાન પૂરાં કરી ચૂક્યા છે અને ફક્ત વાળ કાપવાનાં બાકી છે, તેઓ પોતાના વાળ જાતે પણ કાપી શકે છે અને પોતાના જેવા જેમનું ફક્ત વાળ કાપવાનું અંતિમ 'રુક્ન' બાકી હોય એવા બીજા લોકોના પણ વાળ કાપી શકે છે. સ્ત્રીઓનું ફક્ત પોતાના પતિ અથવા 'મહરમ' (જેમની સાથે કદી નિકાહ નથી થઈ શકતા એવા સંબંધિત લોકો) પાસે વાળ કપાવવું જાયઝ છે. 'ગૈરમહરમ' પાસે વાળ કપાવવા ગુનો છે.

મરવાના નજીક હજામની દુકાન પર માથું મુંડન કરાવનારાઓની ભીડ હોય છે. સમયની તંગી અને લોકોની ભીડના કારણે તેમના પાસે વાળને પલાળવાનો સમય નથી હોતો, અને તેથી તેઓ પણ ખૂબ ઝડપથી માથું મુંડન કરતા હોય છે. ઝડપથી કામ કરવાની તેમને આદત પડી ગઈ હોય છે. તેથી માથું મુંડાવતી વખતે ખૂબ તકલીફ થાય છે. તેથી જ્યારે તમે પોતાના રહેઠાણથી હરમની તરફ જાઓ, તો રસ્તામાં હજામની

દુકાન જોઈ લો અને ઉમરા કરીને રહેઠાણ પર આવતી વખતે પોતાના રહેઠાણના નજીકના હજામ પાસે માથું મુંડન કરાવી લો.

માથું મુંડાવતાં જ એહ્‌રામની પાબંદીઓ તમારા પરથી સમાપ્ત થઈ જશે, અને અલહમ્દુલિલ્લાહ, તમારો ઉમરા પણ પૂરો થઈ ગયો. હવે ઘર જઈને ન્હાઈ-ધોઈને પોતાનાં રોજિંદા કપડાં પહેરી લો.

● જે લોકો મક્કા શરીફના રહેવાસીઓ છે, તેમના માટે હરમમાં નફ્લ નમાઝ પઢવી સૌથી ઉત્તમ ઇબાદત છે. પરંતુ જેઓ મક્કા શરીફથી દૂર રહે છે, તેમના માટે હરમમાં નફ્લ તવાફ નફ્લ નમાઝ કરતાં વધારે અફઝલ (શ્રેષ્ઠ) છે, કેમ કે નફ્લ નમાઝ તેઓ પોતાના વતન જઈને પણ પઢી શકે છે, પરંતુ તવાફનો મોકો બીજે ક્યાંય તેમને નહીં મળી શકે. તેથી જ્યાં સુધી મક્કા-મુકર્રમામાં હોવ ત્યાં સુધી વધારેમાં વધારે તવાફ કરવાની કોશિશ કરો અને તમામ નમાઝો હરમ શરીફમાં જમાઅત સાથે અદા કરો.

● હરમ શરીફની હદોમાં ૧૫ જગ્યાઓ દુઆ કબૂલ થવાની જગ્યાઓ છે. તેથી આ જગ્યાઓ પર વિશેષ રૂપે લાંબા સમય સુધી દુઆઓ કરો.

## મક્કાશરીફમાં જ્યાં દુઆઓ કબૂલ થાય છે એવી ૧૫ જગ્યાઓ

(૧) મતાફ (જ્યાં તવાફ કરવામાં આવે છે) (૨) મુલ્તઝમ (ખાનએ-કા'બાની ચોખટ) (૩) મીઝાબે-રહમતના નીચે (ખાનએ-કા'બાની છતનું નાળુ (પાણી નીકળવાનું નાળુ) (૪) હતીમ (૫) ખાનએ-કા'બાની અંદર (૬) ઝમઝમના કૂવાના નજીક (૭) મકામે-ઇબ્રાહીમના પાછળ (૮) હજ્રે-અસ્વદ અને રુક્ને-યમાનીની વચ્ચે (૯) હજ્રે-અસ્વદના નજીક (૧૦) સફા (૧૧) મરવા (૧૨) સફા અને મરવાના દરમ્યાન સઈની જગ્યા, વિશેષ રૂપે બંને લીલા સ્તંભોના દરમ્યાન (૧૩) અરફાત (૧૪) મુઝદલ્ફા (૧૫) મિનામાં નાના અને વચેટ શૈતાનના નજીક.

—●—

| | | તબક્કાવાર ઉમરાના અરકાન → | | | | તબક્કાવાર હજ્જના અરકાન → | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અરકાન | તવાફે કદુમ | એહ્‌રામે ઉમરા | તવાફે ઉમરા | સઈ ઉમરા | માથું મુંડાવવું | એહ્‌રામે હજ્જ ૮ ઝુ-હ | મિના રોકાણ ૮ ઝુ-હ | અરફાત રોકાણ ૯ ઝુ-હ | મુઝદલ્ફા રોકાણ ૧૦ ઝુ-હ | રમીજિમાર મોટો શૈતાન ૧૦ ઝુ-હ | કુરબાની ૧૦/૧૧/૧૨ ઝુ-હ | માથું મુંડાવવું ૧૦૧૧/૧૨ ઝુ-હ | તવાફે ઝ્યારત ૧૦/૧૧/૧૨ ઝુ-હ | સઈ ૨૯ ઝુ-હ થી પહેલા | મિના રોકાણ ૧/૧૧/૧૨ ઝુ-હ | રમીજિમાર ૧૧/૧૨ ઝુ-હ | તવાફે વિદા પાછા જતાં પહેલાં |
| હજ્જે તમત્તો | ✝ | ફર્ઝ | ફર્ઝ | વાજિબ | વાજિબ | ફર્ઝ | સુન્નત | ફર્ઝ | વાજિબ | વાજિબ | વાજિબ | વાજિબ | ફર્ઝ | વાજિબ | વાજિબ | વાજિબ | વાજિબ |
| હજ્જે કિરાન | સુન્નત | ફર્ઝ | ફર્ઝ | વાજિબ | ✝ | ઉમરા એહ્‌રામ | સુન્નત | ફર્ઝ | વાજિબ | વાજિબ | વાજિબ | વાજિબ | ફર્ઝ | વાજિબ | વાજિબ | વાજિબ | વાજિબ |
| હજ્જે ઈફરાદ | સુન્નત | ✝ | ✝ | ✝ | ✝ | ફર્ઝ | સુન્નત | ફર્ઝ | વાજિબ | વાજિબ | કરવી હોયતો | વાજિબ | ફર્ઝ | વાજિબ | વાજિબ | વાજિબ | વાજિબ |

## અલ્લાહતઆલાથી પ્રેમ અને રસૂલુલ્લાહ ﷺ થી પ્રેમ

★ અલ્લાહતઆલાથી પ્રેમ એ માનવીય પ્રેમનું સૌથી ઉચ્ચ શિખર છે, અને તેનાથી જ તેને સૌથી મોટું સૌભાગ્ય અને આધ્યાત્મિક (રૂહાની) આનંદ પ્રાપ્ત થાય છે. અલ્લાહનો પ્રેમ જ છે, જે મોમિનની જીવવાની રીત નક્કી કરે છે. જ્યારે અલ્લાહનો પ્રેમ કોઈ માણસ પર છવાઈ જાય છે તો તેના બધા વિચારો, કાર્યો અને કૃત્યોનું રુખ એ તરફ થઈ જાય છે જેને અલ્લાહતઆલા પસંદ કરે છે.

● હઝરત ઇબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''અલ્લાહથી પ્રેમ કરો, કેમ કે તે પોતાની ને'મતો દ્વારા તમને રોજી પહોંચાડે છે.'' (સુનન્ તિરમિઝી, બાબ: મનાકિબ, ભા-૧૩, પૃ.૨૦૧)

● હઝરત અબ્દુલ્લાહ બિન યઝીદ ખતમી અન્સારી રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ પોતાની દુઆઓમાં કહેતા હતા કે — હે અલ્લાહ! મને તારી મુહબ્બત પ્રદાન કર અને એ લોકોની મુહબ્બત પ્રદાન કર, જેનાથી મુહબ્બત કરવી તારા નજીક યોગ્ય હોય.'' (સુનન તિરમિઝી, બાબ: દુઆ, ભા-૧૩, પૃ.૨૭૧)

● અબૂ ઉમામા રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''સૌથી અફઝલ અમલ અલ્લાહની રાહમાં મુહબ્બત છે અને અલ્લાહની રાહમાં નફરત છે.'' (અબૂ દાઉદ)

★ માનવીય પ્રેમના સૌથી ઉચ્ચ દરજ્જાઓમાં અલ્લાહથી પ્રેમ પછી રસૂલુલ્લાહ ﷺ થી પ્રેમ છે. અલ્લાહથી પ્રેમ અને રસૂલુલ્લાહ ﷺ થી પ્રેમ બંને પરસ્પર મળીને માનવીય પ્રેમના સૌથી ઉચ્ચ સ્થાનનું નિર્માણ કરે છે. રસૂલુલ્લાહ ﷺ થી પ્રેમ દરેક મુસલમાન પર વાજિબ છે, કેમ કે અલ્લાહતઆલાએ પોતાની મુહબ્બતની સાથે રસૂલુલ્લાહ ﷺ થી પ્રેમને સામેલ કરી દીધો છે, અને રસૂલુલ્લાહ ﷺ એ આપણને આપથી અને આપના એહલે-બૈતથી પ્રેમનો હુકમ કર્યો છે.

● હઝરત અનસ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું: ''અલ્લાહથી પ્રેમ કરો, કેમ કે તે પોતાની ને'મતો દ્વારા તમને રોજી પહોંચાડે છે, અને અલ્લાહથી પ્રેમના કારણે મારાથી પ્રેમ કરો, અને મારાથી પ્રેમના કારણે એહલે-બૈતથી પ્રેમ કરો.'' (સુનન તિરમિઝી)

● હઝરત અનસ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું: ''તમારામાંથી કોઈ વ્યક્તિ (પૂર્ણ) મોમિન નથી હોઈ શકતો, જ્યાં સુધી કે તે મારાથી પોતાના પિતા, સંતાનો અને તમામ લોકોથી વધારે પ્રેમ ન કરવા લાગે.'' (બુખારી)

● અબ્દુલ્લાહ બિન હિશામ રદિ. કહે છે કે અમે લોકો નબી અકરમ ﷺ ની સાથે હતા અને આપ ﷺ એ હઝરત ઉમર રદિ.નો હાથ પકડેલ હતો. હઝરત ઉમર રદિ.એ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! આપ મને મારી જાનથી પણ વધારે પ્રિય છો.'' રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''નહીં, એ હસ્તીના સોગંદ જેના કબજામાં મારી જાન છે, જ્યાં સુધી હું તમને તમારી જાનથી પણ વધારે પ્રિય ન થઈ જાઉં (ત્યાં સુધી તમારું ઈમાન પૂર્ણ નથી થઈ શકતું.) હઝરત ઉમર રદિ.એ અરજ કરી, ''તો હવે આપ મને મારી જાનથી પણ વધારે પ્રિય છો.'' હુઝૂર ﷺ એ ફરમાવ્યું, ''ઉમર ! હવે તમારું ઈમાન પૂર્ણ થયું.'' (બુખારી)

# હજ્જના ખાસ છ દિવસો

હજ્જના પુસ્તકોમાં ૧૩ ઝીલહજ્જના દિવસે મિનામાં રોકાણના અમલને એવી રીતે વર્ણવવામાં આવે છે કે જાણે તે કોઈ નફ્લ અમલ છે અથવા હજ્જનો કોઈ વધારાનો અમલ છે, જે કરો કે ન કરો હાજીની મરજી પર આધારિત છે. ૧૦, ૧૧ અને ૧૨ તારીખે રાત મિનામાં વિતાવવી વાજિબ અમલ છે, જે ન કરવા માટે 'દમ' આપવો પડશે, અને ૧૩ તારીખ માટે રબ્બે-રહીમઅને કરીમે છૂટ આપી છે કે જો કોઈ મજબૂરી હોય તો કોઈ વ્યક્તિ મિનાથી નીકળી જાય તો કોઈ ગુનો નથી. (સૂરઃ બકરહ) પરંતુ માનવતાના પ્રશિક્ષક નબી કરીમસલ્લ., જેમણે પોતે હજ્જ કરીને આપણને હજ્જ કરવાની રીત શિખવાડી છે, તેમણે ૧૨ તારીખનો શોર્ટ-કટ રસ્તો નથી શિખવાડ્યો, બલ્કે આપ સલ્લ. સ્વયં અને આપ સલ્લ.ની સાથે આશરે સવા લાખ સહાબાએ કિરામરદિ.એ ૧૩ તારીખનો દિવસ પણ મિનામાં ઝિક્રો-અફકારમાં વિતાવ્યો અને રમી-જિમાર પછી મિનાથી મક્કા-મુકર્રમા માટે રવાના થયા. આમ, ૧૩ તારીખે મિનામાં રોકાણ, એ નબી કરીમસલ્લ. અને આપ સલ્લ.ની સાથે સવા લાખ સહાબા રદિ.ની સુન્નત છે અને આપણે પણ આના પર અમલ કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ.

અરફાત

વુકૂફે-અરફા
૯ તારીખનો દિવસ
અરફાતમાં ઈબાદત

અરફાત

૯ તારીખની સવાર, અરફાત રવાનગી

મગરિબ
વખતે
મુઝદલ્ફા
રવાનગી

૧૦ તારીખની
રાત મુઝદલ્ફામાં
ઈબાદત

મુઝદલ્ફા

મિના

૯
તારીખની
રાત

૧૦ તારીખે મિનામાં મોટા શૈતાનને કાંકરીઓ મારવાની છે, કુરબાની કરવાની છે અને હલક કરવાનું છે.

રમી-જમરાત, કુરબાની અને હલક પછી તવાફે-ઝીયારત માટે મક્કા-મુકર્રમાનો સફર

મિના

૧૧
તારીખની રાત
મિનામાં

૧૧ તારીખના દિવસે મિનામાં ત્રણેય શૈતાનોને કાંકરીઓ મારવાની છે અને ઈબાદત કરવાની છે.

૧૨
તારીખની રાત
મિનામાં

૧૨ તારીખના દિવસે મિનામાં ત્રણેય શૈતાનોને કાંકરીઓ મારવાની છે અને ઈબાદત કરવાની છે.

૧૩
તારીખની રાત
મિનામાં

૧૩ તારીખના દિવસે ત્રણેય શૈતાનોને કાંકરીઓ મારવાની છે.

૮ તારીખની સવારે
મિના રવાનગી
મિનામાં પાંચ વખતની નમાઝ

મક્કા-મુકર્રમામાં રાત વિતાવ્યા વગર
મિના માટે રવાનગી

જો કોઈ મજબૂરી હોય તો
મક્કા-મુકર્રમા માટે રવાનગી

મક્કા-મુકર્રમા
માટે રવાનગી

૮
તારીખની
રાત

મક્કા-મુકર્રમા
શહેર

íkðkVu-ÍTÞkhík

મક્કા-મુકર્રમા
શહેર

મક્કા-મુકર્રમા
શહેર

# હરમ-શરીફ, મિના, મુઝદલ્ફા અને અરફાતનો નકશો



# હજ્જ કેવી રીતે કરીએ ?

## ૮ ઝીલહજ્જનો દિવસ :

● ૮ ઝીલહજ્જ થી ૧૩ ઝીલહજ્જ એ છ દિવસો હજ્જના દિવસો છે. આ જ દિવસોમાં ઇસ્લામનું મહત્ત્વનું 'રુક્ન' (સ્તંભ) પૂર્ણ થાય છે.

● નવા અંગ્રેજી વર્ષનો દિવસ કે તારીખ રાતના ૧૨ વાગ્યે શરૂ થાય છે. પરંતુ ઇસ્લામી વર્ષનો દિવસ કે તારીખ સૂર્ય ડૂબતાં જ શરૂ થાય છે. તેથી ૭ ઝીલહજ્જ વિતીને જે સાંજ હશે, તે ૮ ઝીલહજ્જની રાત હશે, અર્થાત્ હજ્જના દિવસો શરૂ થઈ જશે.

● ૭ ઝીલહજ્જના દિવસથી જ સારી રીતે પાક-સાફ થઈ જાઓ. નખ કાપી નાખો, મૂંછો નાની કરી નાખો. નાપાક વાળ (ગુપ્તાંગ અને બગલના વાળ) સાફ કરી નાખો. સુન્નત મુજબ એહ્‌રામની નિયતથી 'ગુસ્લ' કરી લો તો વધારે ઉત્તમ છે, નહિં તો વુઝૂ પણ કરી શકો છો. જો પરસેવામાં દુર્ગંધ આવતી હોય તો ખુશ્બૂ લગાવી લો, પરંતુ એટલી ઓછી લગાવો કે એહ્‌રામની ચાદર પર અત્તરનો ડાઘ ન લાગે. તે પછી એહ્‌રામની ચાદર પહેરી લો. (એહ્‌રામ પહેરતાં અગાઉ ખુશ્બૂ લગાવવી સુન્નત છે અને પછી મનાઈ છે.)

● જો તમારા પાસે સમય છે, તો એહ્‌રામ પહેરીને હરમ-શરીફ જાઓ, અને જો સંભવ હોય તો 'તવાફે-તહય્યા' કરો. (આ તવાફ 'ફર્ઝ' કે 'વાજિબ' નથી. આ તવાફમાં 'ઇઝતિબાઅ' અને 'રમલ' પણ નથી.)

નફ્લ તવાફ કરીને માથું ઢાંકીને બે રકા'ત 'વાજિબે-તવાફ' પઢો. જો ભીડ હોય કે કમજોરીના કારણે નફ્લ તવાફ કરવાનો ઇરાદો ન હોય તો મક્રૂહ સમયની ખાતરી કરીને પહેલાં બે રકા'ત 'તહિય્યતુલ-મસ્જિદ' ની નિયતથી પઢી લો, ત્યારબાદ બે રકા'ત નમાઝ એહ્‌રામની નિયતથી પઢો. એહ્‌રામની નિયતથી બે રકા'ત નમાઝ પઢવી સુન્નત છે. નમાઝ પઢી લીધા પછી ટોપી કે કપડું માથા પરથી હટાવી લો. ત્યારપછી માથું ખોલીને એહ્‌રામની (હજ્જ) નિયત કરી લો અને 'તલ્બિયા' પઢો.

● નિયત આ પ્રમાણે કરો –

اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ الحَجَّ ، فَیَسَّرْہ' لِیْ وَتَقَبَّلْه' مِنِّیْ.

''હે અલ્લાહ ! હું તારી પ્રસન્નતા ખાતર હજ્જની નિયત કરી રહ્યો છું, તું મારા માટે આને આસાન અને કબૂલ કર.''

● નિયત કરીને 'તલ્બિયા' પઢો –

لَبَّیْکَ اللّٰهُمَّ لَبَّیْکَ – હાજર છું, હે અલ્લાહ ! તારી સામે હું હાજર છું.

لَبَّیْکَ لَا شَرِیْکَ لَکَ لَبَّیْکَ – હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી. હું હાજર છું.

اِنَّ الْحَمْدَ وَالنِّعْمَتَ لَکَ وَالْمُلْکَ – તમામ પ્રશંસા અને આભાર તારા જ માટે છે, અને બધી નેઅ્‌મતો (કૃપાઓ) તારી જ છે અને સત્તા પણ તારી જ છે.

لَا شَرِیْکَ لَکَ – તારો કોઈ ભાગીદાર નથી.

'તલ્બિયા' એક વાર પઢવું 'ફર્ઝ' છે અને ત્રણ વાર પઢવું સુન્નત છે. 'તલ્બિયા' પઢતાં જ તમે 'મુહ્‌રિમ' (એહ્‌રામવાળા) થઈ ગયા અને એહ્‌રામની બધી પાબંદીઓ તમારા માટે અનિવાર્ય થઈ ગઈ.

● જો તમારા સાથે કમજોર, વૃદ્ધ અને સ્ત્રીઓ છે અને દસમી ઝીલહજ્જે 'યવમુલ-નહ્‌ર'ના દિવસે 'તવાફે-ઝ્યારત'માં સફા-મરવાની સઈ કરવામાં વધારે ભીડના કારણે અગાઉથી જ ૮ ઝીલહજ્જના સઈ કરી લેવા માગો તો તેની પણ પરવાનગી છે.

આવી સ્થિતિમાં મગરિબની નમાઝથી પહેલા, એટલે કે ૭ તારીખના દિવસે જ એહ્‌રામ વગેરે પહેરી લો અને હજ્જની નિયત કરી લો. સૂર્ય ડૂબ્યા પછી, અર્થાત્ ૮ તારીખ શરૂ થતાં જ મગરિબની નમાઝ પછી તવાફ કરવાની કોશિશ કરો. તવાફ અને રમી કરી લો. તવાફ પહેલાં 'ઇઝ્તિબાઅ' કરી લો અને તવાફના પહેલા ત્રણ ચક્કરમાં 'રમલ' કરી લો. ત્યારબાદ તવાફના સાતમા ચક્કર પછી બે રકા'ત 'તવાફે-વાજિબ'ની નમાઝ અદા કરી લો. તે પછી સફા-મરવાની સઈ કરો. સઈ પછી વાળ ન કાપો, માથું પણ ન મુંડાવો. પછી પોતાની આસાની અનુસાર મિના રવાના થઈ જાઓ. આમ, પહેલા જ તવાફ અને સઈ કરવાને કારણે હજ્જના છેલ્લા 'રુક્ન' તવાફે-ઝ્યારતમાં માત્ર તવાફ કરવું પૂરતું છે, સઈ કરવાની જરૂર નથી.

(**નોંધ :** એહ્‌રામની ચાદર પહેર્યા પહેલાં કે પછી તથા ઉમરા અને હજ્જની નિયત કર્યા પહેલાં કે પછી, બે રકા'ત નફ્લ નમાઝ પઢવું કે નફ્લ તવાફ કરવું વાજિબ કે ફર્ઝ નથી.)

● સૂર્ય નીકળ્યા પછી મક્કા-મુકર્રમાથી મિના માટે રવાના થઈ જવું સુન્નત છે. પણ લોકોની ભીડના કારણે મુઅલ્લિમ હાજીઓને રાત્રે જ મિનાથી લઈ જવાનું શરૂ કરી દે છે. જો તેઓ તમને રાત્રે જ લઈ જવા માગે તો તમારે તેના સાથે જતા રહેવું જોઈએ. તેમાં તમારા માટે આસાની રહેશે.

● પોતાના મુઅલ્લિમને પૂછીને બસની રવાનગીનો સમય જાણી લો, અને સમય હોય તો એહ્‌રામ પહેરીને હરમ-શરીફ જાઓ. જો સમય ન હોય તો પોતાના રૂમમાં જ એહ્‌રામ પહેરીને બે રકા'ત નફ્લ નમાઝ પઢીને હજ્જની નિયત કરી લો અને 'તલ્બિયા' પઢી લો. તલ્બિયા પઢતાં જ તમારા પર એહ્‌રામની પાબંદીઓ લાગૂ થઈ જશે.

● મક્કા-મુકર્રમાથી મિના રવાના થતાં અગાઉ તમે તમારું મિના માટેનું ઓળખ-કાર્ડ, તંબુનું સરનામું અને શક્ય હોય તો મિનાનો નક્શો પણ મુઅલ્લિમની પાસેથી લઈ લો, અને મુઅલ્લિમની બસથી મિના માટે રવાના થઈ જાઓ.

● હજ્જનું કોઈ પુસ્તક સાથે રાખો અને એક વાર 'એહ્‌રામની હાલતમાં

પ્રતિબંધિત કામો' પર એક ઉપરછલ્લી નજર નાખી લો. મિનાના રોકાણનો હેતુ એ છે કે બંદો દુનિયાથી કપાઈને એકાગ્ર થઈને અલ્લાહની ઈબાદતમાં રાત-દિવસ પસાર કરે. પરંતુ લોકો મિનાના આ રોકાણ અને એકાગ્રતાનો ઉપયોગ બીજી રીતે કરતા હોય છે. તેમનો બધો સમય ચર્ચા અને વાદ-વિવાદ, ગપસપ અને હરવા-ફરવામાં વિતી જાય છે. તેથી તમે પુસ્તકો, તસ્બીહ વગેરે સાથે રાખો, જેથી અલ્લાહની ઈબાદત અને ઈલ્મ પ્રાપ્ત કરવામાં તમારા સમયનો શ્રેષ્ઠ ઉપયોગ થઈ શકે.

● મિનામાં તમારે ખાવાનું ખરીદીને ખાવું પડશે, કુરબાની કરવાની છે, અને સંભવ છે કે ટેક્ષી દ્વારા મિનાથી અરફાતનો સફર કરવો પડે. તેથી માત્ર એટલા જ પૈસા સાથે લઈ લો કે જરૂરત પૂરી થઈ જાય. બીજા બધા પૈસા સાથે લઈને મિના અને અરફાતનો સફર કરવો સારું નથી. બાકીના પૈસા મુઅલ્લિમ કે 'મદ્રસા-સવલતિયા'માં જમા કરાવીને તેની રસીદ લઈ લો.

● ૮ ઝીલહજ્જથી અગાઉ જો તમે પોતે જઈને કુરબાનગાહ વિશે જાણકારી મેળવી લીધી છે, તો પછી ૧૦ ઝીલહજ્જના દિવસે પોતે જ જાનવર ખરીદીને કુરબાની કરી શકો છો, અને જો તમે હજ્જના દિવસોથી પહેલાં જાણકારી મેળવી લીધી છે, તો પછી મદ્રસા-સવલતિયાથી અથવા બેંક દ્વારા જ કુરબાની કરો; નહિં તો તમે પરેશાન થઈ જશો. તેથી મિના રવાના થતાં પહેલા કોઈ એક જગ્યાએ કુરબાનીના પૈસા જમા કરાવી દો.

● જો મદ્રસા-સવલતિયામાં પૈસા જમા કરાવો છો, તો તેમનાથી કુરબાનીનો સમય પણ જાણી લો કે કયા સમયે તેઓ તમારા માટે કુરબાની કરશે. એ જ સમયાનુસાર તમારે માથાના વાળ મુંડાવવા આસાન રહેશે. હનફી મસ્લક મુજબ 'અરકાન'ના ક્રમનું ધ્યાન રાખવું જરૂરી છે, અર્થાત્ પહેલા રમી-જિમાર, પછી કુરબાની પછી કસ્ર. જો અરકાન આગળ-પાછળ થઈ ગયા તો દંડ રૂપે 'દમ' આપવો અનિવાર્ય થશે.

● મક્કા-મુકર્રમાથી મિના રવાનગીનો સમય, ખાવાની પ્લેટ, ગ્લાસ, એહ્‌રામની વધારાની ચાદરો, શૉલ, હવા ભરવાનો તકિયો, મિસ્વાક, તમારી દવાઓ અને બીજો જરૂરી સામાન સાથે લઈ લો.

● મિનાના તંબુમાં કાલીન (જાજમ) બિછાવેલી હશે. તેથી બિસ્તરની જરૂરત નથી. ખાવાનું ખરીદીને ખાવાનું છે. ટૉઈલેટની વ્યવસ્થા સારી હોય છે. તેથી ડોલ વગેરેની પણ જરૂરત નથી. તેથી તમે જેટલો ઓછો સામાન લઈને સફર કરશો, એટલી સહુલત રહેશે.

● મિના રવાના થતાં અગાઉ મક્કા-મુકર્રમામાં પોતાનો બધો કીમતી સામાન પોતાની બેગમાં લૉક કરીને મૂકી દો અને ખૂબ ઓછો અને જરૂરી સામાન લઈને જ મિના રવાના થાઓ. પોતાનું ઓળખ-કાર્ડ અને કાંડા પર બાંધવાનો પટ્ટો હંમેશા પોતાની સાથે રાખો.

● 'તલ્બિયા' પઢતાં-પઢતાં મિના રવાના થાઓ. મિનાના તંબુમાં પહોંચીને પુરુષોને એકઠાં કરો અને સલાહ-મશ્વરાથી તંબુની વચ્ચે પરદો પાડીને સ્ત્રીઓને એક તરફ કરી દો અને પુરુષો એક તરફ થઈ જાય અને દરેક વ્યક્તિ આરામથી સૂઈ શકે એ રીતે જગ્યા વહેંચી લો.

● જો તંબુ દૂર હોય તો મસ્જિદે-ખૈફ સુધી પાંચેય વખતની નમાઝો માટે આવવું-જવું શક્ય નહીં હોય. તેથી તંબુમાં બે ઈમામ અને બે મુઅઝ્ઝિન નિયુક્ત કરી દો. (બબ્બે એટલા માટે કે જો એક ગેરહાજર હોય તો બીજો નમાઝ પઢાવી શકે અને અઝાન આપી શકે.)

● મિનામાં ૮ ઝીલહજ્જના દિવસે, ઝુહ્ર, અસ્ર, મગરિબ અને ઈશા તેમજ ૯ ઝીલહજ્જના દિવસે ફજ્રની નમાઝ પઢવી સુન્નત છે. હાલ મિના અને મુઝદલ્ફા, મક્કા-મુકર્રમા શહેરમાં સામેલ છે. તેથી હજ્જના દિવસોને મેળવીને જો કોઈનું કુલ રોકાણ ૧૫ દિવસથી વધારે હશે, તો તે સ્થાનિક હશે અને તેણે પૂરી નમાઝો પઢવી પડશે. એ રીતે હવે મોટાભાગના લોકો સ્થાનિક જ હોય છે. તેથી ઈમામને સ્થાનિક લોકોમાંથી પસંદ કરી લો, જેથી સ્થાનિક લોકોને નમાઝો પઢવામાં સરળતા રહે.

● અલ્લાહત્આલાનો હુકમ છે – ''અને (મિનાના રોકાણના) દિવસોમાં (જે) ગણત્રીના અમુક દિવસો જ છે, અલ્લાહને યાદ કરો.''

(સૂરઃ બકરહ)

● તેથી મિનાના રોકાણમાં પૂરેપૂરી કોશિશ કરો કે તમારો બધો સમય અલ્લાહની ઈબાદતમાં વિતે. હજ્જની નિયત કરવાથી લઈને મોટા શૈતાનને કાંકરીઓ મારવા સુધી હાજીઓ માટે સૌથી અફઝલ તસ્બીહે-તલ્બિયા પઢવું છે, તેથી વારંવાર તેનો વિર્દ (રટણ) કરો.

હરમ-શરીફની હદોમાં ૧૫ જગ્યાઓ દુઆની કબૂલ થવાનાં સ્થળો છે. તેથી આ સ્થળો પર વિશેષ રૂપે લાંબા સમય સુધી દુઆઓ કરતા રહો.

## ૯ ઝીલહજ્જનો દિવસ:

● નબી કરીમ ﷺ એ ૯ ઝીલહજ્જના દિવસે મિનામાં જ ફજ્રની નમાઝ પઢી હતી, અને સૂર્યોદય પછી અરફાત તરફ કૂચ કરી હતી. પરંતુ વર્તમાન જમાનામાં આશરે ત્રીસ લાખથી પણ વધારે લોકો હજ્જના અરકાન એકી સાથે અદા કરે છે, તેથી લોકોની ભીડના કારણે હજ્જના અરકાન અદા કરતી વખતે અનેક સમસ્યાઓ ઊભી થાય છે અને હાજીઓને તકલીફોનો સામનો કરવો પડે છે.

હાજીઓની આસાની અને ભીડને ઓછી કરવા માટે હવે મુઅલ્લિમ ૯ ઝીલહજ્જની રાત્રે જ હાજીઓને બસ દ્વારા અરફાત લઈ જાય છે.

કોઈ મુસલમાનને તકલીફ આપવી હરામ છે. મુઅલ્લિમો દ્વારા રાત્રે જ હાજીઓને અરફાત લઈ જવાનો હેતુ ફક્ત હાજીઓને આ તકલીફથી બચાવવાનો છે. તેથી સુન્નત અનુસાર ન હોવા છતાં પણ આ વસ્તુ જાયઝ છે અને સવારથી પહેલાં હાજીઓને અરફાત પહોંચાડવામાં કોઈ વાંધો નથી. સવારના સમયે અવ્યવસ્થાનો માહોલ હશે. સવારે બસ છૂટી ગઈ તો પછી ૧૧-૧૨ વાગ્યે બીજી બસ મળશે અને જો ન મળે તો એકલાં અરફાત જવું, મુઅલ્લિમના તંબુથી દૂર રહેવું, ખાવા-પીવાની જાતે વ્યવસ્થા કરવી વગેરે ખૂબ જ મુશ્કેલ કામ છે. તેથી કોશિશ કરો કે

મુઅલ્લિમની બસ દ્વારા જ અફરાત પહોંચી જવાય. મુઅલ્લિમ તમને પોતાના તંબુમાં જગ્યા આપશે. અરફાતના તંબુ મિનાના તંબુઓની જેમ સૌથી ઉત્તમ તો નથી હોતાં, પણ જમીન પર એક પાથરણું અને માથા પર એક ચાદર જરૂર હોય છે. અહીં તમે તંબુના લોકોની સાથે જમાઅત બનાવીને નમાઝ પઢી શકો છો, થોડી વાર આરામ કરી શકો છો. બપોરનું ભોજન મુઅલ્લિમ તરફથી હોય છે, તેથી તમે શાંતિથી માત્ર ઇબાદત પર ધ્યાન આપી શકો છો. તંબુના નજીક સ્નાનાલય અને ટૉઇલેટની વ્યવસ્થા હોય છે. તેથી તમને પોતાની જરૂરિયાત પૂરી કરવામાં આસાની રહેશે. પાછા ફરવા માટે બસ તંબુની પાસે જ ઊભી રહેતી હોય છે.

**વુકૂફે-અરફાઅ (અરફાતમાં રોકાણ) :**

● હુઝૂર ﷺ એ ફરમાવ્યું : ''હજ્જ અરફાતમાં રોકાવાનું નામ છે.'' (જામેઅ તિરમિઝી, હ.નં.૮૮૯) આમ, અરફાતમાં રોકાણ અને તેમાં કરવામાં આવતી ઇબાદત જ અસલ હજ્જ છે. પોતાની હજ્જને 'મબરૂર' (કબૂલ કરવા યોગ્ય) બનાવવા માટે આ ક્ષણોને કીમતી સમજીને હૃદયના ઊંડાણથી સાચા મા'બૂદ (ઉપાસ્ય)ની ઇબાદત કરો.

● નબી કરીમ ﷺ એ ઝવાલ પછી 'ખુત્બો' (પ્રવચન) આપ્યો હતો અને ઝુહ્ર અને અસ્રની નમાઝો એક અઝાન અને બે તકબીરોથી કસ્ર કરીને પઢી હતી, અને ત્યારબાદ સૂર્યાસ્ત સુધી અલ્લાહની હજૂરમાં ઊભા રહીને દુઆ અને આજીજીઓમાં વ્યસ્ત રહ્યા હતા.

● હુઝૂર ﷺ હજ્જના દિવસોમાં મુસાફર હતા, તેથી આપ કસ્ર નમાઝ પઢતા હતા. મસ્જિદે-હરામમાં આપ સ્થાનિક લોકોને પૂરી નમાઝ પઢવાની તાકીદ કરતા હતા, પણ અરફાતમાં જ્યારે સ્થાનિક લોકોએ સ્થાનિક હોવા છતાં કસ્ર નમાઝ પઢી, તો આપ ﷺ એ મનાઈ ન કરી. તેથી માલિકી અને હમ્બલી મસ્લકમાં ફક્ત અરફાતના દિવસે બધી નમાઝો કસ્ર પઢવાનો હુકમ છે, પરંતુ હનફી મસ્લકમાં ફક્ત મુસાફરો જ કસ્ર નમાઝ પઢી શકે છે. સ્થાનિક લોકોએ પોતાની નમાઝ પૂરી પઢવાની રહેશે. જો તમે મસ્જિદથી દૂર પોતાના તંબુમાં છો અને તમે સ્થાનિક છો (કસ્ર નમાઝ પઢવી જરૂરી નથી), તો પછી હનફી સમય મુજબ ઝુહ્રના સમયે અઝાન આપીને જમાઅતથી પૂરી ઝુહ્રની નમાઝ પઢો અને અસ્રના સમયે અઝાન આપીને જમાઅતથી પૂરી અસ્રની નમાઝ પઢો.

● વુકૂફે-અરફાતનો સમય અરફાના દિવસે સૂર્યના ઝવાલના સમયથી શરૂ થઈ જાય છે. નમાઝ પઢીને વુકૂફે-અરફાઅમાં લાગી જાઓ. શક્ય હોય તો કિબ્લા-રુખ ઊભા થઈને મગરિબ સુધી 'વુકૂફ' કરો, અને જો બધો સમય ઊભા રહેવું શક્ય ન હોય તો બેસવું અને આડા પડવું પણ જાયઝ છે.

● આ સમય દુઆઓ, મુનાજાત (અલ્લાહની સ્તુતિ, અલ્લાહની પ્રશંસા કરવી અને તેના ગુણગાન કરવા), તૌબા (પશ્ચાતાપ) અને ઇસ્તગફાર (ક્ષમાયાચના)ના સ્વીકાર માટે ઉત્તમ છે. આવો પ્રતિષ્ઠિત સમય અને આવું પવિત્ર સ્થાન, બસ સૌભાગ્યશાળીને જ પ્રાપ્ત થાય છે. ખબર નહીં કે જીવનમાં ફરીથી આ દયારૂપ દરબારમાં હાજરીની તક મળે છે કે નહીં. તેથી દરેક પળને મૂલ્યવાન સમજો અને બધી દુઆઓ દિલથી માગો.

● અલ્લાહના પયગંબર તો માસૂમ (નિર્દોષ) હોય છે. અલ્લાહત્આલા તેમને તમામ ગુનાઓથી સુરક્ષિત રાખે છે. નબી કરીમ ﷺ એ અરફાતમાં ઝુહ્રથી સૂર્યાસ્ત સુધી રોઈ-રોઈને જે દુઆઓ માગી હતી, એમાં વધારે હિસ્સો તો આ ઉમ્મતે-મુસ્લિમા માટે હતો. આ મહરેબાન નબી ﷺ પર જો આપણે દરૂદ ન મોકલીએ તો કેવી કૃતઘ્નતા (અપકાર) હશે ! તેથી હુઝૂર ﷺ પર વારંવાર દરૂદ મોકલતા રહો.

● હુઝૂરે પાક ﷺ અને તેમનાથી પહેલાં જેટલા અંબિયાએ કિરામ અલૈ. હતા, તેમણે ચોથા કલેમાને દુઆનો દરજ્જો આપ્યો અને વિપુલ પ્રમાણમાં આનો જ વિર્દ (રટણ) કર્યો. તેથી વુકૂફે-અરફાઅમાં ૧૦૦ વાર આ કલેમાનો વિર્દ જરૂરથી કરો.

● અસ્રનો સમય ખાસ દુઆની કબૂલ થવાનો સમય છે. અલ્લાહ-ત્આલા તમારાથી તમારી ધોરી નસ કરતાંય વધારે નજીક છે, અને તમારા હૃદયની પ્રત્યેક ધડકનને સાંભળી રહ્યો છે. પોતાના માટે, પોતાના બાલ-બચ્ચાં માટે, પોતાના માતા-પિતા માટે, પોતાના મિત્રો અને સગાવહાલાઓ માટે, પોતાના દેશ માટે અને સમગ્ર ઉમ્મતે-મુસ્લિમા માટે દુઆ માગો...અને દરેક માટે ખૂબ જ કાકલૂદીથી, આજીજીપૂર્વક અને નમ્રતાથી દુઆ માગો.

● અમે મક્કા-મુકર્રમાથી મિના અને મિનાથી અરફાત બસ દ્વારા સફરની સલાહ એટલા માટે આપી હતી કે બંને જગ્યાએ જાતે મુઅલ્લિમનો તંબુ શોધવાનું કામ અત્યંત મુશ્કેલ છે અને અરફાત પગપાળા ન જવાનું એક કારણ એ છે કે આખા દિવસની ઇબાદત માટે તમે તરોતાજા રહો. પરંતુ વુકૂફે-અરફા પછી બસથી સફર કરવામાં પરેશાની થશે અને પગપાળા ચાલવામાં સહુલત અને આસાની રહેશે.

● અસ્રનો સમય, જે વિશેષ રૂપે દુઆનો સમય છે, આ સમયે ઘણાંબધા લોકો ઇબાદત છોડીને બસમાં બેસવા માટે ચાલી નીકળે છે, અને થોડીક જ વારમાં બસ તેની છતના ઉપર સુધી ભરાઈ જતી હોય છે. આ તેમના માટે મોટું દુર્ભાગ્ય છે.

● તમે દુનિયાથી બેપરવા થઈને પોતાની ઇબાદતોમાં, દુઆઓમાં અને ક્ષમાયાચનામાં લાગેલાં રહો અને સૂર્યાસ્ત પછી જ મગરિબ પઢ્યા વગર અરફાતથી રવાના થાઓ.

**મુઝદલ્ફા માટે રવાનગી :**

● પગપાળા ચાલનારાઓ અને તમામ બસો બધા એક સાથે સૂર્યાસ્ત પછી અરફાતથી રવાના થશે. પરંતુ જો અલ્લાહે ચાહ્યું તો, તમે પગપાળા ચાલીને ઇશા સુધી અથવા તેનાથી પહેલાં મુઝદલ્ફાની હદમાં દાખલ થઈ જશો, જ્યારે બસો ક્યારેક તો ઇશા સુધી અરફાતમાં જ ઊભી રહી જાય છે અને મુઝદલ્ફા પહોંચતા-પહોંચતા સવારના ચાર વાગી જતા હોય છે.

તેથી તમે પોતાની ઇબાદત પૂરી કર્યા પછી શાંતિથી મુઝદલ્ફા તરફ પગપાળા સફર કરો. આ પુસ્તકમાં મક્કા-મુકર્રમા, મિના, મુઝદલ્ફા અને અરફાતનો નક્શો છે, તેને પણ સમજી લો. આમાં તમે જોશો કે પગપાળા ચાલવાના બે રસ્તાઓ અરફાતથી નીકળીને મુઝદલ્ફામાં મશઅરુલ-હરામ મસ્જિદની તરફ જાય છે. આ રસ્તાઓ પર મુઝદલ્ફામાં સખત ભીડ હોય છે. તેથી શક્ય હોય તો રસ્તો બદલીને મુઝદલ્ફામાં દાખલ થાઓ.

● અરફાત અને મિના દરમ્યાન પૂર્વ તરફ ત્રણ માઈલનું એક મેદાન છે, તેને જ મુઝદલ્ફા કહે છે. આ મેદાનની છેલ્લી હદ પર એક પહાડ છે, જેને મશઅરુલ-હરામ કહે છે. આનો જ ઉલ્લેખ કુર્આન-શરીફમાં કરવામાં આવેલ છે. નબી ﷺ એ મશઅરુલ-હરામની પાસે રોકાણ કર્યું હતું. પરંતુ આખા મુઝદલ્ફા મેદાનમાં ગમે ત્યાં રોકાણ કરી શકાય છે.

● મુઝદલ્ફામાં રાત્રિ-રોકાણ માટે કોઈ તંબુ વગેરે નથી હોતા. રાત ખુલ્લા આકાશના નીચે જમીન પર ચટાઈ બિછાવીને પસાર કરવામાં આવે છે. આમ તો ટોઇલેટ, વુઝૂ-બ્લૉક, પીવાનું પાણી, ખાવાની વસ્તુઓ વગેરેની વ્યવસ્થા ઠેક-ઠેકાણે કરેલ છે, પણ સંભવ છે કે તમે જ્યાં રોકાયા હોવ ત્યાંથી આ બધું દૂર હોય; તેથી અરફાતના દિવસથી જ પોતાના ખાવા-પીવા પર કાબૂ રાખો, જેથી જરૂરિયાતથી ફારેગ થવા માટે તમે મુઝદલ્ફામાં બેચેન ન થઈ જાઓ, અને થોડુંક વધારે પાણી સાથે રાખો કે ક્યારેક જરૂરત પડે તો કોઈક ટીલાની પાછળ જઈને જરૂરિયાતથી ફારેગ થવું હોય તો પાણી ઉપલબ્ધ રહે.

● મુઝદલ્ફા જો તમે ઇશાથી પહેલા પહોંચી જાઓ તો ઇશાની નમાઝના સમય સુધી રાહ જૂઓ અને ઇશાના સમયે એક અઝાન અને એક તકબીરથી પહેલાં મગરિબની ફર્ઝ નમાઝ પઢી લો અને પછી ઇશાની નમાઝ પઢો; પછી મગરિબની સુન્નત અને નફ્લ રકા'તો પઢો, પછી ઇશાની સુન્નત, વિત્ર અને નફ્લ નમાઝ પઢો.

● મુઝદલ્ફાની આ રાત હાજીઓ માટે 'શબે-કદ્ર'થી પણ વધારે અફઝલ છે. અલ્લાહત્આલા કુર્આન-મજીદમાં ફરમાવે છે — ''પછી જ્યારે અરફાતથી ચાલો તો મશઅરુલ-હરામ (મુઝદલ્ફા)ની પાસે રોકાઈને અલ્લાહને યાદ કરો અને એ રીતે યાદ કરો, જેનો નિર્દેશ તેણે તમને આપ્યો છે, નહિં તો આનાથી અગાઉ તો તમે લોકો ભટકી ગયેલા હતા.''

(સૂરઃ બકરહ, આ.૧૯૮)

● નબી કરીમ ﷺ ઉમ્મત માટે આસાની ઇચ્છતા હતા. તેથી આપ ﷺ એ આ રાત્રે આરામ કર્યો. તેથી જો તમે થાકીને લોથપોથ થઈ ગયા હોવ તો કલાક-બે કલાક આરામ કરી લો. પછી તાજામાજા થઈને ઇબાદતમાં લાગી જાઓ. સૂવા માટે તો આખી જિંદગી પડી છે. આ રાત ખુશનસીબ લોકોને મળતી હોય છે. તેની કદર કરો. આ જ રાતના અંતિમ પહોરમાં જ્યારે નબી કરીમ ﷺ એ જાલિમ અને મજલૂમવાળી પોતાની દુઆ દોહરાવી, જે અરફાતમાં કબૂલ થવાથી રહી ગઈ હતી, તે મુઝદલ્ફામાં કબૂલ થઈ ગઈ. એ રીતે આ સ્થળ અને આ રાત દુઆઓના સ્વીકારની રાત છે. અહીં પણ સૃષ્ટિના માલિક અને પાલનહારથી પોતાના બાલબચ્ચાઓ, માતા-પિતા અને ઉમ્મતે-મુસ્લિમા માટે બક્ષિસ અને તંદુરસ્તી તેમજ મહેરબાનીની દુઆઓ માગો.

● સુબ્હ-સાદિક (પરોઢ)ના સમયે સરકાર તરફથી તોપગોળો છોડવામાં આવે છે, જેથી તમામ હાજીઓ ફજ્રની નમાઝ સાચા સમયે અદા કરી શકે. તોપના અવાજ પછી અઝાન આપીને જમાઅતથી ફજ્રની નમાઝ અદા કરો અને સૂર્યોદયના થોડાંક સમય અગાઉ સુધી દુઆ અને ઝિક્ર કરતા રહો. સુબ્હ-સાદિક પછી થોડીક વાર મુઝદલ્ફામાં વુકૂફ (રોકાણ) કરવું વાજિબ છે.

● રમી-જિમાર માટે મિનાથી પણ કાંકરીઓ લઈ શકાય છે, પરંતુ ત્યાં તમને દરેક ઠેકાણે પાકી સડકો અને કાંકરેટનું ફર્શ જોવા મળશે. તેથી મુઝદલ્ફાથી જ ૭૦ થી થોડીક વધારે કાંકરીઓ લઈ લો. જો નાપાકીની આશંકા હોય તો તેને ધોઈ નાખો, નહિં તો ધોવું 'ફર્ઝ' કે 'વાજિબ' નથી.

● સૂર્ય નીકળવાના થોડોક સમય પહેલાં મિના તરફ કૂચ કરો. તમે મુઝદલ્ફાની હદમાં હોવ ત્યારે સૂર્યોદય થઈ જાય તો કોઈ વાંધો નથી. મુઝદલ્ફાથી મિનામાં પોતાનો તંબુ શોધતી વખતે મોટાભાગે લોકો રસ્તો ભૂલી જાય છે. તેથી મિનામાં તમારા તંબુની પાસેના થાંભલાનો નંબર હંમેશા યાદ રાખો, અને જો તમે મિનામાં તમારા તંબુના નજીકથી પસાર થતાં પુલનું નામ યાદ રાખો તો તમને તમારો તંબુ શોધવામાં ખૂબ સરળતા રહેશે, નહિં તો બધા તંબુઓ એક જેવા લાગે છે અને લોકો કલાકો સુધી આમતેમ ભટકતા રહે છે.

● મુઝદલ્ફા અને મિનાની વચ્ચે એક ખીણ છે, જેને 'વાદીએ-મહશર' (નવું નામ વાદીએ-નહાર) કહે છે. આ જગ્યાએ અસ્હાબે-ફીલ પર અઝાબ નાઝિલ થયો હતો. સરકારે આ જગ્યાને કાંટાવાળા તારથી ઘેરી લીધી છે, અને પગપાળા ચાલતા હાજીઓને દૂર રાખવા માટે પોલિસનો પહેરો પણ બેસાડી દીધો છે. તેથી જો તેના નજીકથી પસાર થવું પડે તો દોડીને પસાર થઈ જવું.

## ૧૦ ઝીલહજ્જનો દિવસ :

● આજે ઈદુઝ-ઝુહાનો દિવસ છે. આખી દુનિયા ઈદની નમાઝ પઢશે. પરંતુ હાજીઓ માટે ઈદની નમાઝના બદલે કોઈ બીજો હુકમ છે. આજે તેમને ચાર મુખ્ય કામ કરવાના છે :

(૧) રમી-જિમાર (૨) કુરબાની (૩) હલક (૪)તવાફે-ઝ્યારત.

પ્રથમ ત્રણ કામ તો વાજિબ છે,જ્યારે કે ચોથું 'ફર્ઝ' છે.

**રમી-જિમાર :**

● મુઝદલ્ફાથી રમી-જિમાર માટે સીધા ન જાઓ, કેમ કે હવે સાઉદી પોલિસ સામાન લઈને રમી-જિમારના રસ્તા પર ચાલવા પણ નથી દેતી. તેથી પહેલા મિનામાં તમારા તંબુ પર આવો, જરૂરિયાતથી ફારેગ થઈ જાઓ, આરામ કરી લો. આજે રમી-જિમારનો અફઝલ સમય

ઈશ્રાકથી ઝવાલ સુધીનો છે. આ અફઝલ સમયમાં રમી માટે લોકોની જબરજસ્ત ભીડ હોય છે. તેથી ધીરજથી કામ લો અને ઝુહ્ર પછી જાઓ. સાઉદી સરકારે દુનિયાના જુદા-જુદા પ્રદેશોના લોકો માટે રમીનો અલગ-અલગ સમય નક્કી કર્યો છે. મુઅલ્લિમથી જાણકારી મેળવી લો કે ભારતના હાજીઓ માટે કયો સમય નક્કી કરેલ છે. પછી એ જ સમયે રમી કરો. સખત ભીડની સમસ્યા ૨૦૦૯ ઈ. સુધી હતી. ત્યારબાદ સાઉદી સરકારે જમરાતના સ્થળો પર એક-પછી-એક માળના પુલ બનાવી નાખ્યા છે કે અફઝલ સમયમાં બધા હાજીઓ રમી કરી શકે. તેથી મિનામાં મુઅલ્લિમથી પરિસ્થિતિની જાણકારી મેળવી લો અને તેનાથી સલાહ-મસલત કર્યા પછી જ જમરાતની તરફ જાઓ.

આજના દિવસે ફક્ત જમરાતે-ઉકબા (મોટા શૈતાન)ને કાંકરીઓ મારવાની છે. કાંકરીઓ માર્યા અગાઉ 'તલ્બિયા' પઢવાનું બંધ કરી દો. એક-એક કરીને સાત કાંકરીઓ મારો અને દરેક કાંકરી મારતી વખતે આ પ્રમાણે પઢો –

بِسْمِ اللّٰهِ، اَللّٰهُ اَكْبَرُ، رَغْماً لِلشَّيْطَانِ وَرِضًى الرَّحْمَانِ.

''હું અલ્લાહતૂઆલાના નામથી શરૂ કરું છું. અલ્લાહ સૌથી મહાન છે. આ કાંકરી હું શૈતાનને અપમાનિત કરવા અને અલ્લાહતૂઆલાને ખુશ કરવા માટે મારું છું.''

● કોપણ જમરાતને ચારે તરફથી કાંકરી મારવી જાયઝ છે. ૧૦ ઝીલહજ્જના દિવસે નબી કરીમ ﷺ એ જમરાતે-ઉકબાને જ્યારે કાંકરી મારી હતી, તે વખતે આપ ﷺ ની જમણી બાજુ મિના અને ડાબી બાજુ મક્કા-મુકર્રમા (બૈતુલ્લાહ) હતા. તેથી એ રીતે કાંકરી મારવી સુન્નત છે. (મુઅલ્લિમુલ-હુજ્જાજ, પૃ.૧૭૦)

કાંકરી મારવાની જગ્યા એ જમરાતના સ્તંભ (થાંભલા) કે દીવાલનો પાયો છે. તેથી એવી રીતે કાંકરી મારો, જાણે તમે કોઈ હોજમાં કાંકરીઓ ફેંકી રહ્યા છો. દીવાલ કે સ્તંભને એટલા જોરથી ન મારો કે કાંકરીઓ ટકરાઈને વર્તુળથી બહાર જઈને પડે. જે કાંકરી બહાર જઈને પડશે તે ગણવામાં નહીં આવે અને તેના બદલામાં તમારે ફરીથી એક કાંકરી મારવી પડશે. આવું નહીં કરો તો 'દમ' કરવો પડશે.

**કુરબાની :**

અલ્લાહતૂઆલા કુર્આન-શરીફમાં હજ્જના અરકાન વિશે ફરમાવે છે : ''આ નિર્ધારિત દિવસોમાં (હજ્જના દિવસોમાં) અલ્લાહનું નામ યાદ કરો (અલ્લાહુ અકબર કહેતાં કુરબાની કરો) એ ચોપગા પ્રાણીઓ પર જે પાલતુ છે. પછી તમે પણ ખાઓ અને ભૂખ્યા ગરીબોને પણ ખવડાવો. પછી તેઓ પોતાની ગંદકી દૂર કરે (માથું મુડાવે) અને પોતાની માનતાઓ પૂરી કરે અને અલ્લાહના પ્રાચીન ઘરનો તવાફ કરે (તવાફે-ઝ્યારત કરે).'' (સૂરઃ હજ્જ, આ.૨૯)

● અલ્લાહતૂઆલા કુરબાની વિશે ફરમાવે છે : ''અલ્લાહતૂઆલાને કુરબાનીઓનું માંસ નથી પહોંચતું, ન તેમનું લોહી; બલ્કે તેને તમારા હૃદયની પરહેજગારી પહોંચે છે.'' (સૂરઃ હજ્જ, આ.૩૭)

● નબી કરીમ ﷺ એ સૂર્યોદય પછી રમી-જિમાર કરી હતી. ત્યારબાદ ખુત્બો આપ્યો હતો. પછી એકલાં જ સાત ઊંટોની કુરબાની કરી હતી અને હઝરત અલી રદિ.ની સાથે ૫૬ ઊંટની કુરબાની કરી હતી. તે પછી હઝરત અલી રદિ.એ એકલાં ૩૭ ઊંટ કુરબાન કર્યા હતા. (આ રીતે કુલ ૧૦૦ ઊંટ કુરબાન કર્યા હતા.) કુરબાની પછી માથું મુંડાવ્યું હતું. પછી ઝવાલથી પહેલાં મક્કા-મુકર્રમામાં 'તવાફે-ઝ્યારત' માટે રવાના થઈ ગયા. તવાફે-ઝ્યારત અદા કરીને રાતવાસો કરવા ફરી મિના પાછા આવી ગયા. અરકાન અદા કરવાની આ સુન્નત રીત છે.

● કુરબાનીના અરકાન એ મહાન કુરબાનીની યાદગાર છે, જે હઝરત ઈબ્રાહીમ અલૈ.એ પોતાના પુત્રની અલ્લાહતૂઆલાના દરબારમાં પ્રસ્તુત કરી હતી.

● અત્યંત નિખાલસતાથી કુરબાનગાહ જઈને પોતાના હાથે જ કુરબાની કરો, અથવા બેંક કે મદ્રસા-સવલતિયા દ્વારા કુરબાની કરો. દિલમાં મજબૂત ઈરાદો કરો કે બાકીના જીવનમાં પણ આ જ પ્રમાણે અલ્લાહના માર્ગમાં પોતાની ધનદોલત, સમય અને મનેચ્છાઓની કુરબાની આપતાં રહીશું.

**હલક (માથું મુડાવવું) અને તવાફે-ઝ્યારત :**

● હવે બે અરકાન બાકી છે, 'હલક' કરાવવું અને તવાફે-ઝ્યારત.

● મસ્જિદે-હરામમાં જો બહારના સહેન (આંગણા)ને પણ સામેલ કરી લો, તો એકી સાથે દસ લાખ લોકો નમાઝ પઢી શકે છે.

● 'મતાફ'માં એક જ સમયે આશરે ૨૦ થી ૨૫ હજાર લોકો તવાફ કરી શકે છે.

● જ્યારે લોકોની ભીડ ઓછી હોય, તો એક તવાફમાં અડધો કલાકથી વધારે સમય લાગે છે, અને સખત ભીડના સમયે એક કલાકથી વધારે સમય જોઈએ.

● જો દસ લાખ હાજીઓ, જે મસ્જિદે-હરામમાં હાજર છે, એક પછી એક (૨૫ હજારના ગ્રુપમાં) તવાફ કરે, તો બધા નમાઝીઓને તવાફે-ઝ્યારત કરવા માટે લગભગ ૨૦ કલાકથી વધારે સમય લાગશે.

● જો સ્થાનિક લોકોને સામેલ કરી લેવામાં આવે તો દર વર્ષે આશરે ૩૫ થી ૪૦ લાખ લોકો હજ્જ કરે છે. જો એક પછી એક (૨૫ હજારના ગ્રુપમાં) આ તમામ હાજીઓ તવાફે-ઝ્યારત કરે તો ઓછામાં ઓછા બે દિવસ જોઈએ. તેથી હાજીઓની સંખ્યા વધારે હોવાના કારણે સુન્નત રીતથી અને અફઝલ સમયે અરકાન પૂરા કરવા હવે સંભવ જ નથી રહ્યું. નબી કરીમ ﷺ એ આસાન રીત (જો ભૂલ ન થાય તો)ને પસંદ કરી છે. તે રીતે જોતાં પોતે પણ આસાન રસ્તો અપનાવો અને બીજા લોકોના માટે પણ આસાની પેદા કરો.

● મારી બહેન કનીઝ-ફાતિમાએ ઈ. ૨૦૦૯માં હજ્જ કરી હતી. ૧૦

ઝીલહજ્જના અસ્ર વખતે જ્યારે તે મસ્જિદે-હરામ પહોંચી તો પોલિસે આખી મસ્જિદે-હરામની આસપાસ ઘેરો નાખી દીધો હતો, અને કોઈને અંદર દાખલ થવા ન દીધા, કેમ કે મસ્જિદે-હરામ હાજીઓથી ખીચોખીચ ભરેલી હતી અને અંદર વધારે હાજીઓની જગ્યા જ નહોતી. તે ઈશા સુધી રાહ જોતી રહી અને લાચારીવશ એમ-ને-એમ મિના પાછી ફરી, અને ૧૧ ઝીલહજ્જના દિવસે તવાફે-ઝ્યારત કરી શકી.

● જો પોલિસ તમને ન પણ રોકે અને તમે કોઈપણ રીતે અંદર દાખલ થઈ જાઓ, તો પણ આટલી સખત ભીડમાં તમને અને બીજા હાજીઓને સખત મુશ્કેલીનો સામનો કરવો પડશે. તેથી આલિમો અને એ લોકો જેઓ ઘણી વખત હજ્જ કરી ચૂક્યા છે, એવી સલાહ આપે છે કે તમે ૧૧ ઝીલહજ્જના દિવસે મગરિબ મિનામાં પઢીને મક્કા-મુકર્રમા માટે પગપાળા રવાના થાઓ, તો ઈશાની જમાઅત તમને મસ્જિદે-હરામમાં મળી જશે. બહાર સહનમાં નમાઝ પઢો. નમાઝ પછી ખાવાનું ખાઈ લો. થોડીક વાર આરામ કરો. પછી તવાફે-ઝ્યારત અને સઈ કરો, અને પછી શાંતિથી રાત્રે જ મિના પાછા ફરી જાઓ. આ રીતે અરકાન અદા કરવાથી ખૂબ જ સહુલત રહેશે અને અરકાન પણ સારી રીતે અદા થઈ શકશે.

● જો તમે મદ્રસા-સવલતિયા દ્વારા કુરબાની કરશો, તો હાજીઓની સંખ્યા વધારે હોવાને કારણે તેઓ તમને કુરબાનીનો સમય ૧૦ ઝીલહજ્જની સાંજે અથવા ૧૧ ઝીલહજ્જનો કોઈ સમય બતાવશે. તમે ત્યાં સુધી રાહ જુઓ અને આનાથી પણ થોડીક વાર પછી 'હલક' કરાવડાવો. એહ્‌રામ ઉતારીને રોજિંદા કપડાં પહેરી લો. સમયસર નમાઝ પઢો અને પોતાની સહુલત અનુસાર તવાફે-ઝ્યારત માટે રવાના થાઓ. જો કુરબાનીના સમય અનુસાર પણ તમે 'હલક' કરશો, તો પણ 'તવાફે-ઝ્યારત' માટે તમારે ૧૧ ઝીલહજ્જ સુધી રાહ તો જોવી જ પડશે. તેથી ધીરજની સાથે એહ્‌રામ પહેરી રાખો અને શાંતિ અને સહુલતની સાથે અરકાન અદા કરો.

● તવાફે-ઝ્યારતનો અફઝલ સમય તો ૧૦ મી ઝીલહજ્જ છે. પરંતુ તે ૧૨ મી ઝીલહજ્જના સૂર્યાસ્ત પહેલા સુધી તમે કરી શકો છો, અને જો ૧૨ મી ઝીલહજ્જ વિતી જાય અને તવાફે-ઝ્યારત ન કર્યો, તો વિલંબના કારણે 'દમ' વાજિબ થશે, પણ 'ફર્ઝ' અદા થઈ જશે. 'તવાફે-ઝ્યારત' હજ્જનું એક ફર્ઝ રુક્ન છે, તેથી જ્યાં સુધી તવાફે-ઝ્યારત ન કરી લો, હજ્જ પૂરી નહીં થાય. એહ્‌રામની એક પાબંદી તમારા પર લાગૂ રહેશે, અર્થાત્ તમે પોતાની પત્નીથી જાતીય સંબંધ બાંધી નહીં શકો. ૧૨ ઝીલહજ્જ પસાર થઈ જાય તો 'દમ' તો અનિવાર્ય થશે જ, પણ તમે ફરી ગમે ત્યારે તવાફે-ઝ્યારત કરી શકો છો. જેવી રીતે નફ્લ નમાઝ પઢવાની નિયત કર્યા પછી જો તમે નિયત તોડી નાખો, તો ફરીથી તેને અદા કરવી તમારા પર વાજિબ થઈ જાય છે, એ જ રીતે હજ્જની નિયત કરીને જો તમે તેને અધૂરી છોડી દો, તો તેને પૂરી કરવી તમારા પર 'ફર્ઝ' જ રહેશે. તેથી જો તમારાથી તવાફે-ઝ્યારત છૂટી જાય તો જીવનમાં ફરી તેને અદા કરવાની 'ફર્ઝ' તમારા પર બાકી રહેશે અને દાંપત્ય જીવન પર પાબંદી લાગૂ રહેશે.

આ તવાફના પ્રથમ ત્રણ ચક્કરમાં 'રમલ' પણ કરવાનું છે. અલબત્ત, એહ્‌રામની ચાદરો શરીર પર ન હોવાના કારણે 'ઇઝ્તિબાઅ' કરવાની જરૂર નથી.

જો તમે ૮ ઝીલહજ્જે એહ્‌રામ બાંધ્યા પછી નફ્લ તવાફ કર્યો છે, જેમાં રમલ, ઇઝ્તિબાઅ અને સઈ કરી લીધી છે, તો પછી તવાફે-ઝ્યારતમાં ફરીથી સઈ કરવાની જરૂર નથી, અને તમે તવાફ પણ રમલ વગર કરી શકો છો, કેમ કે જે તવાફ પછી સઈ હોય છે, રમલ એ જ તવાફમાં કરવામાં આવે છે.

શૈતાનને કાંકરીઓ મારવી, કુરબાની કરવી અને માથુ મુંડાવવું આ સુન્નત મુજબનો ક્રમ છે અને જો તે આગળ-પાછળ થઈ જાય તો હનફી મસ્લક અનુસાર 'દમ' અનિવાર્ય થાય છે.

હમ્બલી મસ્લક (સાઉદી આલિમો) અને ઇમામ ગઝાલી રહ. અનુસાર જો મજબૂરીમાં અરકાન આગળ-પાછળ થઈ ગયા, તો 'દમ' અનિવાર્ય નહીં થાય. (અહયાઉલ-ઉલૂમ, ઉર્દૂ, ભા-૧, પૃ.૪૦૮)

જો કોઈક કારણસર તવાફે-ઝ્યારત પછી સઈ ૧૨ ઝીલહજ્જના સૂર્યાસ્ત સુધી, જે અફઝલ સમય છે, ન કરી શકો તો ઝીલહજ્જ મહિનાની છેલ્લી તારીખ સુધી કરી શકાય છે. વિલંબના કારણે 'દમ' ફરજિયાત થતો નથી. પરંતુ શરત એ છે કે તવાફ અને સઈ દરમ્યાન હજ્જનો કોઈ બીજો રુક્ન અદા કરવામાં ન આવે. જો કોઈ બીજો રુક્ન અદા કરશે તો સઈથી પહેલા એક તવાફ કરવો વાજિબ હશે.

## ૧૧ અને ૧૨ ઝીલહજ્જના દિવસો :

તવાફે-ઝ્યારતમાં તમને ગમે તેટલો સમય લાગે, પણ રાતવાસો કરવા તમારે મિના પાછું જવું જરૂરી છે. મક્કા-શરીફમાં પોતાના રહેઠાણ પર તમે રાત નથી વિતાવી શકતા.

● રાત મિનામાં વિતાવો, ત્યાં જ પાંચેય વખતની નમાઝો પઢો.

● આ 'અય્યામે-તશ્રિક'ના દિવસો છે. આમાં તકબીર કહેતાં રહેવું સુન્નત છે.

● જમરાતને કાંકરીઓ મારવી પણ અલ્લાહનો ઝિક્ર કરવું જ છે. ઝવાલ પછી કાંકરીઓ મારવી અફઝલ છે. તેમ છતાં તમારી સહુલત જોઈને લોકોની ભીડનું ધ્યાન રાખીને રમી-જિમાર માટે જાઓ. પહેલા નાના શૈતાનને, પછી વચેટ શૈતાનને અને તે પછી મોટા શૈતાનને કાંકરીઓ મારો. નાના અને વચેટ શૈતાન પર રમી પછી નબી કરીમ ﷺ એ કિબ્લા-રુખ થઈને એટલી વાર સુધી દુઆઓ માગી હતી કે એક વ્યક્તિ એટલી વારમાં સૂરઃ બકરહ (સવા બે પારા) પઢી શકે છે. આ જ સુન્નત અનુસાર તમે પણ દુઆઓ માગો. મોટા શૈતાન પર રમી કર્યા પછી દુઆઓ ન માગો.

● હજ્જની ઈબાદત હઝરત ઈબ્રાહીમ અલૈ.ના જમાનાથી ચાલી આવે છે. સામાન્ય લોકો સિવાય હજારો વલીઓ અને સેંકડો પયગંબરોએ હજ્જ કરી હશે. દરેકે મિનામાં રોકાણ કર્યું છે, અને દરેકે મસ્જિદે-ખૈફમાં નમાઝ પઢી હશે. મિનાના રોકાણમાં સમય કાઢીને આ મુબારક મસ્જિદમાં નમાઝ પઢીને તમે પણ રૂહાની (આધ્યાત્મિક) ફૈઝ (લાભ) પ્રાપ્ત કરવાની કોશિશ કરો.

## ૧૩ ઝીલહજ્જનો દિવસ:

● જુમ્આના દિવસે મસ્જિદોને જોઈને ઘણી ખુશી થાય છે. પરંતુ આ ખુશી હંગામી હોય છે. ઈમામ જેવો સલામ ફેરવે છે કે લોકો એવી રીતે ભાગે છે કે જાણે કોઈ જોઈ લેશે તો ખૂબ બદનામી થશે. થોડીક મિનિટોમાં જ દરવાજાની બહાર સુધી ખીચોખીચ ભરેલી મસ્જિદો અડધાથી ઉપર ખાલી થઈ જાય છે.

● આવી જ સ્થિતિ ૧૨ ઝીલહજ્જની સાંજે મિનામાં થાય છે. એ લોકો જેઓ અફઝલ સમયોમાં અરકાન સાચી રીતે કરવા માટે પડાપડી કરતા હતા, ૧૨ ઝીલહજ્જની સાંજે પોતાના બોરિયા-બિસ્તર ઉપાડીને મિનાથી ગાયબ થઈ જાય છે, કેમ કે ૧૩ ઝીલહજ્જના દિવસે મિનામાં રોકાવું વાજિબ નથી — 'બસ, સુન્નત જ છે ને !'

● નબી કરીમ ﷺ એ હજ્જતુલ-વિદાઅના પ્રસંગે લોકોને વારંવાર ફરમાવ્યું હતું કે — ''લોકો ! મારાથી હજ્જ શીખી લો, સંભવ છે કે આ મારી અંતિમ હજ્જ હોય !'' આપ ﷺ એ સ્વયં એવી રીત ઉમ્મતની સામે પ્રસ્તુત કરી, જે સરળ હતી. ઉદાહરણ તરીકે, આપ ﷺ એ સહાબાએ કિરામ રદિ.ને ફરમાવ્યું કે જો કુરબાનીના જાનવર સાથે નથી, તો ઉમરા પછી એહ્રામ ઉતારી નાખો અને હજ્જે-તમત્તો કરો. આપ ﷺ એ નમાઝો કસ્ર કરીને પઢી. આપ ﷺ એ મુઝદલ્ફાની રાત્રે આરામ કર્યો. આપ ﷺ એ સ્ત્રીઓ અને કમજોર લોકોને રાત્રે મિનામાં જવાની પરવાનગી આપી. આપ ﷺ એ હજ્રે-અસ્વદને દૂરથી જ 'ઈસ્તિલામ' (બોસો, ચુંબન) કરવાની મંજૂરી આપી, વગેરે...

પરંતુ જ્યાં સુધી મિનાથી ગેરહાજર રહેવાની વાત છે, તો ફક્ત હઝરત અબ્બાસ રદિ.એ આપ ﷺ થી હાજીઓને પાણી પીવડાવવા માટે મસ્જિદે-હરામમાં રહેવાની પરવાનગી માગી હતી, અને મેં એક પણ એવી રિવાયત નથી જોઈ, જેમાં સવા લાખ અસ્હાબે-કિરામ રદિ.માંથી કોઈએ ૧૨ ઝીલહજ્જના દિવસે સાંજે મક્કા પાછા ફરવાની આપ ﷺ થી રજા માગી હોય. નબી કરીમ ﷺ અને આશરે સવા લાખ સહાબાએ કિરામ રદિ., જેમણે આપ ﷺ ની સાથે હજ્જ કરી હતી, ૧૩ ઝીલહજ્જના દિવસે રમી-જિમાર કર્યા પછી મક્કા-મુકર્રમા પાછા ફર્યા હતા.

● અલ્લાહત્આલાએ કુર્આન-શરીફમાં ફરમાવ્યું છે કે કોઈ ૧૨ ઝીલહજ્જના દિવસે મક્કા પાછો ફરી જાય તો કોઈ વાંધો નથી; તો આ સહુલતનો મામલો ફક્ત અલ્લાહત્આલાની મહેરબાની છે. પરંતુ નબી કરીમ ﷺ ની સુન્નત તો ખરેખર ૧૩ ઝીલહજ્જે ઝવાલ પછી રમી-જિમાર કર્યા બાદ મક્કા-મુકર્રમા પાછા ફરવાની છે.

● ૯ ઝીલહજ્જ થી ૧૩ ઝીલહજ્જના આ છ દિવસો 'અય્યામે-તશ્રિક' કહેવાય છે. નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''અય્યામે-તશ્રિક ખાવા-પીવા અને અલ્લાહનો ઝિક્ર કરવાના દિવસો છે.'' (મુસ્લિમ) આ દિવસોમાં વધારેમાં વધારે અલ્લાહત્આલાનો ઝિક્ર અને ઈબાદત કરવી જોઈએ. તેથી જો કોઈ વ્યક્તિને મજબૂરી ન હોય તો ૧૩ ઝીલહજ્જના દિવસે મિનામાં જ રોકાય, ઈબાદતમાં મગ્ન રહે, ઝવાલ પછી રમી-જીમાર કરે અને ત્યારબાદ મક્કા-મુકર્રમા પાછો ફરે.

● જો કોઈ વ્યક્તિને મજબૂરી હોય તો કોશિશ કરે કે ૧૨ ઝીલહજ્જની સાંજથી પહેલા મિનાથી રવાના થાય, કેમ કે શરીઅત અનુસાર જો મિનામાં સૂર્યાસ્ત થઈ ગયો, તો તમારે મિનામાં રોકાવું આવશ્યક છે. પરંતુ હવે રમી-જિમારમાં ઝવાલ પછી સખત ભીડ હોય છે, અને આલિમોએ સુબ્હ-સાદિક (પરોઢ) સુધી રમી-જિમારની સલાહ આપી છે અને કહ્યું છે કે ઈન્શાઅલ્લાહ, આ મક્રૂહ નથી, તેથી જો તમે સુબ્હ-સાદિક સુધી પણ મિનાથી નીકળી ગયા તો ઈન્શાઅલ્લાહ, કોઈ ગુનો નથી.

આમ, અલ્લાહત્આલાની મહેરબાની અને કૃપાથી તમારી હજ્જના બધા અરકાન પૂરા થયા. મક્કા-મુકર્રમામાં ફક્ત એક જરૂરી અને વાજિબ અમલ તમારો બાકી રહી જાય છે, અને તે છે 'તવાફે-વિદાઅ'.

## તવાફે-વિદાઅ:

હજ્જ પછી જ્યારે મક્કા-મુકર્રમાથી વતન કે મદીના જવું હોય તો વિદાય થવાનો તવાફ કે તવાફે-વિદાઅ કરવામાં આવે છે. આ એ દરેક બહાર રહેનાર વ્યક્તિ 'આફાકી' પર વાજિબ છે.

મક્કા-મુકર્રમા કે મીકાતની હદમાં રહેનારાઓ અને ફક્ત ઉમરાની નિયતથી આવનારાઓ પર તવાફે-વિદાઅ વાજિબ નથી.

તવાફે-વિદાઅ પણ એ જ રીતે કરવામાં આવે છે, જે રીતે નફ્લ તવાફ કરવામાં આવે છે. તવાફ પછી સઈ નથી અને તવાફમાં રમલ પણ નથી.

તવાફે-વિદાઅ પછી અલ્લાહત્અલાથી આ ઘરની વારંવાર ઝ્યારત (દર્શન) કરવાની તૌફિક (પ્રેરણા)ની દુઆ કરો. પોતાના, પોતાના સગાવહાલાં અને ઉમ્મતે-મુસ્લિમા માટે બંને લોકો (દુનિયા અને આખિરત)માં સફળતા માટે દુઆ કરો, અને આંસુઓનું નજરાણું પ્રસ્તુત કરતાં પોતાના વતન પાછા ફરવાના સફરની તૈયારી કરો.

તવાફે-વિદાઅ પછી જો કોઈ કારણસર મક્કા-શરીફમાં રોકાવાનું થાય તો તમે જેટલી વાર ઈચ્છો તવાફ કરી શકો છો અને નમાઝો પઢી શકો છો.

—●—

# હજ્જે-બદલ

હઝરત ઇબ્ને અબ્બાસ રદિ.થી રિવાયત છે, એક સ્ત્રીએ અરજ કરી કે, હે રસૂલુલ્લાહ ﷺ ! અલ્લાહત્આલાએ પોતાના બંદાઓ પર હજ્જ ‘ફર્ઝ’ કરી છે. મારા પિતા પર તે એવી સ્થિતિમાં ફર્ઝ થઈ કે તેઓ તદ્દન વૃદ્ધ થઈ ગયા, સવારી પર બેસી શકતા નથી, તો શું હું તેમના તરફથી હજ્જ કરી શકું છું. આપ ﷺ એ ફરમાવ્યું કે ‘‘હા.’’ (બુખારી, મુસ્લિમ)

હઝરત લુકૈત રદિ. બિન આમિરથી રિવાયત છે કે તેઓ નબી ﷺ ની સેવામાં હાજર થયા અને અરજ કરી, હે રસૂલુલ્લાહ ﷺ ! મારા પિતા ખૂબ જ વૃદ્ધ છે, ન હજ્જ કરી શકે છે, ન ઉમરા અને ચાલી-ફરી શકે છે અને ન તો સવાર થવાની શક્તિ છે. આપ ﷺ એ ફરમાવ્યું કે તમે તમારા પિતા તરફથી હજ્જ અને ઉમરા કરો. (અબૂ દાઉદ, તિરમિઝી)

હજ્જે-બદલનો અર્થ છે કોઈ બીજા તરફથી હજ્જ કરવી. કોઈ બીજા તરફથી નફ્લ હજ્જ કે ઉમરા કરવા માટે કોઈ શરત નથી. ફક્ત હજ્જ કરનાર વ્યક્તિમાં સામર્થ્ય અર્થાત્ ઇસ્લામ તથા બુદ્ધિ અને સમજદારીનું હોવું પૂરતું છે. અલબત્ત, કોઈ બીજા માણસ તરફથી ફર્ઝ હજ્જે-બદલ કરાવવા માટે ૨૦ શરતો છે.

આ શરતોને જાણતાં પહેલાં એ યાદ રાખો કે હજ્જ કરનાર વ્યક્તિને ‘આમિર’ (હુકમ કરનાર) કહે છે અને જે વ્યક્તિ બીજાના હુકમથી હજ્જે-બદલ કરે છે, તેને ‘મામૂર’ (હુકમ અનુસાર અમલ કરનાર) કહે છે.

### ૨૦ શરતો :

૧) જે વ્યક્તિ પોતાની હજ્જ કરાવે તેના પર હજ્જ ફર્ઝ થઈ ગઈ હોવી જોઈએ.

૨) હજ્જ ફર્ઝ થઈ ગયા પછી પોતે હજ્જ કરવાથી લાચાર કે અસહાય થઈ ગયો હોય.

૩) મૃત્યુ સુધી તે અસહાય જ રહ્યો હોય.

૪) આમિર અને મામૂર બંને મુસલમાન હોવા જોઈએ.

૫) આમિર અને મામૂર બંને પુખ્ત અને સમજદાર હોવા જોઈએ.

૬) મામૂરને એટલો વિવેક હોય કે હજ્જના કાર્યો સમજતો હોય. જો સ્ત્રી પુરુષની જેમ હજ્જે-બદલ કરે તો જાયઝ છે, પણ પુરુષથી હજ્જે-બદલ કરાવવી વધારે સારું છે, અને પોતાની હજ્જ એવા વ્યક્તિથી કરાવવું વધારે સારું છે જે આલિમ અને સદાચારી હોય, મસાઈલ (દીની મામલાઓ)થી વાકેફ હોય અને પોતાની હજ્જ કરી ચૂક્યો હોય.

૭) જો પોતાના જીવનમાં હજ્જે-બદલ કરાવે તો બીજા વ્યક્તિને પોતાના તરફથી હજ્જ કરવાનો હુકમ આપવો અને જો વસિયત કરીને મૃત્યુ પામે તો વારસદારે હુકમ આપવો શરત છે. જો મૃતકે વસિયત નથી કરી, પણ વારસદાર અથવા કોઈ અજનબી વ્યક્તિએ તેના તરફથી પોતે હજ્જ કરી કે કોઈ બીજા માણસથી કરાવી, તો ઈન્શાઅલ્લાહ, આ મૃતકની ફર્ઝ અદા થઈ જશે અને આ સ્થિતિમાં આગળની કોઈ શરત લાગૂ પડતી નથી.

૮) સફરમાં બધો ખર્ચ કે તેનો મોટો ભાગ હજ્જ કરાવનાર વ્યક્તિના માલમાંથી થવો જોઈએ. જો મામૂરે પોતાના નાણાથી હજ્જ કરી અને પાછળથી આમિરના માલમાંથી વસૂલ કરી લીધો, તો આમિરની હજ્જ અદા થઈ જશે, નહિં તો નહીં થાય.

૯) એહ્‌રામ બાંધતી વખતે અથવા હજ્જના કાર્યો શરૂ કરતાં પહેલાં આમિર તરફથી હજ્જની નિયત કરવી.

૧૦) ફક્ત એક જ વ્યક્તિ તરફથી હજ્જનો એહ્‌રામ બાંધવો.

૧૧) ફક્ત એક જ હજ્જનો એહ્‌રામ બાંધવો.

૧૨) જો આમિરે કોઈ નિશ્ચિત વ્યક્તિનું નામ લીધું હોય, તો એ જ વ્યક્તિએ આમિર તરફથી હજ્જ કરવી અને જો અધિકાર આપ્યો હોય તો કોઈનાથી પણ કરાવી લેવામાં આવે તો કરાવી શકાય છે, અને આમિર માટે પણ આ જ વધારે યોગ્ય છે.

૧૩) નિશ્ચિત મામૂરનું નિશ્ચિત હોવું, અર્થાત્ જો આમિરે એમ કહ્યું હોય કે ફલાણી વ્યક્તિ જ હજ્જ કરે, કોઈ બીજું ન કરે, તો કોઈ બીજાથી કરાવવી જાયઝ નહીં હોય, અને જો બીજાનો ઈન્કાર નથી કર્યો તો જાયઝ હશે. પરંતુ જેને નિયુક્ત કરવામાં આવ્યો હોય, જો તેણે ઈન્કાર કરી દીધો અને વારસદારે કોઈ બીજાથી હજ્જ કરાવી તો જાયઝ છે.

૧૪) જો મૃતકે છોડેલ સંપત્તિનો ૨/૩ હિસ્સો પૂરતો હોય તો આમિરના વતનથી હજ્જ કરાવવી, નહિં તો મીકાતથી પહેલા યથાશક્તિ જે જગ્યાએથી સંભવ હોઈ શકે અદા કરાવી લેવામાં આવે.

૧૫) જો મૃતકે છોડેલ સંપત્તિના ૨/૩ હિસ્સામાંથી શક્ય હોય તો સવારી પર હજ્જ કરાવવી.

૧૬) હજ્જ કે ઉમરા, જેનો હુકમ કર્યો હોય તેના માટે જ સફર કરી શકાશે. જો હજ્જનો હુકમ કર્યો હતો, પરંતુ મામૂરે પહેલા ઉમરા કરીને મીકાત પર પાછા આવીને એ જ વર્ષે કે આગામી વર્ષે હજ્જનો એહ્‌રામ બાંધ્યો તો આમિરની હજ્જ અદા નહીં થાય.

૧૭) આમિરની મીકાતથી એહ્‌રામ બાંધવો. જો મામૂરે મીકાતથી ઉમરાનો એહ્‌રામ બાંધ્યો અને હજ્જ કરી લીધી તો આમિરની હજ્જ અદા નહીં થાય. આનાથી ખ્યાલ આવે છે કે મક્કા-મુકર્રમા કે મદીના-મુનવ્વરાના રહેવાસીઓથી હજ્જે-બદલ કરાવવી ખોટું છે. આ સ્થિતિમાં હજ્જ કરનાર વ્યક્તિની પોતાની હજ્જ અદા થશે, જેના તરફથી હજ્જ કરાવડાવી હોય તેની હજ્જ નહીં થાય. પરંતુ નફ્લ હજ્જે-બદલ કોઈનાથી પણ કરાવી શકાય છે.

૧૮) હજ્જ ‘ફાસિદ’ ન થવી જોઈએ. (અર્થાત્ બગડવી ન જોઈએ.)

૧૯) હજ્જ બરબાદ ન થવી જોઈએ.

૨૦) આમિરના હુકમનો વિરોધ ન કરવો. જો આમિરે 'ઈફરાદ' અર્થાત્ ફક્ત હજ્જનો હુકમ આપ્યો અને મામૂરે તમત્તો કે કિરાન કરી લીધી, તો તેણે તેના હુકમનો વિરોધ કર્યો કહેવાય અને આ સ્થિતિમાં આમિરને તેના નાણા પાછા આપવા પડશે અને તે હજ્જ મામૂરની પોતાની ગણાશે. અહીં ત્રણ બાબતો યાદ રાખો :

૧. હજ્જે-બદલ કરનારે 'હજ્જે-ઈફરાદ' કરવી જોઈએ.

૨. 'હજ્જે-કિરાન' કરવી આમિરની પરવાનગી વગર જાયઝ છે, પણ 'દમે-કિરાન' પોતાના પાસેથી આપવો પડશે. આમિરના નાણા મંજૂરી વગર આપવા જાયઝ નથી.

૩. હજ્જે-બદલમાં 'હજ્જે-તમત્તો' કરવાનો મામલો થોડોક ગૂંચવણભર્યો છે, અને તેનું કારણ એ છે કે 'તમત્તો'માં હજ્જનો એહ્‌રામ આમિરની મીકાતથી નથી પહેરવામાં આવતો, બલ્કે મક્કા-મુકર્રમામાં ૮ ઝીલહજ્જના દિવસે પહેરવામાં આવે છે. તેથી અમુક આલિમોએ સાવધાની ખાતર હજ્જમાં 'તમત્તો'ની મનાઈ કરી છે; બલ્કે ત્યાં સુધી લખ્યું છે કે જો આમિર પોતાના તરફથી હજ્જે-તમત્તોની મંજૂરી આપી દે, તો પણ આમિરની હજ્જ નહીં થાય, જેમ કે 'મુઅલ્લિમુલ-હુજ્જાજ' પુસ્તકમાં આલિમોના સંશોધનના હવાલાથી નોંધ્યું છે, અને તેને જ પ્રાધાન્યતા આપી છે.

ફિક્‌હના અન્ય પુસ્તકોની નોંધથી જે જાણકારી મળે છે, તે એ છે કે આમિરની પરવાનગીથી 'હજ્જે-તમત્તો' કરવાથી આમિર તરફથી હજ્જ થઈ જશે. આ મતભેદનો ઉકેલ એ છે કે આમિર જો પોતે હયાત છે અને લાચારી અને અપંગતાને કારણે હજ્જ કરી શકતો નથી, અને 'હજ્જે-તમત્તો'ની પરવાનગી આપે છે, તો આવી સ્થિતિમાં આમિરની પરવાનગીથી 'હજ્જે-તમત્તો' થઈ જશે. આ રીતે જેના પર હજ્જ 'ફર્ઝ' થઈ હતી અને મૃત્યુ વખતે વસિયત કરી કે મારા તરફથી 'હજ્જે-તમત્તો' કરાવી લેવામાં આવે, તો આવી સ્થિતિમાં 'હજ્જે-તમત્તો' કરવાથી આમિર તરફથી હજ્જ થઈ જશે; પરંતુ મૃતકે જો કેવળ હજ્જની વસિયત કરી છે અને વારસદારોએ હજ્જે-બદલ કરનારા વ્યક્તિને 'હજ્જે-તમત્તો'ની મંજૂરી આપી દીધી, તો આ સ્થિતિમાં વારસદારોની મંજૂરીથી 'તમત્તો' કરવું યોગ્ય નથી, કેમ કે મૃતકનું મીકાતી હોવું જરૂરી છે અને જે વ્યક્તિ 'હજ્જે-તમત્તો' કરશે તેની હજ્જ, હજ્જે-મક્કા થઈ જશે. જો વારસદારોની મંજૂરીથી 'તમત્તો' કરશે તો મામૂર માટે નાણા પાછા આપવા અનિવાર્ય નહીં હોય, પરંતુ આમિરની હજ્જ અદા નહીં થાય. હજ્જે-બદલ કરાવનારાઓએ આ મામલામાં ખાસ સાવધાની રાખવી જોઈએ. એહ્‌રામ પહેરવામાં વિલંબ કરીને આમિરની હજ્જ ખરાબ ન કરવી જોઈએ. આ મામલામાં મોટાભાગના લોકો હજ્જે-બદલના મસાઈલ (દીની મામલાઓ)થી વાકેફ ન હોવાને લીધે ભૂલ કરી બેસે છે.

**નોંધ :**

૧) જેના પર હજ્જ ફર્ઝ નથી અને જેણે અગાઉ હજ્જ નથી કરી, તેણે હજ્જે-બદલ માટે જવું ઈમામ અબૂ હનીફા રહ.ના મતે જાયઝ છે, પરંતુ વધારે સારું એ છે કે હજ્જે-બદલ માટે એ વ્યક્તિને મોકલવામાં આવે, જેણે પોતાની હજ્જ કરી લીધી હોય.

૨) જેના પર હજ્જ ફર્ઝ થઈ ગઈ હોય અને હજુ તેણે અદા નથી કરી, તેણે હજ્જે-બદલ માટે જવું જાયઝ નથી.

૩) માતા-પિતામાંથી કોઈ મૃત્યુ પામે અને તેમના શિરે હજ્જ ફર્ઝ હોય અને તેમણે તેને અદા કરવાની વસિયત ન કરી હોય, તો પુત્ર માટે 'મુસ્તહબ' છે કે માતા-પિતા તરફથી કૃતજ્ઞતા રૂપે તેમની હજ્જ કરાવે અથવા પોતે તેમના તરફથી હજ્જ કરી લે. આ સ્થિતિમાં શરત નંબર ૭ પછીની શરતો લાગૂ નહીં થાય અને જો પોતે કે કોઈ બીજા વ્યક્તિથી મક્કા-મુકર્રમાથી જ હજ્જ કરાવે, તો પણ ઈન્શાઅલ્લાહ, મૃતકની ફર્ઝ હજ્જ અદા થઈ જશે.

૪) માતા-પિતામાંથી કોઈ એ સ્થિતિમાં મૃત્યુ પામે કે તેમના પર હજ્જ ફર્ઝ નહોતી થઈ અને પુત્ર સંપન્ન (સાહબે-હેસિયત, સમર્થ) થઈ જાય તો માતા-પિતા તરફથી ફર્ઝવાળી હજ્જે-બદલ તો નહીં કરાવવામાં આવે, એટલા માટે કે તેમના પર હજ્જ ફર્ઝ થઈ જ નહોતી, તેમ છતાં પુત્ર માતા-પિતા તરફથી સવાબ માટે હજ્જ કરાવી લે અથવા પોતે તેમના તરફથી હજ્જ કરી લે. આ સ્થિતિમાં પણ શરત નંબર ૭ પછીની શરતો લાગૂ નહીં થાય, અને પોતે અથવા કોઈ બીજા વ્યક્તિથી મક્કા-મુકર્રમાથી પણ હજ્જ કરાવી શકે છે. આ સંદર્ભમાં આ હદીસ યાદ રાખો કે રસૂલુલ્લાહ ﷺ નો ઈરશાદ છે કે માતા-પિતાના અવસાન પછી તેમના માટે ભલાઈ અને દયાની દુઆ કરતા રહો અને અલ્લાહથી તેમના માટે ક્ષમાયાચના અને બક્ષિસ માગો.

હજ્જ દ્વારા માતા-પિતાને સવાબ પહોંચાડવો મગફિરત અને બક્ષિસ માગવા બરાબર છે.

૫) એક હદીસ છે — જેણે પોતાના માતા-પિતા તરફથી હજ્જ કરી, તો નિઃશંક, તેણે તેમના તરફથી હજ્જ અદા કરી દીધી અને તેને પોતાને દસ હજાર ગણો સવાબ મળશે.

એક અન્ય હદીસમાં છે — જે વ્યક્તિએ પોતાના માતા-પિતા તરફથી હજ્જ કરી અથવા કોઈ બીજી ફર્ઝ અદા કરી, તો આવું કરવાવાળો વ્યક્તિ કયામતના દિવસે 'અબ્‌રાર' (સર્વોત્તમ નેકી કરનારાઓ)ની સાથે ઉઠાવવામાં આવશે. (કન્ઝુલ-અમ્માલ)

૬) જેણે પોતાની હજ્જની ફર્ઝ અદા કરી લીધી હોય, તેના માટે નફ્લ હજ્જ કરવાને બદલે હજ્જે-બદલ કરવું અફઝલ છે. હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.થી રિવાયત છે, જેણે મૃતક તરફથી હજ્જ કરી, તો મૃતક માટે એક હજ્જ લખવામાં આવશે અને હજ્જ કરનાર વ્યક્તિને સાત હજ્જનો સવાબ મળશે.

૭) મહેનતાણુ કે વળતર આપીને હજ્જ કરાવવી કોઈપણ રીતે જાયઝ નથી. તેથી કોન્ટ્રાક્ટથી કે મહેનતાણુ લઈને હજ્જ કરનારાઓથી હજ્જ ન કરાવડાવો. કેટલાક લોકો ખર્ચનો કોન્ટ્રાક્ટ લઈ લે છે. આવું કરવું જાયઝ નથી. સાંભળવામાં આવ્યું છે કે અમુક મુઅલ્લિમો અને કોન્ટ્રાક્ટ પર કામ કરનારાં લોકો કેટલાક માણસો તરફથી નાણા વસૂલ કરીને એક માણસથી હજ્જ કરાવડાવી લે છે અને બધાને સવાબ 'બક્ષી' દે છે, જો આવું થતું હોય તો ખૂબ જ ખરાબ વાત છે, આનાથી બચવું જોઈએ.

**નોંધ :**

૧) હજ્જે-બદલની નિયત આ રીતે કરો —
''હે અલ્લાહ ! હું મારા માતા, પિતા કે ફલાણી વ્યક્તિ તરફથી હજ્જની નિયત કરું છું. તેને મારા માટે આસાન અને કબૂલ કર.''

૨) જીવંત કે મૃતક લોકો તરફથી તવાફ કે ઉમરા કરો તો તેની નિયત પણ આ જ પ્રમાણે થશે.

## હજ્જે-બદલના ખર્ચથી સંબંધિત જરૂરી મસાઈલ :

૧) હજ્જે-બદલ કરનાર વ્યક્તિને એટલો ખર્ચ મળવો જોઈએ કે આમિરના વતનથી મક્કા-મુકર્રમા સુધી જવા અને પાછા આવવા માટે મધ્યમસર રીતે પૂરતો થઈ જાય; ખર્ચ નિરર્થક પણ ન હોય, એમાં તંગી પણ ન હોય.

૨) ખર્ચમાં વાહન, ખાવા-પીવાનો સામાન, સફરના કપડાં, કપડાંને ધોવડાવવાનો ખર્ચ, મજૂરી, મકાનનું ભાડું વગેરે જે-જે વસ્તુઓની જરૂરત હોય, મામૂરની હેસિયત અનુસાર તમામ સામેલ છે અને આમિરના માલમાંથી, કોઈ તંગી વગર અને નિરર્થક ખર્ચ વિના ઉપરોક્ત ખર્ચ કરવો જાયઝ છે.

૩) મામૂર દ્વારા આમિરના માલમાંથી કોઈને ભોજન માટે નિમંત્રણ આપવું, કોઈને ખાવા-પીવામાં સામેલ કરવું, અથવા સદકો આપવો અથવા દેવું ચૂકવવું વગેરે જાયઝ નથી. અલબત્ત, જો આમિરે તમામ બાબતોની મંજૂરી આપી હોય તો જાયઝ છે.

૪) ફકીહા અબૂલ લૈસ રહ.એ દરેક એ વસ્તુમાં આમિરનો માલ ખર્ચ કરવાનું જાયઝ ઠેરવ્યું છે, જેને સામાન્ય રીતે હાજીઓ ખર્ચ કરતા હોય, અને સામાન્ય રીતે તેને જ અધિકાર આપ્યો છે, તેમ છતાં સાવધાની એમાં જ છે કે આમિરથી તમામ બાબતોમાં ખર્ચ કરવાની પરવાનગી મેળવી લેવામાં આવે, જેથી તંગી અને જવાબદારીનો પ્રશ્ન ન ઊભો થાય. આમિર પણ મામૂરને હજ્જના ભરણપોષણ ઉપરાંત અમુક રકમ વધારે હદ્યાના રૂપમાં આપી રાખે, જેથી ખર્ચ કરવામાં સહુલત રહે અને હિસાબ-કિતાબ રાખવામાં તકલીફ ઊભી ન થાય. અલબત્ત, એ ધ્યાન રાખવું જરૂરી છે કે હજ્જ માટે આપવામાં આવેલ ભરણ-પોષણ ખર્ચ મામૂરને હિબા (બક્ષિસ) ન કરે, કેમ કે આ સ્થિતિમાં તે મામૂરની મિલ્કત થઈ જશે અને આમિરની હજ્જ અદા નહીં થાય.

૫) મામૂરથી કોઈ ગુનો થઈ જાય, તો ગુનાનો 'દમ' તે પોતાના માલમાંથી કરે, આમિરની પરવાનગી વગર તેના માલમાંથી ખર્ચ કરવો જાયઝ નથી.

૬) હજ્જથી નિવૃત્તિ પછી આમિરના માલમાંથી રોકડ કે સામાન વગેરે આમિર કે તેના વારસદારોને પરત આપવું વાજિબ છે. અલબત્ત, જો તે હિબા કરી દે તો તેને પાછું લેવું યોગ્ય નથી.

—●—

# સોનેરી વચનો

● જે વ્યક્તિ સદ્કાર્યો કરશે, ચાહે તે સ્ત્રી હોય કે પુરુષ, શરત એ છે કે તે મોમિન પણ હોય, તો તેને અમે દુનિયામાં પણ શુદ્ધ અને પવિત્ર તથા આરામનું જીવન પ્રદાન કરીશું અને આખિરતમાં તેમના કાર્યોનો અત્યંત સારો બદલો આપીશું.''
(કુર્આન-કરીમ, સૂરઃ નમલ, આ. ૯૭)

● રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''દુનિયાની સાધન-સામગ્રી અને જીવન-જરૂરિયાતની ચીજ-વસ્તુઓની વિપુલતાનું નામ દોલતમંદી નથી, અસલ દોલતમંદી તો દિલની નિરપેક્ષતા અને સંતોષ છે.''
(બુખારી, મુસ્લિમ; તર્જુમાનુલ હદીસ, ભા-૧, પૃ. ૫૨)

● રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''બંદો પોતાના ઈમાન અને નેક કાર્યોના સંબંધે જે જીવન-વ્યવહાર અપનાવશે, તેને એ જ સ્થિતિ અને હેસિયતમાં દુનિયાથી ઉઠાવવામાં આવશે.'' (મુસ્લિમ)

આનો અર્થ એ છે કે જો કોઈ બંદો એક બિનઇસ્લામી જીવન વિતાવતાં એવું વિચારે છે કે ઘડપણમાં માત્ર ધાર્મિક જીવન અપનાવશે, તો તેનો આ વિચાર ખોટો છે; કેમ કે ઘડપણમાં પોતાની નિર્ધાર-શક્તિ અને ઇરાદાથી, પોતાના મૃત્યુથી પહેલાં કોઈ સાચો મુસ્લિમ નથી બની શકતો. તે બંદો એ જ હાલતમાં મૃત્યુ પામશે, જેના પર તેણે જાણીજોઈને જીવન વિતાવ્યું છે.

● હઝરત અનસ રદિ.નું કથન છે કે રસૂલ અકરમ ﷺ એ તેમને કહ્યું — ''હે મારા વ્હાલા પુત્ર ! તમે સંભવ હોય તો એવું જીવન વિતાવો, જેમાં કોઈના માટે તમારા હૃદયમાં કોઈ ખોટી ભાવના ન હોય, તો અવશ્ય આવું જીવન વિતાવો, અને આ મારી રીત (સુન્નત) છે. જે મારી સુન્નતનું અનુસરણ કરે છે, નિઃસંદેહ તે મારાથી પ્રેમ કરે છે, અને જે મારાથી પ્રેમ કરે છે, તે મારા સાથે જન્નતુલ-ફિરદૌસમાં રહેશે.''
(મુસ્લિમ)

● હઝરત શદ્દાદ બિન ઔસ રદિ.ની રિવાયત છે કે રસૂલ અકરમ ﷺ એ ફરમાવ્યું : ''બુદ્ધિશાળી વ્યક્તિ એ છે, જેણે પોતાની જાતનો હિસાબ લીધો અને મૃત્યુ પછીના જીવન માટે કર્મો કર્યા અને આજિઝ (નિરાશ અને નાઉમેદ) એ છે, જેણે પોતાની જાતને પોતાની ઇચ્છાઓને તાબે કરી દીધી અને અલ્લાહ પાસે (કૃપાઓ અને મહેરબાનીઓની) આશાઓ બાંધી લીધી.''
(તિરમિઝી, મિશ્કાત; બાબ : ઇસ્તિહબાબુલમાલ)

—●—

# હજ્જે-બદલના મસાઈલ

૧) ફુક્હા (ઇસ્લામી ધર્મશાસ્ત્રીઓ)એ કહ્યું છે કે હજ્જે-બદલમાં 'હજ્જે-ઇફરાદ' અથવા 'હજ્જે-કિરાન' કરી શકાય છે. 'હજ્જે-તમત્તો' નથી કરી શકાતી. પરંતુ ફુકહાની અમુક નોંધોથી 'હજ્જે-તમત્તો'નું પણ જાયઝ હોવું જાણવા મળે છે. જેમ કે 'દુર્રે-મુખ્તાર'માં હજ્જે-બદલની સ્થિતિમાં તમત્તોની કુરબાનીનો ખર્ચ એ વ્યક્તિના શિરે મૂકવામાં આવ્યો છે, જેના તરફથી હજ્જ કરવામાં આવી રહી છે.

دم القران والتمتع والجناية على الحاج ان اذن له الأمر بالقران والتمتع.

કિરાન અને તમત્તો તેમજ ગુનાની કુરબાની હજ્જ કરવાવાળાના શિરે જ હશે. જો કે હજ્જનો હુકમ આપનાર વ્યક્તિએ (જેના તરફથી હજ્જે-બદલ અદા કરવામાં આવી રહી છે) તેની પરવાનગી આપી હોય અને નજીકના ભૂતકાળના આલિમોમાં મુફ્તી મુહમ્મદ શફી સાહેબ રહ.એ પણ કેટલીક શરતોને આધીન પરવાનગી આપી છે.

૨) આ જમાનામાં હજ્જ અને ઉમરા કરવામાં સામાન્ય માણસ સ્વતંત્ર નથી કે જ્યારે અને જે સમયે ઇચ્છે ત્યારે જઈ શકે અને એહ્‌રામના વિલંબથી બચવા માટે હજ્જના દિવસોથી તદ્દન નજીકના સમયે સફર કરે. દરેક ઠેકાણે સરકારોની પાબંદીઓ કડક થઈ ગઈ છે. તેથી જો કોઈ હજ્જે-બદલ કરનાર વ્યક્તિને સમયથી વધારે અગાઉ જવાની મજબૂરી હોય અને એહ્‌રામના વિલંબમાં એહ્‌રામના વાજિબ કાર્યોની પાબંદી મુશ્કેલ લાગે તો તેના માટે 'હજ્જે-તમત્તો' કરવાની છૂટ છે.

(જવાહિરુલ-ફિક્હા, ભા-૧, પૃ. ૫૧૬)

તેથી વર્તમાન સંજોગોમાં જો 'ઇફરાદ' અને 'કિરાન'ના કારણે આટલા બધા દિવસો એહ્‌રામની હાલતમાં રહેવું પડે કે હાજી માટે તેને સહન કરવું મુશ્કેલ થઈ જાય, તો હજ્જે-બદલમાં પણ 'હજ્જે-તમત્તો'ની છૂટ છે.

(જદીદ ફિક્હી મસાઈલ, ભા-૧, પૃ. ૨૬૭, ૨૬૮)

૩) હજ્જે-બદલમાં મામૂરે 'હજ્જે-ઇફરાદ' કરવી જોઈએ, જેથી 'હજ્જે-આફાકી' અને 'હજ્જે-મીકાતી' થઈ જાય, કેમ કે 'તમત્તો' કરવામાં ઉમરા તો 'આફાકી' થઈ જાય છે, પણ હજ્જ 'હજ્જે-આફાકી' નથી થતી, બલ્કે 'હજ્જે-મક્કી' થઈ જાય છે. તેમ છતાં વિચારણીય વાત એ છે કે હજ્જે-બદલમાં મામૂર સંપૂર્ણપણે આમિરનું પ્રતિનિધિત્વ કરે છે અને આમિરને હજ્જના ત્રણેય પ્રકારોમાંથી કોઈ એકને અપનાવવાનો હક્ક પ્રાપ્ત હતો, તો આમિર જે સંપૂર્ણ અધિકાર ધરાવે છે, જો તે મામૂરને ત્રણેય પ્રકારોમાંથી કોઈ એકને અપનાવવાની સત્તા આપી દે, તો શું સંદેહ છે?

જવાબ : તેથી જ આમિરની પરવાનગીથી હજ્જે-બદલમાં 'તમત્તો' કોઈપણ સંકોચ વગર જાયઝ હોવી જોઈએ. અલબત્ત, 'દમે-તમત્તો' આમિરના માલમાંથી અનિવાર્ય નહીં હોય, બલ્કે મામૂર પર અનિવાર્ય હશે. પરંતુ જો આમિર પોતાની મરજીથી અદા કરે છે, તો તે પણ જાયઝ છે. અલબત્ત, હજ્જે-બદલમાં 'હજ્જે-ઇફરાદ' કરવું વધારે અફઝલ હશે. (જવાહિરુલ ફિક્હા, ભા-૧, પૃ. ૫૧૩-૫૧૪; ઈફાહુલ મનાસિક, પૃ. ૧૭૨; અહસનુલ ફતાવા, ભા-૪, પૃ. ૫૨૩; અન્વારુલ મનાસિક, પૃ.૫૫૦)

૪) આ જમાનામાં 'આફાકી'ની 'હજ્જે-તમત્તો' કરવું વધારે પ્રચલિત છે. તેથી સામાન્યતઃ આમિર તરફથી 'હજ્જે-તમત્તો'ની પરવાનગી સાબિત થાય છે. તેથી સ્પષ્ટતા સાથે પરવાનગીની જરૂરત પણ નથી. (સંદર્ભ : અહસનુલ ફતાવા, ભા-૪, પૃ.૫૨૩; અન્વારુલ મનાસિક, પૃ. ૫૫૦; ઈફાહુલ મનાસિક, પૃ. ૧૭૨)

૫) હવે 'દમે-તમત્તો'નો મામલો વિચારણીય છે કે જ્યારે આમિરે 'તમત્તો'ની પરવાનગી આપી દીધી હોય તો કુરબાની પણ તેના જ માલમાંથી હશે, કેમ કે 'તમત્તો'માં કુરબાની સ્વયં જ આવી જાય છે.

ઉપરાંત, મૃતક તરફથી હજ્જે-બદલ હોય ત્યારે પણ આ જ હુકમ છે; જ્યારે કે વારસદારો બધા મળીને રાજીખુશીથી તેની પરવાનગી આપતા હોય. (અન્વારુલ-મનાસિક, પૃ. ૫૫૧)

૬) હજ્જે-બદલમાં ઘણાં ફુક્હાએ આમિરની પરવાનગી સાથે 'તમત્તો' કરવાની પણ પરવાનગી આપી છે. તેથી સખત મજબૂરી 'તમત્તો' કરવાની થઈ જાય તો 'તમત્તો' કરી લે તો અલ્લાહત્આલાથી આશા છે કે હજ્જ કરાવનારની ફર્ઝ અદા થઈ જશે. (એહકામે હજ્જ, પૃ. ૧૨૦, હઝરત મૌલાના મુહમ્મદ શફી સાહેબ રહ.)

—•—

## મુસલમાન, મોમિન, મુજાહિદ અને મુહાજિર કોણ?

હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું :

''મુસલમાન એ છે જેની જીભ અને હાથથી મુસલમાન સલામત રહે અને મોમિન એ છે જેનાથી લોકો પોતાના જાન-માલ વિશે સલામતી અનુભવે અને મુજાહિદ એ છે જે અલ્લાહના આજ્ઞા-પાલનમાં પોતાના નફ્સ સાથે જિહાદ કરે, અને મુહાજિર એ છે જે નાફરમાનીનો માર્ગ છોડી દે.'' (મિશ્કાત, કિતાબુલ ઈમાન)

# મદીના-મુનવ્વરાના ઐતિહાસિક સ્થળો

**મસ્જિદે-નબવી ﷺ** : મસ્જિદે-નબવી ﷺ ની દીની ફઝીલતો (ધાર્મિક મહિમા) તો છે જ, તેનું દુન્યવી રીતે પણ વિશેષ સ્થાન છે. તેની વિગતો જાણીને તમને પણ આશ્ચર્ય થશે. દુનિયાનો આ અત્યંત સુંદર મહેલ છે. આટલો મૂલ્યવાન અને સુંદર-મનમોહક મહેલ માનવ-ઇતિહાસમાં પહેલાં કદી નથી બન્યો. તેને બનાવવામાં આશરે ૩૬૦ અબજ રૂપિયાનો ખર્ચ થયો છે. તેને ટીવીના ડિસ્કવરી ચૅનલે દુનિયાની આઠ ભવ્ય ઈમારતોમાંથી એક કહી છે, અને ગ્રીનીચ બુક ઑફ વર્લ્ડ રેકોર્ડે તેનો દુનિયાની સૌથી વધારે સુંદર ઇમારત તરીકે સ્વીકાર કર્યો છે. તેનું સૌંદર્ય નિહાળવાની સાથે-સાથે તેનો સંબંધ સમજવાથી પણ છે. હજ્જના આ નાનકડાં પુસ્તકમાં તેનું વિસ્તૃત વર્ણન કરવું સંભવ નથી. તમે તેને 'મસ્જિદે-નબવી ﷺ નું નિર્માણ' (The construction of Masjid-e-Nabwi) CD/DVDમાં જોઈ શકો છો અને 'મદીના-મુનવ્વરાનો ઇતિહાસ' (The History of Madinah Munawwarah) પુસ્તકમાં વાંચી શકો છો. આ બંને વસ્તુઓ તમને મક્કા-મુકર્રમા અને મદીના-મુનવ્વરામાં કોઈપણ પુસ્તક-વિક્રેતાના ત્યાંથી મળી જશે.

આ મસ્જિદથી સંબંધિત માત્ર બે બાબતોનું વર્ણન હું અહીં કરી રહ્યો છુ, જેનાથી તમે આના નિર્માણ વિશે અનુમાન કરી શકો છો.

૧) જો તમે ઉપરછલ્લી નજરે મસ્જિદે-નબવીના દરવાજાઓ જોશો, તો તમને તે ખૂબ જ સુંદર લાગશે. લાકડાના આ દરવાજાઓ શુદ્ધ સોના અને ગોલ્ડ-પ્લેટેડ સ્ટીલથી બનાવવામાં આવેલ છે. આ દરવાજાઓને બનાવવા માટે આફ્રિકાના જંગલોમાંથી વિશેષ પ્રકારનું લાકડું પસંદ કરવામાં આવ્યું છે. પછી તેને સીઝનિંગ માટે જર્મની મોકલવામાં આવ્યું. પછી તેને કેનેડાના નિપુણ કારીગરોએ સર્વોત્તમ ટેક્નોલૉજીથી બનાવેલ છે. પ્રત્યેક દરવાજાનું વજન ઘણાં ટનનું છે. આટલા વજનદાર હોવા છતાં તેને એક વ્યક્તિ ખૂબ જ સરળતાથી ખોલી-બંધ કરી શકે છે.

૨) આ મસ્જિદના ટાઇલ્સ અત્યંત સુંદર છે. તમે વિચારી રહ્યા હશો કે આ સર્વોત્તમ ટાઇલ્સ દુનિયાની સૌથી સારી ટાઇલ્સ બનાવનાર કંપનીઓથી ખરીદવામાં આવી હશે. ના, બલ્કે આ મસ્જિદ માટે સૌથી પહેલા દુનિયાની સૌથી મોટી અને ઉચ્ચ ટેકનિકવાળી ટાઇલ્સ બનાવવાની ફેક્ટરી ઊભી કરવામાં આવી. પછી તેમાં ટાઇલ્સ બનાવીને તેનો ઉપયોગ કરવામાં આવ્યો. આમ, આ મસ્જિદમાં ઉપયોગ કરવામાં આવેલ દરેક ભાગ અને દરેક વસ્તુ પોતાની રીતે અનોખી છે. તેને તમે પોતાની આંખોથી જોઈને તમારા હૃદયમાં વસાવી લો એટલી મનમોહક છે. કલ્પનાઓની દુનિયામાં પોતાના મહેબૂબ ﷺ ના આ મહેલમાં જ્યારે તમે પગ મૂકશો, તો તમને જન્નતમાં હોવ તેવી અનુભૂતિ થશે.

**મસ્જિદે-કૂબા** : જ્યારે નબી કરીમ ﷺ હિજરત કરીને મદીના-મુનવ્વરા પહોંચ્યા, તો સૌપ્રથમ આપ ﷺ એ આ જ મસ્જિદનો પાયો નાખ્યો અને પોતે તેના બાંધકામમાં પણ ભાગ લીધો. વાસ્તવમાં આ જ એ પહેલી મસ્જિદ છે, જેમાં આપ ﷺ એ પોતાના સહાબા રદિ.ને જાહેરમાં જમાઅત સાથે નમાઝ પઢાવી. મસ્જિદે-કૂબામાં નમાઝ પઢવાની ફઝીલત વિશે સહલ બિન હનીફ રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''જે વ્યક્તિ ઘરથી નીકળીને આ મસ્જિદે-કૂબામાં આવે અને અહીં બે રકા'ત નમાઝ પઢે તો તેને એક ઉમરાનો સવાબ મળશે.''

**મસ્જિદે-ઇજાબા** : આ મસ્જિદમાં નબી કરીમ ﷺ એ ત્રણ દુઆઓ માગી હતી. તેમાંથી બે દુઆઓ અલ્લાહત્આલાએ કબૂલકરી અને એક દુઆ કે મારી ઉમ્મતમાં પારસ્પારિક મતભેદો ન ઊભા થાય, એ દુઆ કબૂલ ન થઈ.

**મસ્જિદે-જુમુઆ** : આને 'મસ્જિદે-જુમુઆ' એટલા માટે કહેવામાં આવે છે કે નબી કરીમ ﷺ જ્યારે કૂબાની વસ્તીમાં અમુક દિવસ સુધી રોકાઈને મદીના-મુનવ્વરા તરફ જવા નીકળ્યા ત્યારે આ જ સ્થળે આપ ﷺ એ સૌપ્રથમ જુમ્આ પઢાવી હતી. સહાબાએ કિરામ રદિ.એ આ જગ્યાએ મસ્જિદ બનાવી દીધી.

**મસ્જિદે-કિબ્લતૈન** : નબી કરીમ ﷺ બનુ સલમાના વિસ્તારમાં પોતાના સહાબા રદિ.ની સાથે ઝુહ્રની નમાઝ પઢી રહ્યા હતા. આપ ﷺ એ હજુ બે રકા'તો જ પઢી હતી કે કિબ્લાના ફેરફારનો આદેશ આવી ગયો. આપ ﷺ નમાઝમાં જ કા'બા તરફ ફરી ગયા. આ મસ્જિદમાં એક જ નમાઝ બે કિબ્લા તરફ મોઢું કરીને પઢવામાં આવી હતી, તેથી તેને 'મસ્જિદે-કિબ્લતૈન' કહેવામાં આવે છે.

**મસ્જિદ-બનૂ હારિસા (મસ્જિદે-મુસ્તરાહ)** : નબી કરીમ ﷺ ઉહદના યુદ્ધથી પાછા ફરતાં આરામ કરવા માટે આ જગ્યાએ થોડીક વાર રોકાયા હતા. તેથી તેને 'મસ્જિદે-મુસ્તરાહ' કહેવામાં આવે છે. આ મસ્જિદ નબી કરીમ ﷺ ના મુબારક કાળમાં જ બનાવી નાખવામાં આવી હતી.

**મસ્જિદે-ફત્હ** : મસ્જિદે-ફત્હ મદીના-મુનવ્વરાની ઉત્તરે એક પહાડ 'સલહ' પર આવેલી છે. આને 'મસ્જિદે-ફત્હ' એટલા માટે કહેવામાં આવે છે કે અલ્લાહત્આલાએ ખંદકના યુદ્ધ દરમ્યાન આ જગ્યાએ તેની મદદ અને વિજય અંગેની વહી (દિવ્ય-વાણી, પ્રકાશના) નબી કરીમ ﷺ પર નાઝિલ કરી હતી, અને નબી કરીમ ﷺ એ સહાબાએ કિરામ રદિ.થી ફરમાવ્યું હતું કે, ''અલ્લાહત્આલા તરફથી મદદ અને વિજયની વહી પર ખુશ થઈ જાઓ.''

**મસ્જિદે-ગમામહ** : આ મસ્જિદ મસ્જિદે નબવી ﷺ ના દક્ષિણ-પશ્ચિમે બાબે-સલામથી અડધા કિલોમીટરના અંતરે આવેલ છે. તે એ મેદાનમાં છે, જેને રસૂલુલ્લાહ ﷺ એ નમાઝે-ઈદ માટે પસંદ કર્યું હતું. એક રિવાયત અનુસાર નબી કરીમ ﷺ એ નજ્જાશી (રદિ.)ની 'ગાઈબાના' નમાઝે-જનાજા પણ આ જગ્યાએ પઢાવી હતી. તેને 'મસ્જિદે-ગમામાહ' એટલા માટે પણ કહેવામાં આવે છે કે નમાઝ દરમ્યાન એક વાદળે આપ ﷺ ની તડકાથી રક્ષા કરવા છાંયડો કરી રાખ્યો હતો.

**જબલે-ઉહદ** : ઉહદનો પહાડ એક મોટો પહાડ છે, જે મદીના-મુનવ્વરાના ઉત્તરે અને મસ્જિદે નબવી ﷺ થી સાડા પાંચ કિલોમીટરના અંતરે આવેલ છે. તે હરમની હદમાં છે. તેની લંબાઈ છ કિલોમીટર અને રંગ રાતો છે.

નબી ﷺ એ તેની ફઝીલત વિશે ફરમાવ્યું : ''આ એક એવો પહાડ છે, જે આપણાથી પ્રેમ કરે છે અને આપણે તેનાથી પ્રેમ કરીએ છીએ.''

આ પહાડની પાસે ઉદહનું યુદ્ધ થયું હતું, જેમાં નબી કરીમ ﷺ ના કાકા સૈયદના હમઝહ રદિ. અને બીજા સહાબાએ કિરામ રદિ.શહીદ થયા હતા. આપનો આગળનો દાંત તૂટી ગયો હતો. આપનો નૂરાની ચહેરો જખ્મી થયો હતો અને આપના હોઠ-મુબારક પણ ઈજાગ્રસ્ત થયા હતા. આ પહાડની તળેટીમાં ઉહદના શહીદોની કબરો છે.

**જન્નતુલ બકીઅ** : આ મસ્જિદે-નબવી ﷺ થી તદ્દન નજીક એક કબ્રસ્તાન છે, જેમાં આશરે દસ હજાર સહાબા રદિ. દફન થયેલા છે. નબી કરીમ ﷺ ના પવિત્ર સંતાનો અને અઝવાજે-મુત્તહરાત રદિ. પણ અહીં જ દફન છે.

મદીના-મુનવ્વરાના ઘણાં બજારો, મહોલ્લાઓ અને બગીચાઓનો ઉલ્લેખ હદીસ-શરીફમાં કરવામાં આવ્યો છે. આ જગ્યાઓના અમુક અવશેષો પણ હજુ સુધી બાકી છે, જેની યાદી નીચે મુજબ છે : મદીના-મુનવ્વરામાં જ્યારે તમે ઝ્યારત (દર્શન) માટે જાઓ તો પોતાના ગાઇડને આ જગ્યાઓ બતાવવા માટે અવશ્ય કહો.

**૧. ખાકે-શિફા** : આ માટીથી હુઝૂર ﷺ એ ઇલાજની રીત બતાવી હતી.

**૨. કબીલા બનૂ નજ્જરના સ્થળો** : આ હુઝૂર ﷺ ના માતાનો કબીલો હતો.

**૩. બાગે-સમૂન** : આ યહૂદીનો બગીચો હતો, જેમાં હઝરત અલી રદિ. કામ કરતા હતા.

**૪. બાગે-સલમાન ફારસી** : આ બગીચાને હુઝૂર ﷺ એ હઝરત સલમાન ફારસી રદિ.ને ગુલામીથી આઝાદ કરાવવા માટે પોતાના હાથથી તૈયાર કર્યો હતો.

**૫. બીરે-ખાતમ** : આ કૂવામાં હુઝૂર ﷺ ની વિંટી હઝરત ઉસ્માન રદિ.ની આંગળીમાંથી નીકળીને પડી ગઈ હતી, અને ખૂબ શોધ્યા પછી પણ નહોતી મળી.

**૬. બીરે-ઉસ્માન** : આ કૂવાને હઝરત ઉસ્માન રદિ.એ ખરીદીને મુસલમાનો માટે વક્ફ કરી દીધો હતો.

**૭. કબીલા બનૂ સલમા કબ્રસ્તાન** : આ કબ્રસ્તાનમાં હઝરત જિબ્રઈલ અલૈ.એ અલ્લાહની આજ્ઞાથી મડદાઓને જીવતા કરીને હુઝૂર ﷺ ની સામે ચર્ચા કરી હતી.

મસ્જિદે-સબક, કબીલા-સલમા, મસ્જિદે-બુખારી, કબીલા બનૂ જા'ફર, કબીલા આઇર, જબલ-રાયા, આ ઐતિહાસિક સ્થળો વિશે ગાઇડને પૂછી લો.

# રોઝએ-મુબારકનું વર્ણન

૧) હિ. ૮૭ સુધી મસ્જિદે-નબવી ﷺ ના પૂર્વ તરફ અઝવાજે-મુત્તહરાત રદિ.ના હુજરાઓ (ઓરડાઓ) હતા, અને હુઝૂર ﷺ ની કબ્ર-મુબારક મસ્જિદના બહાર હઝરત આઇશા સિદ્દીકા રદિ.ના હુજરામાં હતી.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ રહ.એ હિ. ૮૭માં તમામ હુજરાઓ ખરીદીને મસ્જિદમાં સામેલ કરી લેવાનો નિર્ણય કર્યો, કેમ કે ત્યાં સુધી તમામ અઝવાજે-મુત્તહરાત રદિ.નું અવસાન થઈ ચૂક્યું હતું અને મસ્જિદમાં જગ્યાની ખૂબ જ તંગી હતી.

મસ્જિદનું વિસ્તરણ કરતી વખતે હઝરત આઇશા સિદ્દીકા રદિ.ના હુજરાને છોડીને તમામ હુજરાઓ મસ્જિદમાં સામેલ કરી લેવામાં આવ્યા. તે વખતે હઝરત આઇશા સિદ્દીકા રદિ.ના હુજરાની દીવાલો કાચી અને છત લાકડીઓની હતી.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ રહ.એ હુજરાની આસપાસ બારી-બારણા વગર મજબૂત ઊંચી દીવાલ બનાવી દીધી. હુજરો ચોરસ હતો, પણ બહારની દીવાલો પંચકોણ બનાવવામાં આવી, જેથી તે કા'બાશરીફ જેવો ન લાગે. તે પછીના છસો વર્ષ સુધી મસ્જિદની છત અને હુજરાની ઉપરની છત એક જ હતી, કોઈ ગુંબદ નહોતો, ફક્ત નિશાની રૂપે રોઝએ-મુબારકના ઉપર મસ્જિદના ઉપર છતને થોડી ઊંચી કરી લેવામાં આવી હતી, જેથી કોઈ ભૂલથી રોઝએ-મુબારકના ઉપરવાળી છત પર ન ચાલ્યો જાય.

૨) હિ. ૮૭૮માં સુલતાન કાઈતબેઈ (Qaytbay કે Kait Bey)ના શાસન-કાળમાં દીવાલો કમજોર થઈ જવાને કારણે તેનું નિર્માણ

ફરીથી કરવામાં આવ્યું. ખ્રિસ્તીઓ અને યહૂદીઓ અનેક પ્રકારના ષડયંત્રો કર્યા કરતા હતા, તેથી સુલતાને હુજરાની દીવાલોને પણ મજબૂત પથ્થરોની બનાવી નાખી. સીધી (Flat) છત કમજોર હોય છે અને વારંવાર તેની મરામત કરવી પડતી હોય છે, અને મરામત વખતે મજૂરોને રોઝએ-મુબારકની છત પર પણ કામ કરવું પડતું હોય છે, જે માન-મર્યાદાના વિરુદ્ધ છે, તેથી સુલતાને છતને પણ મજબૂત ગુંબદની જેમ બનાવવાનો આદેશ કર્યો. આ દીવાલો અને ગુંબદમાં કોઈ બારી કે દરવાજો નથી, માત્ર ઉપરના ભાગમાં એક નાનું કાણું છે, જેનાથી રોઝએ-મુબારક આસાનીથી જોઈ શકાય છે.

હિ. ૮૭૮માં દીવાલોના નવીનીકરણ વખતે અલ્લામા સમ્હૂદીને હુઝૂર ﷺ ની કબ્ર-મુબારકની ઝ્યારતનું સૌભાગ્ય મળ્યું. તેઓ લખે છે કે ત્રણેય કબરો કાચી હતી. જમીનથી સમતળ હતી અથવા થોડીક ઉપર હતી. કબરોની આસપાસ કોઈ પથ્થર કે ઈંટ વગેરે લાગેલ નહોતા. દીવાલો અને ગુંબદ બનાવ્યા પછી આજ સુધી કોઈને આ સૌભાગ્ય પ્રાપ્ત થયું નથી, કેમ કે આ ઇમારત આજે પણ એવી જ છે.

૩) રોઝા-શરીફના ઉપર મસ્જિદની છત પર સૌપ્રથમ ગુંબદ શાહ મન્સૂર કલાવૂન સાલેહે સાતમી સદીના અંતે બનાવ્યો હતો. તે લાકડાનો હતો અને ઉપરથી સીસાના પતરાં ચઢાવેલાં હતા. સીસું ભૂખરા રંગનું હોય છે, તેથી ગુંબદનો રંગ પણ ભૂખરો હતો. હિ. ૮૮૭ માં મસ્જિદમાં આગ લાગી ગઈ, જેનાથી આ ગુંબદને નુકસાન પહોંચ્યું. તેથી સુલતાન કાઈતબાઈએ તેને ફરીથી મજબૂત ઈંટો અને પથ્થરનો બનાવ્યો. તે પછીના સાડા ત્રણસો વર્ષ સુધી આ ગુંબદ એવો જ રહ્યો. તે વખતે ગુંબદ સફેદ કે ભૂખરા રંગથી રંગવામાં આવ્યો હતો.

હિ. ૧૨૩૪ માં સુલતાન મહમૂદ ઉસ્માનીએ તેને ફરીથી બનાવ્યો અને લીલા રંગથી રંગ્યો, એટલે કે ગુંબદે-ખિજરાનું નિર્માણ થયે આશરે બસો વર્ષ થઈ ગયા છે. આ ગુંબદમાં એક નાનું કાણું છે, જે નીચે બનેલ હુજરાના ગુંબદના બરાબર ઉપર છે. આ કાણું કિબ્લાની તરફ છે. જ્યારે સૂર્ય બરાબર માથા ઉપર હોય છે, ત્યારે સૂર્યનો પ્રકાશ પણ રોઝએ-મુબારક પર પડે છે. વરસાદના દિવસોમાં વરસાદનું પાણી પણ રોઝએ-મુબારક પર પડે છે.

૪) હિ. ૬૬૮ માં પહેલી વાર સુલતાન રુક્નુદ્દીન બઈબાસે હુજરાની આસપાસ પંચકોણ રૂમના આજુબાજુ લાકડાની જાળી લગાવડાવી હતી, જે દસથી બાર ફૂટ ઊંચી હતી. હિ. ૬૯૪ માં શાહ ઝૈનુદ્દીન કતબગાએ આ જાળીને ઊંચી કરીને મસ્જિદની છત સુધી કરી નાખી. તે પછી હિ. ૮૮૬ માં સુલતાન કાઈતબાઈએ આ જાળીઓને લોખંડ અને પીત્તળની બનાવી દીધી. હવે કિબ્લાની તરફની જાળી પીત્તળની છે અને અન્ય ત્રણ બાજુની જાળીઓ લોખંડની છે, જેના પર લીલો રંગ ચઢાવી દેવામાં આવ્યો છે.

આ જાળીઓમાં ચાર દરવાજા છે - એક કિબ્લાની તરફ બાબુત્-તૌબા, બીજો પશ્ચિમે બાબુલ-વુફૂદ, ત્રીજો પૂર્વમાં બાબુલ-ફાતિમા અને ચોથો ઉત્તરે બાબુલ-તહજ્જુદ. આ દરવાજાઓમાંથી દાખલ થઈને પણ પંચકોણ વર્તુળના બહાર સુધી જઈ શકાય છે. રોઝએ-મુબારકને જોવું કે તેના સુધી પહોંચવું કોઈના માટે સંભવ નથી.

૫) ઈ. ૧૧૬૨ માં બે ખ્રિસ્તીઓએ સુરંગ ખોદીને હુઝૂર ﷺ ના રોઝએ-મુબારક સુધી પહોંચવાનો પ્રયાસ કર્યો હતો. નૂરુદ્દીન ઝંગીએ તેમને પકડીને કતલ કરી નાખ્યા અને રોઝએ-મુબારકની ચારે તરફ પાણીના સ્તર સુધી સીસા અને પથ્થરની મજબૂત દીવાલ બનાવી દીધી, જે આજ પર્યંત મોજૂદ છે.

૬) હુઝૂર ﷺ ના રોઝએ-મુબારક અને મસ્જિદનો નક્શો મૌખિક યાદ કરવામાં આવે તો તે આ પ્રમાણે છે : કબર જમીનના ઉપર થોડીક જ છે. તેના બહાર પથ્થરનો બનેલ ચોરસ રૂમ છે, જેના પર એક નાનો ગુંબદ છે. તેના બહાર પંચકોણ દીવાલનો એક ઘેરાવ છે, જે મજબૂત છે અને પથ્થરોથી બનેલો છે. પહેલા તેના પર ગિલાફ (પાથરણું કે ચાદર) ચઢાવવામાં આવતો હતો, જે આજે પણ તેના પર પડેલ છે. આ ઘેરાવની બહાર લોખંડ અને પીત્તળની જાળીનો ઘેરો છે. આપણે-સૌ આ જ જાળીની સામે જઈને પોતાના દરૂદો-સલામ પ્રસ્તુત કરીએ છીએ. આ તમામ બાંધકામને ઘેરીને મસ્જિદની ઇમારત છે અને મસ્જિદની છત પર બરાબર રોઝએ-મુબારકના ઉપર લીલો ગુંબદ છે. રોઝએ-મુબારકની આસપાસના ઓરડાઓ અને દીવાલોમાં કોઈ બારી કે દરવાજો નથી. ઉપરના બંને ગુંબદોમાં ફક્ત એક નાનુંસરખુ કાણું છે, જે એક સીધમાં છે. રોઝએ-મુબારકથી તેના અંદર થઈને આકાશ જોઈ શકાય છે. આ કાણામાં થઈને સૂર્યનો પ્રકાશ કબર-મુબારક પર પડે છે.



# રિયાઝુજ્-જન્નાહ, મિમ્બર અને સુતૂન (સ્તંભ)નું વર્ણન

## ૧. રિયાઝુજ્-જન્નાહ :

હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત છે કે નબી અકરમ ﷺ એ ફરમાવ્યું : મારા ઘર અને મિમ્બરની વચ્ચે જે જગ્યા છે, તે જન્નતના બાગોમાંથી એક બાગ છે, અને મારું મિમ્બર કયામતના દિવસે હૌઝ (કૌસર) પર હશે.'' (બુખારી શરીફ)

પહેલા રિયાઝુજ્-જન્નાહની લંબાઈ અને પહોળાઈ ૧૫x૨૬½ મીટર હતી. પરંતુ અત્યારે અમુક ભાગ જાળીઓની અંદર જતો રહ્યો છે, તેથી તે હવે ૧૫x૨૦ મીટર બચી ગયેલ છે.

## ૨. મિમ્બર-શરીફ :

શરૂઆતમાં હુઝૂર ﷺ જમીન પર ઊભા રહીને એક ખજૂરના

વૃક્ષના થડનો સહારો લઈને ખુત્બો (પ્રવચન કે વ્યાખ્યાન) આપતા હતા. પરંતુ લાંબા સમય સુધી ઊભા રહેવું તકલીફદાયક હતું, તેથી સહાબાએ કિરામ રદિ.એ ત્રણ પગથિયાવાળું એક મિમ્બર બનાવી દીધું. આપ ﷺ ત્રીજા પગથિયા પર બેસતા અને બીજા પગથિયા પર પગ મૂકીને ખુત્બો આપતા હતા.

આ મિમ્બર લાકડાનું હતું. જ્યારે તે ખરાબ અને જર્જરીત થઈ ગયું તો હઝરત અમીર મુઆવિયા રદિ.એ તેને નવ પગથિયાવાળું બનાવી નાખ્યું. તે પછી તેમાં ઘણી વખત ફેરફાર કરવામાં આવ્યો છે. અત્યારે જે મિમ્બર મસ્જિદે-નબવીમાં છે, તે હિ. ૯૯૮માં સુલતાન મુરાદ (ત્રીજો) ઉસ્માનીએ મોકલેલ છે, અને બાર પગથિયાવાળું છે. સાઉદી સરકારે આના પર સોનાની પૉલિશ વગેરે કરાવીને વધારે સુંદર બનાવી દીધું છે.

મિમ્બરો ઘણી વખત બદલવામાં આવ્યા, પરંતુ જગ્યા આજ સુધી એ જ રહી, જે હુઝૂર ﷺ ના સમયમાં હતી.

નિસાઈમાં હઝરત ઉમ્મે સલમા રદિ.થી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺ એ ફરમાવ્યું : ''મારા મિમ્બરના પાયા જન્નતના પગથિયા હશે.''

## ૩. મેહરાબ નબવી :

જે જગ્યાએ આપ ﷺ નમાઝ પઢતા હતા, આપ ﷺ ના અવસાન પછી હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.એ આપ ﷺ ના સિજદાની જગ્યાએ દીવાલ બનાવી દીધી, જેથી આપ ﷺ ના સિજદાની જગ્યાએ કોઈના પગ ન પડે. ચારેય ખુલફાએ-રાશેદીન રદિ.ના જમાનામાં કોઈ મેહરાબ વગેરે નહોતું. હિ. ૯૧ માં હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ રહ.એ પોતાના કાળમાં આ દીવાલને એક મેહરાબનું રૂપ આપી દીધું, જે આજ સુધી યથાવત છે. હવે જે કોઈ આ મેહરાબની સામે નમાઝ પઢશે, તો આપ ﷺ ના કદમ-મુબારકની જગ્યા પર સિજદો કરશે.

આ મેહરાબના પાછળ મેહરાબની દીવાલમાં જ એક સ્તંભ છે, જેને 'સુતૂને-જન્નાહ' કહેવામાં આવે છે. આ જગ્યાએ પહેલાં એક ખજૂરનું થડ હતું. હુઝૂર ﷺ આ જ જગ્યાએ ઊભા રહીને ખુત્બો આપતા હતા અને નફ્લ નમાઝ પઢતા હતા.

આજે જે મેહરાબ કે મુસલ્લા પર ઇમામ ઊભા રહીને નમાઝ પઢાવે છે, તે મેહરાબે-ઉસ્માની છે; કેમ કે તે હઝરત ઉસ્માન ઝૂન્નુરૈન રદિ.એ બનાવ્યો હતો. હઝરત ઉમર ફારૂક રદિ.ને મેહરાબે-નબવી પર ખંજરથી હુમલો કરીને શહીદ કરી દેવામાં આવ્યા હતા. જ્યારે મસ્જિદનું વિસ્તરણ કરવામાં આવ્યું, ત્યારે હઝરત ઉસ્માન રદિ.એ કિબ્લા તરફ મસ્જિદનું વિસ્તરણ કરીને નવો મુસલ્લો અથવા મેહરાબ બનાવ્યો અને આગળની સફોને જાળીથી ઘેરી લીધી, જેથી એ જ રીતે નમાઝ દરમ્યાન તેમના પર પણ હુમલો ન થાય. હવે તે જાળીઓ તો નથી, પણ મેહરાબ ત્યાં જ છે.

## ૪. સુતૂને આઇશા :

હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે મારી મસ્જિદમાં એક જગ્યા એવી છે કે લોકોને તેની ફઝીલતની જાણ થઈ જાય તો ત્યાં નમાઝ પઢવા માટે પરસ્પર ચિઠ્ઠીઓ પાડે. હઝરત આઇશા રદિ.એ આ જગ્યાએ નિશાની કરી હતી, તેથી તેને સુતૂને-આઇશા રદિ. કહે છે.

## ૫. સુતૂને અબૂ લુબાબા :

ગઝવએ ખન્દક પછી હઝરત અબૂ લુબાબાથી અજાણતામાં એક ભૂલ થઈ ગઈ હતી, જેના માટે તેમને ખૂબ પસ્તાવો થયો અને તૌબા (પશ્ચાતાપ) અને મગફિરત (ક્ષમાયાચના) કરી તથા પોતાને આ થાંભલાથી બાંધી દીધા અને એ પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી અલ્લાહત્આલા મારી તૌબા કબૂલ નહીં કરે, હું આ થાંભલાથી બાંધેલી જ રહીશ.

અલ્લાહત્આલાએ તેમની તૌબા કબૂલ કરી ત્યારે તેમણે પોતાને ત્યાંથી છોડાવ્યા. તેથી જ આ સુતૂન (થાંભલા)ને તેમના નામ સાથે જોડવામાં આવ્યો છે. અહીં આપ ﷺ નમાઝ પઢતા હતા.

## ૬. સુતૂને સરીર :

આ જગ્યાએ રમઝાનના છેલ્લા અશ્રૂરા (દસ દિવસ)માં એ'તિકાફ માટે હુઝૂર ﷺ નો બિસ્તર બિછાવવામાં આવતો હતો. આપ ﷺ પછી હઝરત ઉમર ફારૂક રદિ.એ પણ અહીં જ એ'તિકાફ કર્યો અને ઇમામ માલિક રહ. મસ્જિદમાં આ જ જગ્યાએ બેસતા હતા.

## ૭. સુતૂને હર્સ :

આ થાંભલાની પાસે એ સહાબાઓ બેસતા હતા, જે આપ ﷺ ની સુરક્ષા માટે નિયુક્ત હતા.

## ૮. સુતૂને વફૂદ :

જ્યારે અરબસ્તાનના પ્રતિનિધિ-મંડળો હુઝૂર ﷺ ની સેવામાં ઉપસ્થિત થતાં તો આપ ﷺ તેમની સાથે આ જગ્યાએ મુલાકાત કરતા હતા.

સુતૂને-સરીર, સુતૂને-હર્સ અને સુતૂને-વફૂદ હાલ અડધા જાળીના અંદર છે.

સહાબાએ કિરામ રદિ. નમાઝો માટે થાંભલાઓની તરફ ઝડપથી પહોંચતા, કેમ કે થાંભલાઓ નમાઝીઓ માટે આડનું કામ પણ

આપે છે. હઝરત બુખારી રહ.એ હઝરત અનસ રદિ.થી રિવાયત કરી છે કે મેં જોયું કે મોટા-મોટા સહાબા રદિ. મગરિબ વખતે મસ્જિદના થાંભલાઓ તરફ ખૂબ ઝડપથી જતા હતા. સહાબાએ-કિરામ રદિ.એ સુતૂનો (થાંભલાઓ)ની પાસે નમાઝ પઢી છે, તેથી આ થાંભલાઓની પાસે નમાઝ પઢવી મુસ્તહબ છે.

## ૯. સુતૂને તહજ્જુદ :

આ એ થાંભલો છે, જ્યાં નબી કરીમ ﷺ તહજ્જુદની નમાઝ પઢતા હતા.

## ૧૦. સુતૂને જિબ્રઈલ અલૈ. :

આ એ જગ્યા છે, જ્યાં નબી કરીમ ﷺ ની હઝરત જિબ્રઈલ અલૈ. સાથે મુલાકાત થતી હતી. અવસાનથી પહેલાંના રમઝાનમાં નબી કરીમ ﷺ એ હઝરત જિબ્રઈલ અલૈ.ની સાથે આખા કુર્આન-શરીફનું પઠન આ જ જગ્યાએ કર્યું હતું. આ બંને સુતૂનો બરાબર રોઝએ-મુબારકના અંદર જતા રહ્યા છે. તેથી બહારથી જોવાતા નથી. ગુંબદે-ખિઝરા તેના પર જ ઊભો કરવામાં આવેલ છે.

## ૧૧. અસ્હાબે સુફ્ફા રદિ. :

'સુફ્ફા' છાંયડાવાળી જગ્યાને કે ચબૂતરાને કહે છે. પ્રાચીન મસ્જિદે-નબવી ﷺ ની ઉત્તરે પશ્ચિમી કિનારા પર મસ્જિદથી અડીને એક ચબૂતરો હતો. આ જગ્યા હાલ બાબે-જિબ્રઈલથી અંદર દાખલ થતાં મક્સૂરા-શરીફની ઉત્તરે મેહરાબે-તહજ્જુદના બરાબર સામે ૨ ફૂટ ઊંચા કઠેરામાં ઘેરાયેલી છે. તેની લંબાઈ-પહોળાઈ ૪૦x૪૦ ફૂટ છે. તેના સામે ખાદિમો હંમેશા બેસેલા હોય છે અને અહીં લોકો કુર્આન-શરીફની તિલાવતમાં વ્યસ્ત રહેતા હોય છે.

—•—

## મસ્જિદે-નબવીમાં શિષ્ટાચાર

''હે ઈમાનવાળાઓ ! પોતાનો અવાજ નબીના અવાજથી ઊંચો ન કરો અને જે રીતે પરસ્પર એક-બીજાથી ઊંચા અવાજથી બોલો છો, એ રીતે તેમના રૂબરૂ ઊંચા અવાજથી ન બોલો. એવું ન થાય કે તમારું કર્યું-કરાવ્યું બધું વ્યર્થ થઈ જાય અને તમને ખબર પણ ન પડે.'' (કુર્આન-કરીમ, સૂરઃ હુજરાત, આ. ૨)

અલ્લાહતઆલાનો આ હુકમ મસ્જિદે-નબવીનો નિયમ (Code of Conduct) છે. આ હેતુસર પવિત્ર મસ્જિદમાં આ નિયમને ન ભૂલો, અને પોતાનો અવાજ હંમેશા નીચો રાખો.

## જીવનના રૂહાની પાસાને મજબૂત કરવાની કળા

રસૂલુલ્લાહ ﷺ સહાબાએ કિરામ રદિ.ને અલ્લાહ પર ઈમાનને મજબૂતીની સાથે પકડી રાખવા, અલ્લાહના સામીપ્ય (કુર્બત)ને મેળવવા, અલ્લાહની મરજી પર ચાલવા, અલ્લાહ પર ભરોસો કરવા અને તેનાથી જ મદદ માગવાનું વારંવાર કહેતા રહેતા હતા. એ જ પ્રમાણે આપ ﷺ સહાબાએ કિરામ રદિ.ને એ તાકીદ પણ કરતા રહેતા કે અલ્લાહ સિવાય કોઈનાથી ન ડરો, અલ્લાહથી જ માગો. હઝરત ઇબ્ને અબ્બાસ રદિ. જ્યારે રસૂલુલ્લાહ ﷺ ના પાછળ સવારી પર બેસેલા હતા, તે વખતે આપ ﷺ એ તેમને જે શિખામણો આપી, તેમાંથી કેટલીક નીચે મુજબ છે :

''....જ્યારે તમારે કંઈ માગવું હોય તો અલ્લાહથી માગો, અને જો મદદની જરૂર હોય તો અલ્લાહથી મદદ માગો, અને યાદ રાખો - જો તમામ લોકો મળીને તમને કોઈ ફાયદો પહોંચાડવા માગે તો તેઓ તેના સિવાય કોઈ ફાયદો તમને પહોંચાડી નહીં શકે, જે અગાઉથી તમારા માટે અલ્લાહતઆલાએ લખી દીધું છે અને જો તમામ લોકો મળીને તમને કોઈ નુકસાન પહોંચાડવા માગે તો તેઓ તેના સિવાય કોઈ નુકસાન તમને નહીં પહોંચાડી શકે, જે અગાઉથી તમારા માટે અલ્લાહતઆલાએ લખી લીધું છે.'' (તિરમિઝી, રાવી : હઝરત ઇબ્ને અબ્બાસ રદિ., ભા-૯, પૃ. ૩૧૯; મુસ્નદે-હમદ, ભા-૧, પૃ.૨૯૩, ૩૦૩, ૩૦૭)

— — — — — — — — —

## ઈબાદત વડે અલ્લાહતઆલાનું સુરક્ષા-કવચ

ઈબાદત દ્વારા અલ્લાહતઆલાનું સામીપ્ય પ્રાપ્ત કરવું મનુષ્યના હૃદયનું સૌભાગ્ય અને માનસિક શાંતિ અને સંતોષની અનુભૂતિ પેદા કરે છે, અને તેનાથી દૃઢ રૂહાની બળ મળે છે; કેમ કે બંદો એ વિશ્વાસ રાખે છે કે તે અલ્લાહતઆલાની નિગરાની અને સુરક્ષામાં છે અને અલ્લાહતઆલાની મદદ અને સહાયતા તેને પ્રાપ્ત છે.

હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''નિઃશંક, અલ્લાહતઆલા ફરમાવે છે કે જેણે મારા કોઈ વલી (મિત્ર)થી દુશ્મની રાખી, તેના સાથે હું એલાને-જંગ કરું છું; મારો બંદો ફરાઇઝ જેવી સૌથી પ્રિય વસ્તુથી મારી જેટલી નજદીકી પ્રાપ્ત કરી શકે છે તેટલી કોઈ અન્ય પ્રિય વસ્તુથી નથી કરી શકતો; મારો બંદો નવાફિલ વડે મારું સામીપ્ય પ્રાપ્ત કરતો રહે છે, ત્યાં સુધી કે હું તેનાથી પ્રેમ કરવા લાગું છું, જ્યારે હું તેને પ્રેમ કરવા લાગું છું તો હું તેનો કાન બની જાઉં છું જેનાથી તે સાંભળે છે, હું તેની આંખો બની જાઉં છું જેનાથી તે જૂએ છે, હું તેનો હાથ બની જાઉં છું જેનાથી તે પકડે છે, હું તેના પગ બની જાઉં છું જેનાથી તે ચાલે છે; જો તે મારાથી કંઈ માગે છે તો હું તેને આપું છું, જો તે મારું શરણ માગે છે તો હું તેને શરણ આપું છું, મને કોઈ વાતનો એટલો ખચકાટ નથી થતો જેટલો મારા મોમિન બંદાની રૂહ કબ્ઝ કરવામાં થાય છે, તે મોતને નાપસંદ કરે છે અને હું તેને તકલીફમાં જોવાનું પસંદ કરતો નથી.'' (બુખારી)

# મદીના-મુનવ્વરાનો સફર

● નબી કરીમ ﷺ નો ઇરશાદ છે કે જેણે પણ મારી મસ્જિદ (મસ્જિજદે-નબવી ﷺ)માં ચાળીસ વખતની નમાઝો જમાઅત સાથે પઢી અને કોઈ નમાઝ કઝા ન કરી, તો તે નિફાક અને જહન્નમના અઝાબ (યાતના)થી મુક્ત થઈ જશે.

● મસ્જિદે-નબવી ﷺ માં ચાળીસ વખતની નમાઝ જમાઅત સાથે પઢવાની આટલી બધી ફઝીલત છે, તેથી તમારું રોકાણ મદીના-મુનવ્વરામાં ઓછામાં ઓછું ૯ દિવસ હશે, જેથી ૮ દિવસ તમે પાંચેય વખતની નમાઝો જમાઅત સાથે અદા કરી શકો.

● જો તમારી ફ્લાઇટ હજ્જના ખૂબ પહેલા છે, તો પહેલા તમે મદીના-મુનવ્વરા જશો, ત્યાંથી ચાળીસ વખતની નમાઝો પઢીને મક્કા મુકર્રમા માટે સફર કરશો, તે વખતે તમારે એહ્‌રામ પહેરવાનો છે.

● મદીના-મુનવ્વરામાં રહેઠાણ માટે બધાના વર્ગ સરખા છે. મક્કા-મુકર્રમાની જેમ પહેલો, બીજો કે ત્રીજો વર્ગ વગેરે નથી હોતા.

● મદીના-મુનવ્વરામાં ઠંડીનું વાતાવરણ મક્કા-મુકર્રમાથી વધારે હોય છે. તેથી જો તમારું રોકાણ મદીના-મુનવ્વરામાં ઠંડીની મોસમમાં હોય તો ગરમ કપડાં અવશ્ય સાથે લઈ જાઓ.

● મક્કા-મુકર્રમાની સરખામણીમાં મદીના-મુનવ્વરા Systematic (વ્યવસ્થિત) અને શાંત શહેર છે. ત્યાંના નાગરિકો શરીફ અને ઈમાનદાર છે. જો તમે ભાવનાશીલ છો, તો મદીના-મુનવ્વરામાં તમને હંમેશા દયાભાવ, અનુકંપા તથા શાંતિ અને સંતૃપ્તિનો અહેસાસ થશે.

● મદીના-મુનવ્વરા પણ મક્કા-મુકર્રમાની જેમ 'હરમ-શરીફ' છે. અહીં પણ જાનવરોને મારવું-ડરાવવું, વનસ્પતિને તોડવું-કાપવું, ઝઘડો કરવો, રસ્તા પર પડેલી વસ્તુ ઉઠાવવી વગેરે હરામ છે.

● હદીસશરીફ મુજબ દુનિયામાં ફક્ત ત્રણ સ્થળોની ઝ્‌યારત (દર્શન) માટે સફર કરી શકાય છે – (૧) મસ્જિદે-હરામ (મક્કા-મુકર્રમા), (૨) મસ્જિદે-નબવી (મદીના-મુનવ્વરા), (૩) મસ્જિદે-અક્સા. તેથી તમે સફર કરો તો નિયત મસ્જિદે-નબવીમાં નમાઝ પઢવાની કરો.

● એક હદીસ અનુસાર મસ્જિદે-નબવી ﷺ ની એક નમાઝનો સવાબ (પુણ્ય) બીજી મસ્જિદોની તુલનામાં પચાસ હજાર ગણો વધારે છે.

## હાજરીના શિષ્ટાચાર (આદાબ) :

● અલ્લાહત્‌આલા કુર્આન-શરીફમાં ફરમાવે છે કે,

''હે ઈમાનવાળાઓ ! પોતાનો અવાજ નબીના અવાજથી ઊંચો ન કરો અને જે રીતે પરસ્પર એક-બીજાથી ઊંચા અવાજથી બોલો છો, એ રીતે તેમના રૂબરૂ ઊંચા અવાજથી ન બોલો. એવું ન થાય કે તમારું કર્યું-કરાવ્યું બધું જ વ્યર્થ થઈ જાય અને તમને ખબર પણ ન પડે.''

(સૂરઃ હુજરાત, આ. ૨)

● મસ્જિદે-નબવી ﷺ માં હાજરી કોઈપણ શહેનશાહના દરબારમાં હાજરીથી વધારે છે. બાદશાહના દરબારમાં બેઅદબી (અશિષ્ટતા)થી ફક્ત જાનનું જોખમ રહે છે, અને નબી ﷺ ના દરબારમાં બેઅદબીથી આખિરતની બરબાદીનું જોખમ રહે છે. તેથી એ લોકો, જેઓ નબી ﷺ ની અઝમત (મહાનતા)ને જાણતા-સમજતા હતા, તેમણે નબી ﷺ ની તા'ઝીમ (સન્માન અને ગૌરવ)નું એ દૃષ્ટાંત સ્થાપ્યું હતું કે ઇતિહાસમાં ક્યાંય એવું દૃષ્ટાંત નથી મળતું. તેમની તા'ઝીમના કેટલાક ઉદાહરણો નીચે આપવામાં આવ્યા છે :

૧. હઝરત અમ્ર રદિ. બિન આસ ઈમાન લાવ્યા તે અગાઉ નબી કરીમ ﷺ અને મુસલમાનોના સખત દુશ્મન હતા. નજ્જાશીના દરબારમાં તેઓ જ મુસલમાનોને તકલીફ પહોંચાડવા ગયા હતા. તેઓ સારા યોદ્ધા હતા અને ખૂબ જ બુદ્ધિશાળી. હઝરત ઉમર રદિ.ના જમાનામાં તેમણે જ મિસર (ઇજિપ્ત) ફતેહ કર્યું હતું. તેઓ કહે છે કે ઈમાન લાવ્યા પછી મેં કદી આંખ ભરીને હુઝૂર ﷺ ના દમકતા ચહેરાને જોયો નથી, નબી કરીમ ﷺ ના દરબારમાં હંમેશા અદબથી માથું નમાવીને રાખતો.

૨. હઝરત ઇમામ બુખારી રહ.ની હદીસનો સંગ્રહ કુર્આન-મજીદ પછી સૌથી વધારે વિશ્વસનીય અને પ્રમાણિત ગણાય છે. હઝરત ઇમામ બુખારી રહ. અને હજારો અલ્લાહવાળાઓએ મદીના-શરીફની પવિત્ર ધરતી પર આદરને લીધે કદી પગરખા પહેર્યા નથી અને કદી સવારી પર બેસ્યા નથી.

૩. તુર્કી શાસનકર્તાઓ, જેમનાથી યુરોપ અને એશિયાના દેશો કાંપતા હતા, જ્યારે મસ્જિદે-નબવી બનાવવાનો ઇરાદો કર્યો, તો પહેલાં હાફિઝ પુરુષો અને હાફિઝ સ્ત્રીઓને પસંદ કરી, પછી તેમના લગ્ન કર્યા. પછી તેમનાથી જે સંતાનોએ જન્મ લીધો, તેમને પણ સરકારના નિરીક્ષણમાં હાફિઝ બનાવ્યા અને સાથે-સાથે ઇમારત બનાવવાનો હુન્નર શીખવાડ્યો અને નિપુણ કારીગર બનાવ્યા. પછી આ નિપુણ કારીગરોએ ઊંડા આદરભાવની સાથે દરૂદો-સલામ અને કુર્આનની આયતોનો વિર્દ (રટણ) કરતા-કરતા મસ્જિદે-નબવીની ઇમારતનું નિર્માણ કર્યું. પથ્થર કોતરવાનું કામ શહેરથી બહાર કરતા અને જ્યારે કોઈ પથ્થરને વધારે કોતરવાની જરૂર પડતી તો ફરીથી તેને મદીના-મુનવ્વરાથી બાર માઈલ દૂર લઈ જઈને કોરતવામાં આવતો હતો કે નબી કરીમ ﷺ ને તેના અવાજથી તકલીફ ન પહોંચે.

● નબી કરીમ ﷺ ના રોઝએ-મુબારક પર જ્યારે હાજરી આપો તો અત્યંત અદબથી હાજરી આપો. કોઈપણ પ્રકારની વાતચીતથી દૂર રહો અને બીજા લોકોનું ધ્યાન પોતાની જાત કરતાં વધારે રાખો, કેમ કે ત્યાં આવનારા તમામ હાજીઓ નબી કરીમ ﷺ ના મહેમાનો હોય છે.

—●—

જન્નતુલ-બકીઅનો આ એક બેનમૂન નક્શો છે. સાઉદી સરકારે કબરો પર તમામનિશાનીઓ દૂર કરી દીધી છે, અને ન તો કોઈ વ્યક્તિને કોઈની કબર અંગે અંગૂલિનિર્દેશ કરવાની પરવાનગી છે. આ નક્શા દ્વારા તમે હઝરત ઉસ્માન રદિ., ઉમ્મહાતુલ મુ'મેનીન રદિ., હઝરત હલીમા અને અન્ય આદરણીય મહાનુભાવોની ઝ્યારત કરી શકો છો.

# 'જન્નતુલ-બકીઅ'નો એક બેનમૂન નક્શો




મસ્જિદે-નબવીનો ફોટો (આકાશમાંથી લીધેલો)

૧. સુતૂને હિનાના (રડતા વૃક્ષના થડની જગ્યા)
૨. સુતૂને આઇશા રદિ. (અહીં નમાઝ પઢવાની ખૂબ ફઝીલત છે.)
૩. સુતૂને અબુ લુબાબા (અહીં હઝરત અબૂ લુબાબાની તૌબા કબૂલ થઈ હતી.)
૪. સુતૂને સરીર (અહીં હુઝૂર સલ્લ. આરામકરતા હતા.)
૫. સુતૂને હિર્સ (અહીં સહાબા બેસીને આપ સલ્લ.ની સુરક્ષાનો પહેરો ભરતા હતા.)
૬. સુતૂને વુફૂદ (અહીં મહેમાનોને રાખવામાં આવતા હતા.)
૭. હઝરત બિલાલ રદિ.નીઅઝાન આપવાની જગ્યા
૮. હુજૂર સલ્લ.ની કબર-મુબારક
૯. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.ની કબર-મુબારક
૧૦. હઝરત ઉમર ફારૂક રદિ.ની કબર-મુબારક
૧૧. એક કબરની ખાલી જગ્યા
૧૨. અંદરનો હુજરો (રૂમ)
૧૩. હુજરા પર ગુંબદ
૧૪. બહારથી દુખાતા પંચકોણવાળો રૂમ
૧૫. ગુંબદે-ખિઝરા (તે મસ્જિદની છત પર રોઝએ-મુબારકની ઉપર છે.)
૧૬. મેહરાબે-ફાતિમા રદિ. (અહીં હઝરત ફાતિમા રદિ.નો હુજરો હતો.)
૧૭. મેહરાબે-તહજ્જુદ (અહીં હુજૂર સલ્લ. તહજ્જુદ પઢતા હતા.)
૧૮. બહારની જાળી, જેના સામે ઊભા રહીને દરૂદો-સલામપઢી શકાય છે.

# દરબારે-રિસાલતમાં પહેલી હાજરી

## નબી કરીમ ﷺ નો પોતાની ઉમ્મતથી પ્રેમ :

● માનવતાના ઉપકારક ﷺ, જેઓ આ મસ્જિદે-નબવીમાં આરામ કરી રહ્યા છે, તેઓ તમારાથી અનહદ પ્રેમ કરે છે, અને તેની સાક્ષી કુર્આન-શરીફ આ શબ્દોમાં આપે છે :

''નિઃશંક, તમારા પાસે અલ્લાહના પયગંબર આવ્યા છે, જે તમારામાંથી જ છે. તેમના માટે એ વસ્તુઓ ખૂબ જ તકલીફદાયક છે, જેનાથી તમને તકલીફ પહોંચે. તેઓ તમારી ભલાઈ માટે ખૂબ જ આતુર છે, અને ઈમાનવાળાઓ માટે અત્યંત દયાળુ અને માયાળુ છે.''
(સૂરઃ તૌબા, આ. ૧૨૮)

● નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''મુસલમાનોમાં જેનો કોઈ વારસ નથી, તેનો હું વારસ છું, અને જો તે પોતાનું દેવું ચૂકવ્યા વગર મૃત્યુ પામે તો તેનું દેવું હું ચૂકવીશ.'' (બુખારી શરીફ)

● એક અન્ય હદીસનો ભાવાર્થ એ છે કે, ''હે લોકો ! હું તમને કમરથી પકડી-પકડીને જહન્નમની આગથી દૂર લઈ જઈ રહ્યો છું અને તમે છો કે તેના તરફ લપકતા જઈ રહ્યા છો.'' (મુસ્લિમ)

● એક હદીસનો ભાવાર્થ એ છે કે, ''એક મોમિનના પ્રાણ પર સ્વયં એ મોમિનથી વધારે મારો (નબી કરીમ ﷺ નો) હક્ક છે.'' (મિશ્કાત)

● તમારા પર અલ્લાહની કેટલી મોટી મહેરબાની અને ઉપકાર છે કે તેણે તમને પોતાના ઘર (ખાનએ-કા'બા)ના દર્શનનું સૌભાગ્ય આપ્યું અને હજ્જની ફર્ઝ અદા કરવાની તૌફિક (પ્રેરણા) આપી. ત્યારબાદ અલ્લાહતઆલાનો વધારે ઉપકાર અને દયા એ છે કે તેણે તમને નબી કરીમ ﷺ ની મસ્જિદમાં નમાઝ પઢવા અને આપ ﷺ ના રોઝએ-મુબારકની રૂબરૂ ઊભા રહીને દરૂદો-સલામ પ્રસ્તુત કરવાની તૌફિક આપી. અલ્લાહનો દિલથી આભાર માનો અને હૃદયના ઊંડાણથી અદબ અને એહતિરામની સાથે મસ્જિદે-નબવી ﷺ તરફ ડગ માંડો.

## મસ્જિદમાં પ્રવેશ :

(૧) સારી રીતે ન્હાઈ-ધોઈને નવા કપડાં પહેરી લો અને દરૂદો-સલામ પઢતાં-પઢતાં મસ્જિદે-નબવી તરફ ચાલો.

(૨) મસ્જિદમાં દાખલ થતી વખતે જમણો પગ મસ્જિદમાં મૂકો અને પઢો :

بِسْمِ اللّٰہِ وَ الصَّلٰوۃُ وَالسَّلَامُ عَلٰی رَسُوْلِ اللّٰہِ. اَللّٰھُمَّ افْتَحْ لِیْ، اَبْوَابَ رَحْمَتِکَ.

''અલ્લાહનું નામ લઈને દાખલ થાઉં છું અને રસૂલુલ્લાહ ﷺ પર દરૂદો-સલામ મોકલું છું. હે મારા રબ ! મારા માટે રહમત (દયા)ના દરવાજા ખોલી દે.''

(૩) જો જમાઅતનો સમય ન હોય તો પહેલા 'તહિય્યતુલ-મસ્જિદ'ની બે રકા'ત નમાઝ પઢો, અને જો જમાઅતનો સમય થઈ ગયો હોય તો પહેલા જમાઅતથી નમાઝ અદા કરો.

(૪) રોઝએ-મુબારક મસ્જિદમાં કિબ્લાની તરફ (દક્ષિણ બાજુ) છે, અને રોઝએ-મુબારકની ઝ્યારત માટે તમારે પશ્ચિમ દિશાથી દરવાજા નં. ૧ બાબુસ્-સલામથી દાખલ થવું પડશે.

(૫) અત્યંત અદબની સાથે ધીમે-ધીમે દરૂદો-સલામ પઢતાં આગળ વધો. આ અદબનું સ્થાન છે. અવાજ નીચો રાખો, કોઈનાથી પણ બિનજરૂરી વાતચીત ન કરો અને પૂરેપૂરું ધ્યાન બંને લોકના શહેનશાહની સામે પોતાની હાજરી પર રાખો.

(૬) રોઝએ-મુબારકની સામે ત્રણ જાળીઓ છે. આપ ﷺ, હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. અને હઝરત ઉમર ફારૂક રદિ. આ ત્રણેય મહાનુભાવો વચ્ચેની જાળીની પાછળ આરામ કરી રહ્યા છે. પોતાના રોઝએ-મુબારકમાં હુઝૂર ﷺ ના પગ પૂર્વ તરફ અને માથું પશ્ચિમ તરફ અને દમકતા ચહેરાનું રુખ કિબ્લાની તરફ છે. જ્યારે તમે રોઝએ-મુબારકની સામે ઊભા હશો, તો તમારી પીઠ કિબ્લાની તરફ હશે અને તમારું મોઢું હુઝૂર ﷺ ના ચમકતા ચહેરા તરફ હશે.




આપ ﷺ ના પાછળ (ઉત્તર તરફ) અને ખભાની બરાબર હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. આરામ કરી રહ્યા છે, અને અબૂબક્ર સિદ્દીક રદિ.ના પાછળ (ઉત્તરની તરફ) અને ખભાની બરાબર હઝરત ઉમર ફારૂક રદિ. આરામ કરી રહ્યા છે.

**હુઝૂર ﷺ પર દરૂદો-સલામ :**

(૭) વચ્ચેની જાળીમાં ત્રણ ગોળ બાકોરાં છે. પહેલા બાકોરાની સામે આપ ﷺ નો ચહેરો-મુબારક છે. અહીં પહોંચીને રોકાઈ જાઓ અને આ રીતે સલાતો-સલામ પઢો :

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَا رَسُوْلَ اللّٰہِ.

**રહેમત (દયા) અને સલામતી થાય તમારા પર, હે રસૂલુલ્લાહ ﷺ !**

**اَلصَّلوٰةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا نَبِيَّ اللّٰهِ.**

**રહેમત અને સલામતી થાય તમારા પર હે અલ્લાહના નબી ﷺ !**

**اَلصَّلوٰةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا حَبِيْبَ اللّٰهِ.**

**રહેમત અને સલામતી થાય તમારા પર હે અલ્લાહના હબીબ ﷺ !**

**اَلصَّلوٰةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا خَيْرَ خَلْقِ اللّٰهِ.**

**દરૂદ અને સલામતી થાય તમારા પર હે અલ્લાહના સૌથી શ્રેષ્ઠ સર્જન ﷺ !**

**اَلصَّلوٰةُ وَالسَّلَامُ عَلَيْكَ يَاخَاتَمَ الاَنْبِيَاءِ.**

**રહેમત અને સલામતી થાય તમારા પર હે નબીઓના સમાપક ﷺ !**

**اَلصَّلوٰةُ وَالسَّلَامُ عَلَيْكَ يَاسَيِّدَ الاَنْبِيَاءِ.**

**રહેમત અને સલામતી થાય તમારા પર હે નબીઓના સરદાર ﷺ !**

**وَالْمُرْسَلِيْنَ وَ رَحْمَةُاللّٰهِ وَبَرَكَاتُه‘.**

**અને અલ્લાહે મોકલેલ તમામ નબીઓ પર અલ્લાહની રહેમત અને તેની બરકત.**

## હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. પર દરૂદો-સલામ :

(૮) હુઝૂર ﷺ પર દરૂદો-સલામ પઢ્યા પછી એક ફૂટ જમણી બાજુ જઈને બીજા બાકોરાની સામે રોકાઈ જાઓ. આ બાકોરાની સામે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.નો મુબારક ચહેરો છે. અહીં આ પ્રમાણે સલામ પઢો —

**اَسَّلَامُ عَلَيْكَ يَا اَبَابَكْرِنِ الْصِدِّيْقُ.**

**હે અબૂબક્ર સિદ્દીક રદિ. ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا خَلِيْفَةَ رَسُوْلِ اللّٰهِ.**

**હે રસૂલુલ્લાહ ﷺ ના ખલીફા (નાયબ) ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا وَزِيْرَ رَسُوْلِ اللّٰهِ.**

**હે રસૂલુલ્લાહ ﷺ ના વઝીર ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا صَاحِبَ رَسُوْلِ اللّٰهِ فِیْ الْغَارِوَرَحْمَةُاللّٰهِ وَبَرَكَاتُه‘.**

**હે રસૂલુલ્લાહ ﷺ ના ગાર (ગુફા)ના સાથી ! તમારા પર સલામતી અને અલ્લાહની રહેમતો અને બરકત નાઝિલ થાય.**

## હઝરત ઉમર ફારૂક રદિ. પર દરૂદો-સલામ :

(૯) હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. પર સલામ પઢ્યા પછી એક ફૂટ જમણી બાજુ ખસો અને ત્રીજા બાકોરાની સામે આવીને રોકાઈ જાઓ. આ બાકોરાની સામે હઝરત ઉમર ફારૂક રદિ.નો મુબારક ચહેરો છે. અહીં આ પ્રમાણે સલામ પઢો —

**اَسَّلَامُ عَلَيْكَ يَا عُمَرَ بْنِ الْخَطَّابُ.**

**હે ઉમર બિન ખત્તાબ રદિ. ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا اَمِيْرَ الْمُؤْمِنِيْنَ.**

**હે મુસલમાનોના અમીર ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا وَزِيْرَ رَسُوْلِ اللّٰهِ.**

**હે રસૂલુલ્લાહ ﷺ ના વઝીર ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا عِزَّالاِسْلَامِ وَ الْمُسْلِمِيْنَ.**

**હે ઈસ્લામ અને મુસ્લિમોના ગૌરવને વધારનારા ! તમારા પર સલામતી થાય.**

**اَسَّلَامُ عَلَيْكَ يَا اَبَا الْفُقَرَاءِ وَضُّعَفَآءِ وَالاَرَامِلِ وَالاَيْتَامِ وَرَحْمَةُاللّٰهِ وَبَرَكَاتُه‘.**

**હે ગરીબોના, કમજોરોના, વિધવાઓના અને અનાથોના સંરક્ષક-પાલક અને મદદ કરવાવાળા ! તમારા પર સલામતી થાય, અને અલ્લાહની રહેમતો અને બકરતો થાય.**

(૧૦)હુઝૂર ﷺ નો ઈરશાદ છે કે જ્યારે કોઈ મારા પર દરૂદો-સલામ મોકલે છે, તો અલ્લાહતઆલા મારા આત્માને મારા શરીરમાં પાછો મોકલી દે છે અને હું તેનો જવાબ આપું છું. (મિશ્કાત)

આપ ﷺ નો ઈરશાદ છે કે અલ્લાહતઆલાએ એક ફરિશ્તો મારી કબર પર નિયુક્ત કર્યો છે. દુનિયામાં જ્યારે કોઈ વ્યક્તિ મારા પર દરૂદો-સલામ મોકલે છે, તો તે ફરિશ્તો મને તેની ખબર આપે છે. (તરગીબ, રાવી : હઝરત હસન રદિ.)

આપ ﷺ નો ઈરશાદ છે કે ફરિશ્તાઓ દુનિયામાં ફરતા રહે છે, અને દુનિયામાં જો કોઈ વ્યક્તિ મારા પર દરૂદો-સલામ મોકલે છે, તો તેઓ મારા સુધી પહોંચાડતા રહે છે. (નિસાઈ, હ.અલી રદિ.)

- આમ, તમે ગમે ત્યાંથી હુઝૂર ﷺ પર દરૂદો-સલામ મોકલશો, તે હુઝૂર ﷺ ને અવશ્ય પહોંચશે અને આપ ﷺ તેનો જવાબ આપશે. તેથી રોઝએ-મુબારકની સામે સિક્યુરિટી ગાર્ડ અને લોકોની ભીડને હટાવીને જાળીને અડવાની, ચૂમવાની, રુકૂઅની જેમ ઝૂકવાની અને દરેક પ્રકારની બેઅદબીથી બચો.

—●—

## હકારાત્મક દૃષ્ટિકોણ

● હઝરત અનસ બિન માલિક રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''જો કયામત આવી જાય અને કોઈની પાસે વૃક્ષની કલમ હોય અને તેના પાસે એટલો સમય હોય કે તેને જમીનમાં વાવી શકે, તો તે વાવી દે.''

**(અદબુલ્-મુફરિદ, પૃ.૪૭૯)**

(બયહકીનું કહેવું છે કે 'કયામત આવી જાય'નો અર્થ કયામતની નિશાનીઓ શરૂ થઈ જવાનો છે, અને એ પણ અર્થ લઈ શકાય છે કે એક વ્યક્તિ જ્યારે બિલકુલ કબરના મોઢા સુધી પહોંચી ગયો હોય, પણ તેનામાં એટલી શક્તિ હોય કે જમીનમાં છોડ વાવી શકે છે, તો તેણે છોડ વાવી દેવો જોઈએ. પોતાના મૃત્યુ પહેલા જમીનને બરબાદ કરવી ન્યાય નથી.)

● હઝરત દાઉદ બિન અબી દાઉદથી રિવાયત છે કે તેમણે કહ્યું કે મને હઝરત અબ્દુલ્લાહ બિન સલામ રદિ.એ કહ્યું કે જો તમે સાંભળ્યું હોય કે દજ્જાલ નીકળી આવ્યો છે (પ્રગટ થઈ ચૂક્યો છે) અને તમારા હાથમાં ખજૂરના વૃક્ષનો એક નાનો છોડ હોય, જેને તમે વાવી શકતા હોવ તો તેને તરત જ વાવી દો, કેમ કે પછી આવનારાઓ માટે તેમાં જીવન-સામગ્રી છે.'' **(અદબુલ્-મુફરિદ, પૃ.૪૮૦)**

અર્થાત્, માણસે હંમેશા હકારાત્મક દૃષ્ટિકોણ રાખવો જોઈએ અને છેલ્લા શ્વાસ સુધી દુનિયા અને આખિરતની ઉન્નતિ માટે કોશિશ કરતા રહેવું જોઈએ.

# નબી કરીમ ﷺ નો ત્યાગ અને આપણી જવાબદારી

● નબી કરીમ ﷺ ના આપણાથી પ્રેમ વિશે જે રિવાયતો હતી, તે આપણે અગાઉના પાનાઓમાં વાંચી લીધી. આપ ﷺ એ આપણા માટે જે તકલીફો સહન કરી અને જે કુરબાનીઓ આપી, તેની સંક્ષિપ્ત વિગત હવે જોઈએ.

● નબૂવ્વત વખતે નબી કરીબ ﷺ પાસે પચ્ચીસ હજાર દીનાર હતા (જે પાંચ હજાર પાંચસો તોલા સોના અથવા નવ કરોડ રૂપિયાના બેંક-બેલેન્સ બરાબર છે), અને સારી રીતે ચાલતો નફાકારક ધંધો હતો. (એક દીનાર સાડા ત્રણ આનાના બરાબર છે અને સોળ આનાનો એક તોલો થાય છે.) આ તમામ રકમ, જે આપ ﷺ એ ધંધો કરતાં કમાવી હતી, મુસલમાનો માટે ખર્ચ કરી નાખી. આપ ﷺ ના અવસાન વખતે ઘરમાં દીવો સળગાવવા માટે પણ તેલ નહોતું. માતા આઈશા રદિ.એ જે રાત્રે આપ ﷺ નું અવસાન થયું ત્યારે પાડોશીના ત્યાંથી ઉધાર તેલ લાવીને દીવો સળગાવ્યો હતો.

● નબૂવ્વતના ચોથા વર્ષે નબી કરીમ ﷺ એ જેવું ખાનએ-કા'બાના સહન (આંગણા)માં તૌહીદનું એલાન કર્યું કે કાફિર કુરૈશીઓ આપ ﷺ પર તૂટી પડ્યા, અને આપ ﷺ ને બચાવવાની કોશિશમાં હઝરત ખદીજા રદિ.ના અગાઉના પતિના મોટાં પુત્ર હઝરત હારિસ રદિ. બિન અબી હાલા શહીદ થઈ ગયા.

● અબૂ લહબ અને ઉકબા બિન અબી મુઈત નબી કરીમ ﷺ ના પાડોશી હતા. એક દીવાલ એકના ઘરથી મળતી હતી અને બીજી દીવાલ બીજાના ઘરથી. આ બંને નિરંતર આપ ﷺ ના ઘરમાં અને બહાર દરવાજા પાસે ગંદકી નાખતા રહેતા.

● નબૂવ્વત પહેલાં નબી કરીમ ﷺ ની સુપુત્રીઓ - હઝરત રુકૈયા રદિ. અને હઝરત ઉમ્મે કુલસુમ રદિ. અબૂ લહબના પુત્રો ઉત્બા અને ઉતૈબાહના નિકાહમાં હતી, (પરંતુ રુખસદી નહોતી થઈ). આરબોના શરીફ ઘરાનાઓમાં તલાકને ખૂબ મોટી માનહાની સમજવામાં આવતી હતી. નબી કરીમ ﷺ ને માનસિક ત્રાસ આપવા માટે અબૂ લહબે પોતાના પુત્રોને દબાણ કરીને તલાક આપવા માટે મજબૂર કર્યા. એક પ્રસંગે નરાધમ ઉત્બાએ નબી કરીમ ﷺ ના મોઢા પર થૂંકી દીધું અને કોલર પકડીને એવી ગુસ્તાખી કરી કે નબી કરીમ ﷺ ના મોઢામાંથી તેના માટે બદ્દુઆ (શ્રાપ) નીકળી ગઈ. આ તલાક પછી લગભગ દસ વર્ષ સુધી હઝરત ઉમ્મે કુલસુમ રદિ. અવિવાહિત ઘરે બસી રહ્યા.

● નબૂવ્વતના પાંચમા વર્ષે એક વાર આપ ﷺ હરમમાં નમાઝ પઢી રહ્યા હતા. જ્યારે આપ ﷺ સિજદામાં ગયા તો આપ ﷺ ના પાડોશી ઉક્બા બિન અબી મુઈતે આપ ﷺ ની મુબારક ગરદન પર ઊંટની હોજરી મૂકી દીધી, જે એટલી વજનદાર હતી કે આપ ﷺ માથું જ ઊંચું ન કરી શક્યા. જ્યારે આપ ﷺ ના ઘરવાળાઓને આના સમાચાર મળ્યા તો બીબી ફાતિમા રદિ. દોડતાં-દોડતાં આવ્યા અને ગરદન પરથી ગંદકીને ઉતારી. આ દશ્યને જોઈને કાફિરો હાંસી ઉડાવતા રહ્યા. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ. કહે છે કે હું ગુલામ અને મજબૂર હતો, તેથી આપ ﷺ ની મદદ ન કરી શક્યો. આપ ﷺ ની હાલત પર મને અનહદ તકલીફ થઈ.

● એક વાર નબી કરીમ ﷺ હરમમાં નમાઝ પઢી રહ્યા હતા. નમાઝની સ્થિતિમાં જ ઉત્બા બિન અબી મુઈત આવ્યો અને આપ ﷺ ની ગરદન માં ચાદર નાખીને તેને આમળવા લાગ્યો. શ્વાસ રૂંધાવાને કારણે આપ ﷺ ની આંખો ફાટી ગઈ. હઝરત અબૂબક્ર રદિ.એ વચ્ચે પડીને આપ ﷺ ને ફંદામાંથી મુક્ત કર્યા.

● હજ્જના દિવસોમાં મિનામાં લોકોનો મોટો સમૂહ આવતો હતો અને આપ ﷺ હંમેશા તેમનામાં દીનના પ્રચાર માટે જતા. આવા સમયે અબૂ લહબ પણ આપ ﷺ ના પાછળ થઈ જતો અને લોકોને કહેતો કે આ માણસ લાત અને ઉઝ્ઝાને છોડી દેવાનું કહી રહ્યો છે. તમે તેની વાત કદી ન માનજો અને ન તેને સાંભળજો. નબૂવ્વતના તેરમા વર્ષે પણ આપ ﷺ મિના ગયા, અને બનૂ આમિર સઅ્સઆ કબીલાને દીનનું આમંત્રણ આપ્યું. તેઓ આપ ﷺ ની હિમાયત માટે તૈયાર થઈ ગયા. પરંતુ જ્યારે તેમનો સરદાર બહિરા બિન ફરાસ કૈશરી આવ્યો તો આપ ﷺ થી ખૂબ નારાજ થઈને મળ્યો અને કહ્યું : ''જાઓ, પોતાની કોમ સાથે હળીમળી જાઓ. જો તમે મારી કોમના શરણમાં ન હોત તો હું તમારું માથું ધડથી અલગ કરી નાખતો.'' આ સાંભળીને હુઝૂર અકરમ ﷺ ઊભા થઈ ગયા અને પોતાની ઊંટણી પર સવાર થઈ ગયા. તે પછી આ દુર્ભાગીએ આપ ﷺ ની ઊંટણીના પેટ પર એટલા જોરથી દંડો માર્યો કે તે ઊછળી પડી અને આપ ﷺ ઊંટણી પરથી ભોંય પટકાઈ પડ્યા.

● એક સહાબી રદિ. કહે છે – ઇસ્લામ કબૂલ કર્યા પહેલાં મેં જોયું કે એક સુંદર નવયુવાન છે અને લોકોને આમંત્રણ આપતો ફરી રહ્યો છે. સવારથી ચાલી રહ્યો છે અને કલેમાની તરફ બોલાવી રહ્યો છે. મેં પૂછ્યું કે આ કોણ છે ? કોઈએ કહ્યું કે આ કુરૈશનો એક નવયુવાન મુહમ્મદ (ﷺ) છે, જે ધર્મથી ફરી ગયો છે. સવારથી આ નવયુવાન આમંત્રણ આપતો રહે છે, ત્યાં સુધી કે સૂર્ય માથા પર આવી ગયો. એટલામાં એક માણસે આવીને તેના મોઢા પર થૂંકી દીધું, બીજાએ ખમીસ ફાડી નાખ્યો, ત્રીજાએ માથા પર માટી નાખી અને ચોથાએ ચમકતા ચહેરા પર તમાચો મારી દીધો. પરંતુ આ સુંદર નવયુવાનની જબાનથી બદ્દુઆનો એક શબ્દ સુદ્ધા ન નીકળ્યો. એટલામાં એક છોકરી રડારોળ કરતી પાણીનો વાટકો લઈને આવી. છોકરીને રડતી જોઈને આપ ﷺ ની આંખો ભરાઈ આવી અને કહ્યું : બેટા ! તમારા પિતાનું દુઃખ ન કરો. તમારા પિતાની રક્ષા અલ્લાહ કરી રહ્યો છે,

અને મારી વાત સર્વોચ્ચ થઈને જ રહેશે. આ સહાબી રદિ.એ કોઈને પૂછ્યું કે આ છોકરી કોણ છે ? તેણે કહ્યું કે આ તેની દીકરી ઝૈનબ (રદિ.) છે. (બસીરત અફરોઝ વાકેઆત, પૃ.૨૨)

● હુઝૂર ﷺ ના મોટા સુપુત્રી હઝરત ઝૈનબ રદિ. જ્યારે મક્કાથી મદીના માટે રવાના થયા તો રસ્તામાં મુશ્રિકોએ તેમને ઘેરી લીધા. ઈકરિમા બિન અબૂ જહલ અને તેના સાથીઓએ તેમના ઊંટને જખ્મી કરી દીધો, તેના કારણે તેઓ ઊંટની પીઠ પરથી નીચે પડી ગયા અને તેમનો ગર્ભ પડી ગયો, માથામાં વાગ્યું અને ખૂબ લોહી વહી ગયું, અને આ ઈજાથી કેટલાય વર્ષો પછી તેમનું અવસાન થઈ ગયું.

● નબૂવ્વતના દસમા વર્ષે આપ ﷺ એ તાઈફનો સફર કર્યો, જેથી ત્યાં પણ ઈસ્લામનો પ્રકાશ ફેલાય. ત્યાંના ત્રણેય સરદારો - અબ્દે યાલૈલ, મસ્ઊદ અને હબીબનો પ્રત્યાઘાત ખૂબ જ અપમાનજનક અને તકલીફદાયક હતો. ન તેઓ પોતે સાંભળવા ઈચ્છતા હતા અને ન એવું ચાહતા હતા કે આપ ﷺ તેમની કોમમાં આનો પ્રચાર કરે. તેથી શહેરના બદમાશ અને ગુંડાઓને આપ ﷺ ના પાછળ લગાવી દીધા કે આપ ﷺ જ્યાં-જ્યાં જાય, આપ ﷺ ની હાંસી ઉડાવે. અને આપ ﷺ જ્યાંથી પસાર થાય આપ ﷺ પર પથ્થરો ફેંકતા રહે. આપ ﷺ દસ કે વીસ દિવસ સુધી આ મુસીબતો સહન કરતા રહ્યા. છેવટે આ ગુંડાઓએ જુલમની હદ કરી નાખી. તેઓ પોતાના હાથોમાં પથ્થર લઈને કતારબદ્ધ ઊભા થઈ ગયા. આપ ﷺ એક ડગલું ઉઠાવીને જમીન પર મૂકતાં તો નરાધમો આપ ﷺ ની ઘૂંટીઓ પર પથ્થર મારતા. આપ ﷺ ને મારી નાખવાનો ઈરાદો તો હતો નહીં, ફક્ત હેરાન કરવાનો હેતુ હતો, તેથી ત્રણ માઈલ સુધી તેઓ આપ ﷺ નો આ જ રીતે પીછો કરતા રહ્યા અને પથ્થરો વરસાવતા રહ્યો. તેમનાથી ભાગતાં-ભાગતાં જ્યારે આપ ﷺ થાકીને જખ્મોથી ચૂર થઈને બેસી જતાં, તો આ ગુંડાઓ આપ ﷺ ને બાવળાથી પકડીને ઊભા કરી દેતા, ગાળો બોલતા, તાળીઓ વગાડતા, મ્હેણા મારતા અને ફરી તેમને ચાલવા માટે મજબૂર કરી દેતા અને ફરી પથ્થરોનો વરસાદ વરસાવતા. પથ્થરોથી એટલી ઈજાઓ થઈ ગઈ હતી કે આપ ﷺ ના પગરખા પણ લોહીથી તરબતર ગઈ ગયા. શરીર જખ્મોથી ચૂર થઈ ગયું અને પછી આપ ﷺ બેભાન થઈને પડી ગયા. હઝરત ઝૈદ રદિ. આપ ﷺ ને પોતાની પીઠ પર ઊંચકીને વસ્તીથી બહાર લઈ ગયા.

● મક્કામાં આશરે દસ વર્ષ સુધી હુઝૂર ﷺ તકલીફો ઉઠાવતા રહ્યા. મુશ્રિકો અને કાફિરો હંમેશા અત્યાચાર પર ઉતરી આવતા, નીચ હરકતો કરતા, લંપટ લોકોનું ટોળું આપ ﷺ ના પાછળ બૂમાબૂમ કરતું, ઉપરથી રસ્તામાં ગંદકી ફેંકવામાં આવતી, રાત્રે માર્ગો પર કાંટાઓ બિછાવી દેવામાં આવતા, ગાળોથી સ્વાગત કરવામાં આવતું, પવિત્ર માથા પર ધૂળ ઉડાડવામાં આવતી. અબૂ જહલે પોતે એક વાર આપ ﷺ ને પથ્થરથી મારી નાખવાની કોશિશ કરી. આમ, આવી સેંકડો તકલીફો આપ ﷺ સહન કરતા રહ્યા. નબૂવ્વતના તેરમા વર્ષે કુરૈશના ચાળીસ દરિંદાઓએ આપ ﷺ ને મારી નાખવાના ઈરાદાથી આખી રાત આપ ﷺ ના ઘરને ઘેરો ઘાલી રાખ્યો, પણ આપ ﷺ સુરક્ષિત મદીના હિજરત કરી ગયા.

● ઉહદના યુદ્ધના દિવસે અબ્દુલ્લાહ બિન કમૈયાએ એટલો જોરદાર હુમલો કર્યો કે આપ ﷺ નો ચહેરો જખ્મી થઈ ગયો. માથાના રક્ષણ માટે પહેરવામાં આવતા ટોપના બે હૂક ગાલમાં ઘૂસી ગયા. ઉત્બા અબી વક્કાસે પથ્થર ફેંકીને માર્યો, જેના કારણે આપ ﷺ ના નીચેના બે દાંત તૂટી ગયા અને હોઠ કપાઈ ગયો. અબ્દુલ્લાહ બિન શિહાબ ઝુહ્રીએ પથ્થર મારીને કપાળ લોહીલુહાણ કરી નાખ્યું. હઝરત અબૂ ઉબૈદા રદિ. બિન જર્રાહે ટોપના એક હૂકને દાંતથી પકડીને એટલા જોરથી ખેંચ્યો કે જ્યારે તે ગાલમાંથી નીકળ્યો તો હઝરત અબૂ ઉબૈદા રદિ. બિન જર્રાહનો દાંત પણ તૂટી ગયો અને તેઓ જમીન પર પડી ગયા. એ જ રીતે જ્યારે બીજો હૂક પણ દાંતથી પકડીને એટલું જોર લગાવવું પડ્યું કે હૂક કાઢતી વખતે બીજો દાંત પણ તૂટી ગયો. હુઝૂર ﷺ ના જખ્મોમાંથી કોઈપણ રીતે લોહી બંધ જ નહોતું થતું. આ જ હાલતમાં થોડેક દૂર સુધી ચાલ્યા, જેથી સુરક્ષિત સ્થાને પહોંચી જવાય, ત્યાંજ અબૂ આમિર ફાસિકે ખોદેલ ખાડામાં પડી ગયા, જે તેણે પાંદડાઓથી ઢાંકી દીધો હતો. હઝરત અલી રદિ. અને હઝરત તલ્હા રદિ. બિન અબ્દુલ્લાહની મદદથી ખૂબ મુશ્કેલીથી ખાડામાંથી આપ ﷺ ને બહાર કાઢીને ઊંચી જગ્યાએ પહોંચાડવામાં આવ્યા.

● મદીના મુનવ્વરામાં પણ આપ ﷺ અને આપ ﷺ ના ઘરવાળાને જે માલે-ગનીમત (યુદ્ધ-પશ્ચાત્ પરાજિતો મૂકી ગયેલ માલ) મળતો તે તમામ ગરીબોમાં વહેંચી નાખતા. ક્યારેક તો ત્રણ-ત્રણ મહિના સુધી ઘરમાં ચૂલો ન સળગતો, ત્રણ-ત્રણ દિવસ સુધી ભૂખ્યા રહેવું પડતું. રોટી ખાતાં, તે પણ જવની. લોકોને જહન્નમથી બચાવવાની એટલી ચિંતા કરતા કે રાતોની રાતો જાગીને દુઆ અને આજીજીઓ કરતા અને એટલી તકલીફો ઉઠાવતા કે એ અલ્લાહ, જેણે આપ ﷺ ને પયગંબર બનાવીને લોકો સુધી દીનને પહોંચાડવાની જવાબદારી સોંપી હતી, તેણે પણ કહેવું પડ્યું કે — (તમે આટલી બધી તકલીફ કેમ ઉઠાવો છો) હે નબી ! કદાચ આ લોકો ઈમાન નથી લાવતા એ દુઃખમાં પોતાને મારી નાખશો. (કુર્આન-કરીમ, સૂરઃ શુઅ્રા, આ. ૩)

● એ - જેના સદકામાં અલ્લાહત્આલાએ આ સૃષ્ટિને શોભા પ્રદાન કરી, એ - જેનો આપણા ઉપર આપણાથી વધારે હક્ક છે, એ પ્રેમાળ અને માયાળુ નબી ﷺ જેણે પોતાના પ્રાણ અને ધન સર્વસ્વ આપણા સુધી દીનને પહોંચાડવા માટે કુરબાન કરી દીધું, આજે આપણે તેમની કુરબાનીઓની શું કદર કરીએ છીએ ?

● હજ્જતુલ-વિદાઅના પ્રસંગે, જ્યારે આપ ﷺ એ સવા લાખ સહાબા રદિ.ને પૂછ્યું કે શું મેં તમારા સુધી અલ્લાહના ફરમાનો પહોંચાડી દીધા અને પોતાની ફરજ પૂરી કરી દીધી ? તો સૌએ એક અવાજે કહ્યું કે - નિશંકપણે, અમે સાક્ષી છીએ કે આપ ﷺ એ પોતાની ફરજ પૂરી કરી દીધી.

● નબી કરીમ ﷺ એ તો પોતાની બધી સંપત્તિ, આરામ અને ચેન તથા આખું જીવન આપણા સુધી દીન પહોંચાડવા માટે કુરબાન કરી દીધું અને પોતાનું કર્તવ્ય અદા કરી દીધું. હવે વારો આપણો છે કે આપણે આપણું કર્તવ્ય અદા કરીએ. નબી કરીમ ﷺ નો ઇરશાદ છે કે કોઈ વ્યક્તિ ત્યાં સુધી મોમિન નથી હોઈ શકતો, જ્યાં સુધી તેને તેના પોતાના પ્રાણથી પણ વધારે પ્રિય હું ન થઈ જાઉં. (બુખારી, મુસ્લિમ)

● પ્રાણથી પણ વધારે પ્રિય થવાનો અર્થ શું છે ? તેનો અર્થ એ છે કે વ્યક્તિને નબી કરીમ ﷺ ના આદેશ વિરુદ્ધ અમલ કરવા કરતાં વધારે આસાન પોતાના પ્રાણ આપી દેવાનું લાગે. શું તમે જાણો છો કે નબી કરીમ ﷺ એ આપણને શું આદેશ આપ્યો છે ?

● આમ તો આ પુસ્તક હજ્જ વિશે છે, તેથી અમે આમાં નબી કરીમ ﷺ ના તમામ ફરમાનોનો સમાવેશ કરી શકતા નથી. નબી કરીમ ﷺ એ પોતાના અંતિમ હજ્જના પ્રસંગે અરફાતના મેદાનમાં પોતાની ઉમ્મતને જે આદેશ આપ્યો હતો, કેવળ એમાંથી અમુક ફરમાનોનો અહીં ઉલ્લેખ કરવામાં આવી રહ્યો છે :

★ તમામ માનવો સમાન છે, ન કોઈ પ્રતિષ્ઠિત છે અને ન કોઈ તુચ્છ. જો કોઈને કોઈનાથી વધારે પ્રતિષ્ઠા પ્રાપ્ત છે તો તે તકવાને કારણે છે.

★ તમામ મુસલમાનો પરસ્પર ભાઈ-ભાઈ છે.

★ મુસલમાનોના પ્રાણ અને ધન તથા ઇજ્જત-આબરૂ એક-બીજા પર હરામ (પ્રતિષ્ઠિત) છે. કોઈ એક-બીજાની હત્યા ન કરે, ન તેના માલ-મિલ્કત નષ્ટ કરે અને ન તો તેને અપમાનિત અને બદનામ કરે.

★ સ્ત્રીઓની સાથે સારો વ્યવહાર કરો. તમારામાંથી સૌથી શ્રેષ્ઠ એ છે જે તેની પત્ની માટે સૌથી શ્રેષ્ઠ છે.

★ વ્યાજ હરામ (અવૈધ) છે. ન કોઈ વ્યાજ લે અને ન આપે.

★ અલ્લાહનો ગ્રંથ અને મારી સુન્નતને મજબૂતી પકડી રાખજો. જો તમે આવું કરશો તો ક્યારેય ગુમરાહ (પથભ્રષ્ટ) નહીં થાઓ.

★ જે લોકો સુધી મારી વાત પહોંચી છે, તેઓ એ લોકો સુધી તેને પહોંચાડી દે, જેમના સુધી નથી પહોંચી નથી, ચાહે તે એક આયત જ કેમ ન હોય.

નબી કરીમ ﷺ એ ફરમાવ્યું કે, 'હે મુસલમાનો ! ત્રણ વાતો હૃદયને પવિત્ર કરે છે — ૧. કાર્યોમાં નિખાલસતા, ૨. દીની ભાઈઓની ભલાઈ, અને ૩. મુસલમાનોમાં સંપ અને એકતા.'

શું આપણે આમાંથી એક પણ ફરમાને-રસૂલ ﷺ પર અમલ કરીએ છીએ ? શું આપણે એ પણ નક્કી કરી શકીએ છીએ કે ભવિષ્યમાં આપ ﷺ ના અન્ય ફરમાનો પર અમલ કરીશું ?

● એક સમજદાર વ્યક્તિ માટે પ્રત્યેક દિવસ એક નવી શરૂઆત હોય છે. હજ્જના આ મુબારક સફરમાં જ્યારે અલ્લાહત્આલા મનુષ્યોને તમામ ગુનાઓથી તદ્દન શુદ્ધ અને પવિત્ર કરી દે છે, આપણે ફરીથી પોતાના આત્મિક-આધ્યાત્મિક જીવનને શરૂ કરીએ. આપણે-સૌ આપણા પ્રેમાળ અને કૃપાળુ નબી ﷺ ના રોઝાની સામે એ પ્રતિજ્ઞા કરીએ કે જે થઈ ગયું તે થઈ ગયું, હવે ઇન્શાઅલ્લાહ, નવા જીવનમાં આપ ﷺ ના એક પણ આદેશનો અનાદર નહીં કરીએ, અને સંપૂર્ણ નિષ્ઠાથી સાચા-પાકા મુસલમાન બનવાની કોશિશ કરીશું.

● પ્રત્યેક સોમવાર અને ગુરુવારના દિવસે ઉમ્મતના કાર્યો નબી કરીમ ﷺ ની સામે રજૂ કરવામાં આવે છે. આપણે-સૌ આ પ્રતિજ્ઞા પછી જે કંઈ કરીએ તે નબી કરીમ ﷺ ની સામે દર અઠવાડિયે રજૂ થશે. જો આપણે આપ ﷺ ના આદેશોનું ઉલ્લંઘન કર્યું તો પ્રેમાળ અને કૃપાળુ નબી ﷺ ને આનાથી ખૂબ જ તકલીફ થશે, અને આપણો સમાવેશ પણ સાચા અને પાકા મુસલમાનોમાં નહીં, બલ્કે એ મુશ્રિકો અને મુનાફિકો જેવા લોકોમાં થશે, જેઓ જીવનભર નબી કરીમ ﷺ ને તકલીફો પહોંચાડતા રહ્યા, અને હવે આપણે તેમને તેમની કબરમાં પણ તકલીફ પહોંચાડી રહ્યા છીએ.

તેથી આવો, આપણે જ્યારે વતન પાછા ફરીએ તો એક નવા જીવનની શરૂઆત કરીએ, જે સંપૂર્ણપણે નબી કરીમ ﷺ ની સુન્નત અનુસાર હોય.

અલ્લાહત્આલા, અમને, તમને અને આખી દુનિયાના મુસલમાનોને દુનિયા અને આખિરતમાં સન્માન અને સફળતા પ્રદાન કરે..., આમીન.

—●—

## પ્રમાણિકતા

● હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું : ''ચાર વસ્તુઓ તમને મળી જાય તો દુનિયાની કોઈ વસ્તુથી વંચિત રહી જવું તમારા માટે હાનિકારક નથી — અમાનતની કાળજી, સાચું બોલવું, સુંદર સ્વભાવ, અને પાક અને શુદ્ધ રોજી.'' (અહમદ, મિશ્કાત-કિતાબુર્-રિકાક)

● હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''જે તમારા પાસે અમાનત મૂકી જાય તેને તેની અમાનત પાછી આપો અને જે તમારા સાથે અપ્રમાણિકતા આચરે તો તમે તેની સાથે અપ્રમાણિકતા ન આચરો.'' (તિરમિઝી, મિશ્કાત)

## જીવનમાં સાદગી

● હઝરત ઇબ્ને મસ્ઊદ રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''મિલકતો અને જાગીરો ઊભી ન કરો કે જેથી પછી દુનિયાના જ થઈ જાઓ.''

(તિરમિઝી, મિશ્કાત-કિતાબુર્-રિકાક)

● નબી કરીમ ﷺ એ ફરમાવ્યું, ''જે વ્યક્તિ પોતાની જરૂરતથી વધારે (અને મોટી) ઇમારતો બનાવે છે, તેના મૃત્યુ પછી ઘર અને ઇમારતો તેના માટે તકલીફનું સાધન બની જશે.'' (શુઅબુલ ઈમાન, ૧૦૩૦૯)

● હઝરત અબૂ ઉમામહ રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''લોકો ! શું તમે સાંભળતા નથી ? શું તમે સાંભળતા નથી ? નિઃશંક, સાદગી ઈમાનની નિશાની છે; નિઃશંક, સાદગી ઈમાનની નિશાની છે.''

(અબૂદાઉદ, મિશ્કાત-કિતાબુલ્-લિબાસ)




# રોઝએ-નબવી ﷺ ની આઉટ-લાઈન



# હજ્જ દરમ્યાન થતી કેટલીક પ્રચલિત ભૂલો

● ધનદોલત હોવા છતાં હજ્જ ન કરનારાઓ પ્રત્યે નબી કરીમ ﷺ એ ખૂબ જ નારાજગી દર્શાવી છે. ઘણાં લોકો બહાનું બનાવે છે કે વેપાર સંભાળનાર કોઈ નથી, બાળકો નાના છે, વગેરે. આજકાલ કેટલાક ટૂરવાળા ફક્ત સાત દિવસમાં હજ્જ કરાવે છે. આટલી બધી સગવડો અને પૈસા હોવા છતાં હજ્જ ન કરવી એક મોટી ભૂલ છે.

● કેટલાક લોકોની પાસે નાણા નથી હોતા, તેમ છતાં હજ્જ કરવા માગે છે. તેઓ આના માટે લોકોથી પૈસા માગતા ફરે છે. આ ખૂબ મોટી ભૂલ અને લોકોને પરેશાન કરવાનું કામ છે. જ્યારે તમારા પાસે પૈસા હોય તો જ તમારા ઉપર હજ્જ ફર્ઝ થશે. તે પછી હજ્જ કરો. ચંદો અને ફંડફાળો માગીને લોકોને પરેશાન ન કરો.

● એવો પરિવાર જે અગાઉ ગરીબ હતો, પછી છોકરા મોટા થયા અને કમાવા લાગ્યા અને હજ્જ ફર્ઝ થઈ ગઈ, પણ હજ્જ એના ઉપર ફર્ઝ થાય છે જે કમાય છે. જો છોકરો કમાય છે તો હજ્જ છોકરા પર પહેલા ફર્ઝ થશે. જો આવો છોકરો ફક્ત માતા-પિતાને હજ્જ કરાવે છે અને પોતે હજ્જ કર્યા વગર જ મૃત્યુ પામે છે, તો તે ગુનેગાર થશે. માતા-પિતાને અવશ્ય હજ્જ કરાવો, પણ હજ્જ ફર્ઝ થતાં જ પોતે પણ હજ્જ કરો, નહિં તો ગુનેગાર થશો.

● નબી કરીમ ﷺ ની એક હદીસનો ભાવાર્થ છે કે આવનારા જમાનામાં લોકો ત્રણ કારણસર હજ્જ કરશે—ધનવાનો હરવા-ફરવા માટે, ગરીબો ભીખ માગવા અને મધ્યમવર્ગના લોકો વેપાર કરવા માટે હજ્જ કરશે. આ ત્રણેય કારણોથી હજ્જ કરવી મોટી ભૂલ છે.

● ઉમરા એ 'હજ્જે-અસગર' છે અને હજ્જ એ 'હજ્જે-અકબર' છે હવે આ હજ્જ ચાહે ગમે તે દિવસે હો, હજ્જે-અકબર જ રહેશે. માત્ર જુમ્આના દિવસની હજ્જને 'હજ્જે-અકબર' માનવું ભૂલ છે.

● પોતાની હજ્જનો વારંવાર ઉલ્લેખ કરવો, જેથી લોકો તમે હાજી છો એવું જાણી લે, એ દેખાવ અને આડંબર છે.

● હજ્જના સફરમાં ઘરેથી કફન સાથે લઈ જવું અને તેને હજ્જનો એક હિસ્સો સમજવું ખોટું છે. પચાસ વર્ષ અગાઉ સાઉદી અરબ એક ગરીબ દેશ હતો. હજ્જનો દરિયાઈ અને રણનો સફર પણ ખૂબ મુશ્કેલ હતો. એવામાં કોઈનું અવસાન થઈ જાય, તો કફનની વ્યવસ્થા કરવામાં મુશ્કેલી પડતી હતી. તેથી હાજીઓ પોતાની સાથે કફન પણ રાખતા હતા. આજના યુગમાં સાઉદી અરબ દુનિયાનો સૌથી ધનવાન દેશ છે. સફર પણ આસાન થઈ ગયો છે. કફન આસાનીથી દરેક જગ્યાએ ઉપલબ્ધ હોય છે. તેથી કફન સાથે લઈ જવું જરૂરી નથી. હજ્જ પછી ઘણાં લોકો પોતે વાપરેલા એહ્‌રામને પોતાના કફન માટે સાચવી રાખે છે. આવું કરવામાં કોઈ વાંધો નથી.

● લોકો ન તો હજ્જ પહેલાં હજ્જની રીત શીખે છે, ન હરમના ચાળીસ દિવસના રોકાણમાં તે અંગેની માહિતી મેળવે છે. આને લીધે ક્યારેક તેમની પોતાની ભૂલોને કારણે અને ક્યારેક ટૂર અને ભારતીય એમ્બેસીની મજબૂરી કે બેદરકારીના કારણે હાજીઓને ખૂબ તકલીફોનો સામનો કરવો પડે છે. જેને તકલીફ પડી છે તે સૌપ્રથમ એ વાત સમજે કે તેને આવી તકલીફ કેમ પડી ? પછી કાનૂની અને બીજી રીતે કોશિશ કરે કે બીજા હાજીઓને ફરી આવી તકલીફ ન પડે. હજ્જ દરમ્યાન પોતાને પડેલ તકલીફોનો વારંવાર ઉલ્લેખ કરવાથી લોકો હજ્જના સફરથી ડરવા લાગે છે અને હજ્જ ન કરવાનું કે વિલંબથી કરવાનું તેમને બહાનું મળી જાય છે. તેથી પોતાની તકલીફોનો એ રીતે ઉલ્લેખ કરવો કે કોઈ ભયભીત થઈ જાય, ખોટું છે. હજ્જના સફરમાં જેટલી તકલીફો તમને પડશે, અલ્લાહત્આલા તેનો તમને અજ્રૂ આપશે.

● મક્કા-મુકર્રમા અને મદીના-મુનવ્વરામાં ઈબાદતનો આનંદ અને મસ્જિદોનું નૂરાની વાતાવરણ જન્નતથી ઓછું નથી. તેથી હજ્જ પછી ઘણાં દિવસો સુધી લોકો તેની ખુશી અને મસ્તીમાં મસ્ત રહે છે, અને અજાણતામાં પણ તેમના મોઢેથી ત્યાંની એવી પ્રશંસા નીકળતી રહે છે કે દિલ ત્યાંની ઈબાદતની ઈચ્છામાં તડપે છે. ગરીબોની સામે એવા વખાણ અને વર્ણનો ન કરવા જોઈએ, જેનાથી તેમનાં દિલ પણ પોતાના માલિકના ઘર અને મહેબૂબના ગુંબદને જોવા માટે તડપવા લાગે અને પોતાની લાચારી અને વિવશતા પર ઉદાસ અને દુઃખી થઈ જાય. કોઈ મોમિનનું દિલ દુઃખાવવું અને તકલીફ પહોંચાડવી ખૂબ મોટો ગુનો છે.

● હજ્જ એ નમાઝની જેમ એક ઈબાદત છે. હજ્જના સફર પર તેની મહાનતા અને તેની પ્રતિષ્ઠાને ધ્યાનમાં રાખીને સાદગીથી અને આજીજીની સાથે નીકળવું જોઈએ. ફૂલોનો હાર પહેરીને ઢોલ-ત્રાંસાની સાથે ઘરથી નીકળવું બિનઈસ્લામી રીત અને દેખાડો છે.

● ઈસ્લામ કોઈપણ સ્ત્રીને 'મહેરમ' વગર સફરની પરવાનગી આપતો નથી અને ન તો તેના સાથે એકાંતમાં રહેવાની મંજૂરી આપે છે. એક સ્ત્રી, ચાહે તે કોઈપણ ઉંમરની હોય, જો 'મહેરમ' વગર હજ્જના સફર પર પણ નીકળે છે તો તે એક મોટો ગુનો કરે છે, અને હરમનો એક ગુનો એક લાખ ગુના બરાબર છે.

● લોકોની પાસે હજ્જ ન કરવાનું એક બહાનું એ હોય છે કે અમારો ધંધો હલાલ (વૈધ) નથી. પહેલી વાત તો એ છે કે જ્યારે પૈસા હલાલ નહોતા તો કમાવ્યા જ કેમ ? અને બીજી વાત એ છે કે હજ્જ ધનદોલત આવવાથી ફર્ઝ થાય છે, ન કે માત્ર હલાલ ધનદોલત આવવાથી ! જ્યારે તમે તમારા પૈસાથી ખાઈ-પી રહ્યા છો અને પોતાના બાળકોનું ભરણ-પોષણ પણ કરી રહ્યા છો, તો હજ્જ પણ કરો. જો તમે હજ્જ નહીં કરો તો અલ્લાહત્આલા બેનિયાઝ (નિરપેક્ષ) પણ છે અને શક્તિશાળી અને જબરજસ્ત પણ છે. તેને કોઈની ઈબાદતની જરૂર નથી, અને તેણે વચન પણ આપ્યું છે કે તે જહન્નમને મનુષ્યો અને જિન્નાતોથી ભરી દેશે.

● મોટા ઉમરા અને નાના ઉમરાની કોઈ હકીકત નથી. જે 'આફાકી' છે તેમને ઉમરાનો એહ્‌રામ 'હિલ'ના બહારની સરહદ (મીકાત)થી

પહેરવાનો હોય છે. જેઓ 'એહલે-હિલ' છે તેઓ હિલની હદમાં ગમે ત્યાંથી એહ્‌રામ પહેરી શકે છે. જેઓ 'એહલે-હરમ' કે 'મક્કી' છે તેમણે 'હિલ'ની અંદરની સરહદ (મીકાત)થી એહ્‌રામ પહેરવાનો હોય છે. એહ્‌રામ કઈ જગ્યાએ પહેરવામાં આવી રહ્યો છે, તેની અસર ઉમરા કે હજ્જની ફઝીલત પર થતી નથી. જો 'એહલે-હરમ' તમીમના બદલે ઝુલહલીફા જઈને ઉમરાનો એહ્‌રામ પહેરે તો તેનાથી તેમના ઉમરાની ફઝીલત વધી જતી નથી, અલબત્ત સમય જરૂર બરબાદ થશે.

## હજ્જ અને ઉમરાની અદાયગી દરમ્યાન થતી કેટલીક સામાન્ય ભૂલો :

● એહ્‌રામની શરૂઆતથી હજ્જના મનાસિક (વિધિઓ)ના અંત સુધી 'ઇઝ્તિબાઅ'ની હાલતમાં રહેવું. (તવાફ સિવાય 'ઇઝ્તિબાઅ' કરવું મક્રૂહ છે.)

● એહ્‌રામ પહેર્યા પછી, ઉપરાંત અરફાત અને મુઝદલ્ફામાં 'તલ્બિયા' કહેતી વખતે અવાજ ઊંચો ન કરવો અથવા 'તલ્બિયા' જ ન પઢવું.

● તવાફ કે સઈ દરમ્યાન દરેક ચક્કર માટે અમુક દુઆઓને વિશેષ પઢવી, જ્યારે કે આ દરમ્યાન ફક્ત એ જ શરત છે કે જે ચાહો દુઆ માગો અથવા અલ્લાહનો ઝિક્ર કરો અથવા કુર્આનની તિલાવત કરો.

● તવાફ દરમ્યાન ઊંચા અવાજથી સાથે મળીને દુઆઓ માગવી, જે બીજા લોકોને તકલીફમાં મૂકે છે.

● સફા પર ચઢતી વખતે કા'બાની તરફ ઇશારો કરવો.

● લીલા રંગની નિશાનીઓ દરમ્યાન કેટલીક સ્ત્રીઓનું દોડવું, જ્યારે કે આ હુકમ ફક્ત પુરુષો માટે છે.

● કેટલાક લોકો એવું સમજે છે કે સફાથી સઈ શરૂ કરીને પાછા સફા પર પહોંચવું એ એક ચક્કર છે. આ સાચું નથી. સાચું એ છે કે જ્યારે સફાથી શરૂ કરીને મરવા પર પહોંચી જઈએ તો તે એક ચક્કર થઈ ગયો, અને જ્યારે સફા પર પાછા આવીએ તો તે બીજો ચક્કર થયો.

● એહ્‌રામ છોડતી વખતે માથાનો અમુક ભાગ મુંડાવવો અને અમુક ભાગ છોડી દેવો, અથવા આખા માથાના વાળ મુંડાવવા અને કપાવવાને બદલે અમુક વાળને કપાવી લેવા.

● 'વુકૂફે-અરફાત' દરમ્યાન દુઆ માગતી વખતે કિબ્લા-રુખ ન થવું.

● અરફાતમાં દુઆ માટે જબલે-રહમત પર ચઢવાની કોશિશ કરવી.

● અરફાત અને મિનામાં તથા અય્યામે-તશ્રીકની રાતો દરમ્યાન નિરર્થક કામો કે વાતોમાં સમય બરબાદ કરવો.

● રમી-જમરાત પછી ઊભા રહીને દુઆ માગવામાં ગફલત કરવી.

● કુરબાનીની ઉંમરે ન પહોંચ્યું હોય એવું જાનવર ઝબેહ કરવું અથવા ખામીવાળું જાનવર ઝબેહ કરવું કે ઝબેહ કર્યા પછી જાનવરને ફેંકી દેવું.

● અરફાના દિવસે અસ્ર પછી કેટલાય હાજીઓ કૂચની તૈયારીઓમાં લાગી જાય છે, જ્યારે કે આ સમય દુઆ માટે સૌથી શ્રેષ્ઠ છે અને આ સમયે અલ્લાહત્આલા પોતાના બંદાઓનો ઉલ્લેખ ગર્વથી કરે છે.

● ઘણાં હાજીઓનું મુઝદલ્ફાની રાત્રે મગરિબ અને ઇશાની નમાઝોમાં કિબ્લાની દિશા જાણ્યા વગર ઉતાવળ કરવી અને આવું જ ફજ્રની નમાઝમાં પણ કરવું, જ્યારે કે વાજિબ એ છે કે કિબ્લાની દિશા જાણવાની કોશિશ કરવી જોઈએ અથવા જેને ખબર હોય તેને પૂછી લેવું જોઈએ.

● ઘણાં હાજીઓનું મુઝદલ્ફાથી અડધી રાત્રે જ નીકળી જવું, જ્યારે કે મુઝદલ્ફામાં રાતવાસો કરવો હજ્જના વાજિબ કામોમાંથી એક છે.

● કેટલાક મજબૂત હાજીઓ દ્વારા રમી-જમરાત માટે કોઈ બીજાને વકીલ બનાવવું, જ્યારે કે આ છૂટ માત્ર અપંગો અને કમજોરોને છે.

● જમરાતને કાંકરીઓ મારતી વખતે પગરખા કે મોટા-મોટા પથ્થરો વગેરે ફેંકવું.

● કેટલાક હાજીઓ (અલ્લાહ તેમને સાચો માર્ગ બતાવે) ઈદના દિવસે શોભા માટે કે સારા દેખાવા માટે દાઢી મુંડાવી નાખે છે, જ્યારે કે આવું કરવું અફઝલ જગ્યાએ અને અફઝલ સમયે અલ્લાહની નાફરમાની છે.

● હજ્રે-અસ્વદને બોસો આપવા માટે ધક્કામુક્કી કરવી, જેમાં વાત ક્યારેક લડાઈ-ઝઘડા, ગાળાગાળી અને દુશ્મની સુધી પહોંચી જાય છે.

● કેટલાક લોકોનું એમ સમજવું કે હજ્રે-અસ્વદ પોતે કોઈ નફો પહોંચાડી શકે છે, તેને લીધે તમે જોશો કે અમુક લોકો તેને હાથ લગાવીને પોતાના શરીર પર ઘસે છે. પરંતુ આ જિહાલત (અજ્ઞાનતા) છે. નફો પહોંચાડનાર ફક્ત અલ્લાહત્આલા છે.

હઝરત ઉમર રદિ.એ હજ્રે-અસ્વદને હાથ લગાવતાં મહાન ઐતિહાસિક શબ્દો કહ્યા હતા, ''હું જાણું છું કે તું એક પથ્થર છે અને પોતાની રીતે કોઈને નફો-નુકસાન પહોંચાડી શકતો નથી. જો મેં રસૂલ ﷺ ને તને બોસો કરતા ન જોયા હોત તો હું તને કદી બોસો ન કરતો.''

● કેટલાક હાજીઓ કા'બાના તમામ ખૂણાને સ્પર્શ કરે છે અને ક્યારેક તેની દીવાલોને હાથ લગાવે છે અને પછી તેને પોતાના શરીર પર ફેરવે છે, જ્યારે કે આ જિહાલત છે.

● કેટલાક લોકો રુક્ને-યમાનીને પણ ચૂમે છે અને આ ભૂલ છે, એટલા માટે કે રુક્ને-યમાનીને ફક્ત હાથ લગાવવાનો હુકમ છે, બોસો કરવાનો નહીં.

● અમુક હાજીઓ હતીમની અંદરથી તવાફ કરે છે, આ સાચું નથી.

● કેટલાક હાજીઓ મિનામાં રોકાણ દરમ્યાન નમાઝો જમા કરીને પઢે છે. આ પણ સાચું નથી.

● અમુક હાજીઓ સૌપ્રથમ મોટા શૈતાનને, પછી વચ્ચેના અને અંતે નાના શૈતાનને કાંકરીઓ મારે છે, જ્યારે કે સાચું એ છે કે આનાથી ઊલટા ક્રમમાં કાંકરીઓ મારવી જોઈએ.

● કેટલાક લોકો સાતેય કાંકરીઓ મુઠ્ઠીમાં લઈને એકી સાથે ફેંકી દે છે, આ મોટી ભૂલ છે. વિદ્વાનો કહે છે કે જો કોઈએ એક વારમાં એકથી વધારે કાંકરીઓ ફેંકી તો તે એક જ કાંકરી ગણાશે. વાજિબ એ છે કે એક-એક કરીને કાંકરીઓ ફેંકવામાં આવે, જેમ કે નબી કરીમ ﷺ એ કર્યું હતું.

● કા'બાથી વિદાય થતી વખતે તેની તરફ હાથ કરીને ઇશારો કરવું પણ ભૂલ છે.

—●—

# હજ્જનો સફર કોના દ્વારા કરવામાં આવે ? હજ્જ કમિટી કે ટૂર ?

હજ્જનો સફર હજ્જ કમિટી દ્વારા કરવામાં આવે કે ટૂર દ્વારા ? આ એક મુશ્કેલ પ્રશ્ન છે. હું અહીં તમારા સામે બંનેની હકીકત મૂકી દઉં છું, નિર્ણય તમારે કરવાનો છે.

સાઉદી સરકારે હાજીઓને સારાં ઉચ્ચ ધોરણના રહેઠાણો મળે અને આસાની રહે તે હેતુથી નીચેના નિયમો બનાવ્યા છે :

૧. દરેક હાજીને રહેવા માટે 1 x 4 ચો.મીટરની જગ્યા મળવી જોઈએ.

૨. દરેક હાજીને પલંગ, ગાદલું, તકિયો અને કંબલ મુઅલ્લિમ તરફથી મળવા જોઈએ.

૩. બસની તમામ વ્યવસ્થા મુઅલ્લિમ કરશે.

૪. રહેઠાણમાં ગેસનો ચૂલો અને ગેસ પહેલી વખત મફત મળશે.

૫. દરેક હાજીને તેના રૂમની બહાર ઝમઝમનું પાણી પીવા માટે મળશે.

૬. દરેક બિલ્ડિંગમાં લિફ્ટ હશે.

૭. હાજીઓ ફક્ત બે જગ્યાએ પોતાનો સામાન ઉઠાવશે - એક મક્કામાં બિલ્ડિંગની લિફ્ટથી પોતાના પલંગ સુધી અને બીજી જગ્યા મદીનામાં બિલ્ડિંગના નીચેથી પોતાના પલંગ સુધી. બાકી તમામ જગ્યાઓ ઍરપોર્ટ, બસ-ડેપો વગેરે મુઅલ્લિમ કે ઍરપોર્ટનો કૂલી સામાન ઉઠાવશે.

૮. હજ્જ કમિટી દ્વારા જવાવાળાઓ માટે મક્કાશરીફ કે મદીના-મુનવ્વરા પહોંચતાં પહેલા એક વખતનું ભોજન મુઅલ્લિમ તરફથી હોય છે. એ જ રીતે અરફાતના દિવસે પણ બપોરનું ભોજન મુઅલ્લિમ તરફથી હોય છે.

● ઉપર લખેલ તમામ જરૂરિયાતો અને સહુલતો ઉપલબ્ધ કરાવવાનું કામ ટૂર કે હજ્જ કમિટીવાળા કેવી રીતે કરે છે, તે નીચે દર્શાવેલ છે :

## હરમથી નજીક :

**હજ્જ કમિટી :**

હજ્જ કમિટીએ હાજીઓના રહેઠાણના ત્રણ ગ્રેડ બનાવ્યા છે.

૧. ફર્સ્ટ ગ્રેડ (ગ્રીન) : ફર્સ્ટ ગ્રેડના રહેઠાણો હરમથી ૦ થી ૧૨૦૦ મીટરના અંતરે હોય છે.

૨. સેકન્ડ ગ્રેડ (વ્હાઇટ) : આ ગ્રેડના રહેઠાણો ૧૨૦૧ મીટરથી ૨૦૦૦ મીટરના અંતરે હોય છે.

૩. થર્ડ ગ્રેડ (અઝિઝીયા) : આ ગ્રેડના રહેઠાણો અઝિઝીયા વિસ્તારમાં હોય છે, જ્યાંથી આવવા માટે વાહનનો ઉપયોગ અનિવાર્ય છે.

હજ્જ કમિટીવાળા એ વાતનો પ્રયત્ન કરતા રહે છે કે કોન્ટ્રાક્ટ મુજબ રહેઠાણો આપે. તે પોતાના વચનો અને કોશિશોમાં ૯૦% સફળ પણ થાય છે. અલબત્ત, ક્યારેક બિલ્ડિંગોની અછતના કારણે કેટલાક હાજીઓને વચન મુજબ રહેઠાણો નથી મળતા.

**ટૂર :**

ટૂરવાળાં મોટાભાગના હાજીઓનું રહેઠાણ હરમના બિલકુલ પાસે જ રાખે છે. પરંતુ ટૂરવાળાઓનાં પણ ગ્રેડ હોય છે. જેઓ તદ્દન ઓછા નાણામાં હજ્જ કરાવે છે, તેમના રહેઠાણો પણ હજ્જ કમિટીના બીજા કે ત્રીજા ગ્રેડની જેમ દૂર હોય છે, અને જેઓ ઓછી કિંમતે નજીકની હોટલોમાં હાજીઓને રાખે છે, તેઓ હજ્જના ત્રણ કે ચાર દિવસ પહેલા અને હજ્જના ત્રણ કે ચાર દિવસ પછી સુધી હંગામી ધોરણે હાજીઓને એટલા દૂરની હોટલોમાં રાખે છે કે ટેક્ષી કે બસ દ્વારા હરમ આવવું પડે છે. આવું એટલા માટે હોય છે કે નજીકની હોટલોમાં રહેઠાણો હજ્જના દિવસોમાં ખૂબ મોંઘી કિંમતે મળે છે અને વિદેશના ધનવાન હાજીઓએ તેને અગાઉથી બુક કરાવી રાખ્યા હોય છે.

મિનામાં તંબુઓ મુઅલ્લિમ તરફથી આપવામાં આવે છે. ક્યારેક મુઅલ્લિમ અને ટૂરવાળાનો તાલમેલ ન હોવાને કારણે ટૂરના હાજીઓને મિનામાં તંબુઓ પણ નથી મળતા. બિચારા હાજીઓને બીજાના તંબુઓમાં પાંચ દિવસ પસાર કરવા પડે છે.

## હાજીઓનું રહેવાનું ધોરણ :

**હજ્જ કમિટી :**

સાઉદી સરકારના નિયમ અનુસાર હાજી કોઈપણ ગ્રેડના રહેઠાણવાળો હોય (રહેઠાણ પાસે હોય કે દૂર) દરેકને અગાઉ દર્શાવેલ ધોરણ મુજબ તમામ સગવડો આપવી જરૂરી છે અને હજ્જ કમિટીવાળાં પોતાની તમામ કોશિશો કરે છે કે એ ધોરણને પૂરું કરે અને હકીકતમાં તેઓ પોતાની કોશિશમાં ૯૦% થી ૧૦૦% સફળ પણ થાય છે.

**ટૂર :**

ટૂરવાળાં માટે હજ્જનો સફર એક વેપાર છે અને નફો મેળવવાનું એક સાધન છે. તેથી ટૂરવાળાં દરેક જગ્યાએ પૈસા બચાવે છે, અને તમામ સગવડો તમારા પૈસા અનુસાર હોય છે. વચ્ચેના અને ઓછા ખર્ચવાળાં ટૂરિસ્ટ ઘણાંબધા હાજીઓને એક જ રૂમમાં રાખે છે, અને તે પણ ક્યારેક તો પલંગ વગર. સારી ટૂરવાળાં દરેક ગ્રેડના હાજીને રહેઠાણની સારી સગવડો આપે છે. સામાન્ય ટૂરવાળાં ફક્ત લક્ઝરી કે ડીલક્ષ વગેરે ગ્રેડના હાજીઓને જ સારી સગવડો આપે છે.

## ભોજન :

**હજ્જ કમિટી :**

હજ્જ કમિટી લગભગ ૨૬૦૦૦/- રૂપિયા પાછા આપીને અને

રહેઠાણ પર ગેસ અને ચૂલો વગેરે આપીને છૂટી જાય છે. હાજીઓએ બહારથી ખરીદીને કે પોતે રાંધીને ખાવાનું હોય છે. હાજીઓ પોતાની પસંદનું આસાનીથી અને બજેટ અનુસાર રાંધીને કે ખરીદીને ખાય છે.

### ટૂર :

ટૂરવાળાં એક પૈસો પાછો આપતાં નથી. ભોજન ટૂર તરફથી હોય છે. જો રસોયો તમારા વતનનો છે અને ખાવાનું પણ સારું બનાવે છે તો તમારા માટે સારું છે, નહિં તો ચાળીસ દિવસ સુધી જે કંઈ મળે તે મજબૂરીથી તમારે ખાવું પડશે. (હું એક એવા ટૂરવાળાને જાણું છું, જે ઇ. ૨૦૦૭માં હાજી સ્ત્રીઓથી પણ ખાવાનું રંધાવતો હતો.) કેટલાક સારી ટૂરવાળાં ખૂબ સારું જમવાનું આપે છે.

## મસ્લકનો પ્રશ્ન :

### હજ્જ કમિટી :

હજ્જ કમિટીથી જવાવાળાં લોકો જુદા-જુદા પ્રદેશોનાં અને વિભિન્ન મસ્લકો પર અમલ કરનારાં હોય છે. તેથી રહેઠાણ પર પણ એક મસ્લકવાળાંની બહુમતી ન હોવાને કારણે પાણી, મકાન-માલિકનો ડર અને મુઅલ્લિમના માણસોનો ભય પણ હોય છે. તેથી બધા પોતાના કામથી કામ રાખે છે અને મસ્લકી વાદ-વિવાદોમાં નથી ઉલઝતા.

### ટૂર :

ટૂરમાં મોટાભાગના લોકો ગ્રુપ બનાવીને જાય છે. ટૂર ઑપરેટરને પણ નાણા અને સેવાની તક આપીને ઉપકારક બનાવી ચૂક્યા હોય છે. હોટલોમાં મુઅલ્લિમ કે મકાન-માલિકનો ડર નથી હોતો, તેથી લોકો પરસ્પર ચર્ચાઓ ખૂબ કરતા હોય છે. અમુક મસ્લકવાળાં હરમશરીફના ઇમામની પાછળ નમાઝો નથી પઢતા, એ લોકોને હરમમાં જમાઅત છૂટી જવાનો કોઈ ભય તો હોતો નથી, તેથી રૂમમાં કે રહેઠાણના હૉલમાં ખૂબ સમય પસાર કરે છે. મજલિસો કરે છે, તકરીરો (પ્રવચનો) કરાવડાવે છે, જેના કારણે બીજા મસ્લકવાળાઓને ચાળીસ દિવસ પસાર કરવા મુશ્કેલ થઈ જાય છે.

## વિમાનનો સફર :

### હજ્જ કમિટી :

હજ્જ કમિટી પોતાના તરફથી પૂરેપૂરી કોશિશ કરે છે કે હાજીઓને સહેજ પણ તકલીફ ન પડે. તેથી હાજીઓની બધી ફ્લાઇટ ભારતથી સીધા મક્કાશરીફ કે મદીના-મુનવ્વરા માટે હોય છે. હજ્જ કમિટીથી જવાવાળાં હાજીઓને વિમાનના સફરમાં જે તકલીફ પડે છે, તે તેમની પોતાના જીદ કે અજ્ઞાનતા કે પછી ઍરપોર્ટના કર્મચારીઓ અને ઍર-ઇન્ડિયાની નકામી કાર્યપ્રણાલી કે રાજકારણને લીધે પડે છે. તેમાં હજ્જ કમિટીનો કોઈ દોષ નથી.

### ટૂર :

હજ્જના દિવસોમાં સાઉદી અરબની બધી સીધી ફ્લાઇટો અગાઉથી રીઝર્વ હોય છે. તેથી ટૂરવાળાંને મોટાભાગે સીધી ફ્લાઇટમાં સીટ નથી મળતી. તેથી તેઓ પહેલાં મુંબઈથી અરબસ્તાનનાં કોઈ શહેરની ટિકિટ કરાવે છે, પછી એ જ શહેરથી સાઉદી અરબની ટિકિટ કઢાવે છે. આને લીધે મોટાભાગના હાજીઓને અમુક કલાકોથી લઈને કેટલાક દિવસો સુધી અરબસ્તાનનાં કોઈ ઍરપોર્ટ પર રહેવું પડે છે અને તે પછીની ફ્લાઇટની રાહ જોવી પડે છે. આ એક વધારે તકલીફદાયક વાત છે. જવા અને આવવામાં કેટલાક મોટા ટૂરવાળાં જ્યારે ચાર્ટર ફ્લાઇટ બુક કરાવે છે, તો આવી સમસ્યા નથી હોતી, પરંતુ નાના ટૂરવાળાઓની સાથે પરેશાનીનો મામલો રહે જ છે. આવી સમસ્યા હજ્જ માટે જતી વખતે અને પાછા ફરતી વખતે એમ બંને વખતે થાય છે. બંને વખત (જતાં અને આવતાં) વિમાન બદલવામાં ક્યારેક સામાન પણ રહી જાય છે અને કેટલાય મહિનાઓ પછી મળે છે.

## છેતરપિંડી :

### હજ્જ કમિટી :

હજ્જ કમિટીથી જો તમારું નામ ડ્રોમાં આવી જાય તો તમે નિશ્ચિતપણે હજ્જના સફરે જઈ શકશો.

### ટૂર :

હજ્જના દિવસોમાં હજ્જના એક વિઝાની કિંમત બ્લેક-માર્કેટમાં ₹ ૮૦૦૦૦ થી પણ વધારે હોય છે. તેથી એવા પણ બનાવો બનતા હોય છે કે ટૂરવાળાં હાજીઓ પાસેથી અગાઉથી જ પૂરેપૂરાં પૈસા લઈ લે છે, પછી હજ્જના અમુક દિવસો પહેલા તેઓ એ પૈસા એમ કહીને પાછા આપી દે છે કે વિઝાની વ્યવસ્થા થઈ શકી નથી. વાસ્તવમાં થાય છે એવું કે જો તેઓ એક હાજીને ભારતથી લઈ જઈને હજ્જ કરવીને પાછા લાવે છે તો તેમને એક હાજી દીઠ ₹ ૩૦૦૦૦/- થી ₹ ૫૦૦૦૦/- સુધી નફો મળે છે; જ્યારે કે જો તેઓ વિઝા વેચી નાખે તો કોઈપણ મહેનત વગર એક વીઝા પર ₹ ૮૦૦૦૦/- સુધી કમાઈ લે છે. આમ, ધોકેબાજ ટૂરિસ્ટો કાળાબજારમાં વિઝા વેચીને હાજીઓના નાણા છેલ્લા દિવસોમાં પાછા આપી દે છે.

## ફરિયાદ કોને અને ક્યાં કરવી જોઈએ ?

### હજ્જ કમિટી :

ભારતની સરહદમાં હજ્જ અંગેની તમામ વ્યવસ્થાની જવાબદારી 'હજ્જ કમિટી ઑફ ઇન્ડિયા'ની છે. પરંતુ ભારતથી બહાર હજ્જ અંગેની તમામ વ્યવસ્થા હજ્જ કમિટીના બદલે 'ઇન્ડિયન હજ્જ મિશન' નામની સંસ્થા કરે છે. આ સંસ્થા ભારતીય દૂતાવાસ (ઇન્ડિયન કોન્સ્યૂલેટ) હેઠળ

કામ કરી રહી છે. તેથી જો તમને ભારતમાં કોઈ ફરિયાદ હોય તો 'હજ્જ કમિટી ઑફ ઇન્ડિયા'નો સંપર્ક કરો અને જો ભારતથી બહાર કોઈ ફરિયાદ હોય તો ભારત પાછા ફરો તે પહેલાં 'ઇન્ડિયન હજ્જ મિશન'નો સંપર્ક કરો. 'ઇન્ડિયન હજ્જ મિશન' અને ભારતીય દૂતાવાસના સરનામા અને ફોન નંબર આ પુસ્તકના અંતે દર્શાવેલ છે. હજ્જ કમિટી ઑફ ઇન્ડિયાનું સરનામું નીચે મુજબ છે :

ચીફ એક્ઝિક્યુટિવ, હજ્જ કમિટી ઑફ ઇન્ડિયા,

હજ્જ હાઉસ, ૭/એ.એમ.આર.એ. માર્ગ, પલ્ટન રોડ,

મુંબઈ - ૪૦૦૦૦૧.

www.hajjcommittee.com

Tele : 022-22612989 (6 Lines) Fax : 022-22630461

**ટૂર :**

ટૂરિઝ્મ એક મોટો વેપાર છે. તેમાં ટૂર ઑપરેટર ખૂબ ઈમાનદારની સાથે ગ્રાહકોને ઉત્તમ સેવાઓ આપે છે. પરંતુ હાજીઓની સાથે આવો મામલો નથી હોતો, એટલા માટે કે મોટાભાગના હાજીઓ ભોળાં, નેક અને શરીફ હોય છે. જેમ તેઓ પોતે નેક હોય છે, એવી જ રીતે બીજા લોકોને પણ તેઓ નેક સમજે છે, તેથી તેઓ ટૂર ઑપરેટરો પર પણ સંપૂર્ણ ભરોસો કરતા હોય છે, અને આ જ ભરોસાનો મોટાભાગે ટૂર ઑપરેટરો ગેરલાભ ઉઠાવતા હોય છે. (અમુક ટૂરવાળાઓનું ધોરણ ખૂબ જ સારું હોય છે અને ક્યારેય કોઈપણ મામલામાં ફરિયાદનો મોકો નથી આપતાં, પરંતુ મોટાભાગના ટૂરવાળાઓથી હાજીઓને ફરિયાદ રહેતી હોય છે.)

- આ ટૂરવાળાઓનો હજ્જ-ટૂર ઉપરાંત એક્ષપોર્ટ-ઇમ્પોર્ટ, ફૉરેન એક્ષચેન્જ, વિદેશમાં રોજગાર અપાવવો વગેરે વ્યવસાય પણ હોય છે. આ એક શક્તિશાળી લૉબી છે. કાં તો તેઓ પોતે જ 'ભાઈ' હોય છે અથવા 'ભાઈ'ના ભાઈ હોય છે. તેથી કોઈ શરીફ હાજીની વિનંતીઓ કે આજીજીઓની તેમના ઉપર કોઈ અસર થતી નથી. જો કોઈને તેમનાથી ફરિયાદ હોય તો કાનૂની કાર્યવાહી કરો અને એ ઇરાદાથી કરો કે ઇન્શાઅલ્લાહ હવે પછી હાજીઓ તેમની દુષ્ટતાઓથી બચી જશે.

ટૂર ઑપરેટરોનો નીચે દર્શાવેલ કાર્યાલયોથી કોઈને કોઈ પ્રકારે સંબંધ કે સંપર્ક હોય છે. આ તમામ જગ્યાઓ સામાન્ય હાજીની પહોંચથી બહાર છે. પરંતુ અલ્લાહથી આશા છે કે તમારી ફરિયાદ પર કોઈ-ને-કોઈ વ્યક્તિ જરૂર કાન ધરશે.

Association of All India Haj Umrah Tour Organisers
Head Office :
Post Box No. 17377, 2nd Floor, Halima Manzil,
4th Gavthan Lane, Opp. P.O. Andheri (West),
Mumbai-400058.
Phone Nos. : 26204886, 25204887, 26245572
Fax Nos. : 022-26288453 & 022-26236040
Email : info@aihutoa.com, chairman@aihutoa.com
Website : www.aihutoa.com

આમ તો આ એસોસીએશન ટૂર ઑપરેટરોના હિતોની રક્ષા માટે ઊભી કરવામાં આવેલ છે. પરંતુ સંભવ છે કે હાજીઓની નિરંતર ફરિયાદો પહોંચવાથી તે હાજીઓના હિતો અંગે પણ ગંભીર થાય.

---

Ministry of External Affairs (MEA) Govt. of India.
Administrative Officer / Under Secretary (Hajj Cell)
Akbar Bhavan, New Delhi.
Email : aohaj@mea.gov.in
Website : http://meaindia.nic.in

આ ભારત સરકારનું એક કાર્યાલય છે, જ્યાં બધા ટૂર ઑપરેટરોને પોતાને રજિસ્ટર્ડ કરાવવા પડે છે.

---

Maossasa Mutawaffy Hujjaj (South Asian Contries)
Second Ring Road, Al-Rusifa,
Makkah Al-Mukarramah,
(Kingdom of Saudi Arabia)
Tel : 5342144 Fax : 00966-2-5342182

આ સાઉદી સરકારનું કાર્યાલય છે, જે દક્ષિણ એશિયાથી હજ્જ અને હાજીઓથી સંબંધિત મામલાઓનું નિરીક્ષણ કરે છે. તેમની નજર ટૂર ઑપરેટરો પર પણ હોય છે.

---

તમારી ફરિયાદ માટેનું છેલ્લું સરનામું પોલિસ-ચોકી છે. પરંતુ ત્યાં પગ મૂકતાં પહેલા જરા પોતાના પર પણ નજર નાખી લો, કેમ કે કાનૂનના અમુક નિયમો થોડેક અંશે જંગલથી મળતા આવે છે. ત્યાં જીત એની જ થાય છે, જેનામાં લાંબા સમય સુધી અને દૂર સુધી લડવાની શક્તિ હોય.

—•—

## મોમિનનું વલણ

હઝરત શદ્દાદ બિન ઔરસ રદિ.નું કથન છે કે નબી ﷺ એ ફરમાવ્યું : ''બુદ્ધિશાળી એ છે જેણે પોતાની જાતનો હિસાબ લીધો અને મૃત્યુ પછીના જીવન માટે કર્મો કર્યા અને નમાલો એ છે જેણે પોતાની જાતને ઇચ્છાઓને તાબે કરી દીધી અને અલ્લાહ પાસે (કૃપા અને મહરેબાનીની) આશાઓ બાંધી લીધી.'' (તિરમિઝી, મિશ્કાત, બાબ : ઇસ્તિહબાબુલ માલ)

# ઈ. ૧૮૬૮ માં હજ્જનો એક સમુદ્રી સફર

નવાબ સૈયદ સિદ્દીકહસનખાં રહ.નો જન્મ ઈ. ૧૮૩૨ માં થયો હતો. બાળપણમાં પોતાના મોટા ભાઈની પાસે રહ્યા. આરંભિક શિક્ષણ આલિમોથી પ્રાપ્ત કર્યું. પછી અમુક વર્ષો કાનપુર અને ફર્રુખાબાદમાં શિક્ષણ પ્રાપ્ત કરતા રહ્યા. અંતે સદ્રુસ્-સુદૂર, દિલ્હીના મુફ્તી સદ્રુદ્દીનખાન સાહેબની પાસે હાજર થઈને જ્ઞાનની પૂર્તિ કરી. હદીસમાં તેઓ હઝરત અબ્દુલ અઝીઝ રહ. અને સોકાનીના શિષ્ય હતા.

તેમણે ઈ. ૧૮૬૮ માં હજ્જ કરી. આ સફરનું સંક્ષિપ્ત વૃત્તાંત તેમણે 'અત્હાફુલ નબલા' અને 'ઈઝાહુલ મહજા'માં લખ્યું છે. તેઓ કહે છે :

આ વિનીત બંદો ૧૩ ડિસેમ્બર ઈ. ૧૮૬૮ (૨૭ શા'બાન હિ. ૧૨૮૫)ના દિવસે ઝુહ્રની નમાઝ પછી હજ્જની ફર્ઝ અદા કરવાના ઈરાદા સાથે ઘરથી નીકળ્યો. ૨૪ ડિસેમ્બર (૧૯ રમઝાન)ના દિવસે અસ્રની નમાઝથી પહેલા મુંબઈથી ફત્હ સુલતાન નામના જહાજમાં સવાર થયો. જ્યારે જહાજનું લંગર ઉઠાવવામાં આવ્યું ત્યારે હવા સારી ચાલી રહી હતી. તેથી જહાજે આશરે સાઈઠ મરહલાઓ એક દિવસમાં જ પસાર કરી દીધા. પછી હવા રોકાઈ ગઈ. ત્રણ દિવસ સુધી માથું ચઢેલું રહ્યું અને ઊલ્ટીઓ થતી રહી. ચોથા દિવસે તબિયતમાં થોડોક સુધારો થયો. આ જહાજમાં ત્રણસો માણસો સવાર હતા. અમે લોકો વુઝૂ અને ગુસ્લ (સ્નાન) સમુદ્રના ખારા પાણીથી કરતા અને ખાવું-પીવું મીઠા પાણીથી, જે અમે લોકો જહાજમાં સાથે લઈને આવ્યા હતા. ૧ જાન્યુઆરી ઈ. ૧૮૬૯ના દિવસે બાબ-સિકંદર (બાબ અલ-મઝહબ)થી પસાર થયું. ૧૦ જાન્યુઆરીના દિવસે જહાજે હદીદામાં લંગર નાખ્યું. હજુ અમારી ગણત્રી અનુસાર અઠ્ઠાવીસ જ તારીખ હતી કે ત્યાં ઈદનો ચાંદ દેખાઈ ગયો. ન છૂટકે અમારે બંદરગાહના લોકોની સાથે સહમત થવું પડ્યું. ઈદગાહમાં આશરે બે હજાર લોકોની સાથે ઈદની નમાઝ પઢી. બાકીના રોઝા કઝા રાખી લીધા, અને દસ શવ્વાલના દિવસે ફરી પાછા જહાજમાં સવાર થઈ ગયા.

જહાજ છ દિવસ વધારે બંદરગાહ પર લંગર લગાવીને પડી રહ્યું, અને ૧૭ શવ્વાલના દિવસે લંગર ઉઠ્યું. જ્યારે જહાજ ચાલ્યું, રસ્તામાં ફરી હવા બંધ થઈ ગઈ. ત્રણ દિવસ સુધી જહાજ ત્યાં જ ઊભું રહ્યું. જ્યારે હવા ચાલી તો રાત્રે વરસાદ પણ પડ્યો, જેને લીધે દિવસે જહાજ જેટલો સફર કરતું, એટલું જ રાત્રે વિરુદ્ધ દિશાની હવાને કારણે ફરી પાછું આવી જતું. આવું કેટલાય દિવસો સુધી ચાલતું રહ્યું. કંઈ ન પૂછો શું હાલત થઈ અમારી ! ન પાણી બચ્યું, ન ખાવાનું. એક વખતમાં મુશ્કેલીથી ફક્ત એક અડધો પાંઉ, ખીચડી અને બે ઘૂંટ પાણી મળતું હતું. શ્વાસ રૂંધાઈને નાક સુધી આવી ગયો હતો. 'હિસ્ને-હસીન' (દુઆઓનું પુસ્તક) નો ખતમ કર્યો. હવા ચાલી અને જહાજ રવાના થયું. એક અંધારી રાત્રે જહાજ કોઈ પહાડથી ટકરાતું રહી ગયું. એ તોફાની રાત ક્યામતની રાત કરતાં પણ વધારે કાળી, સખત અને લાંબી હતી. શનીવારના દિવસે જહાજમાં ઝીલકદનો ચાંદ જોવા મળ્યો. ૪ ઝીલકદના દિવસે 'યલમ્લમ' પહાડ (મીકાત) જોવા મળ્યો. ફજ્રની નમાઝ પછી ન્હાઈ-ધોઈને ઉમરાનો એહ્રામ બાંધ્યો. 'હજ્જે-તમત્તો'ની નિયત કરી. અલ્લાહ-અલ્લાહ કરીને જહાજ ૨૧ ફેબ્રુઆરી (૯ ઝીલકદ)ના દિવસે જિદ્દાહ બંદરે પહોંચ્યું. જીવમાં જીવ આવ્યો. હદીદાથી જિદ્દાહનો સાત દિવસનો સફર સમુદ્રી માર્ગે આશરે એક મહિનામાં પૂરો થયો. જિદ્દાહમાં ત્રણ દિવસ રોકાણ કર્યું. ૧૪ ઝીલકદના દિવસે 'મહસૂલ જમરક' (ટેક્ષ) આપીને આગળ વધ્યા. અડધી રાત્રે પોતાના એક સાથી સૈયદ અબૂબક્રની સાથે બાબુસ્-સલામથી મસ્જિદે-હરામમાં દાખલ થયા.

ખાનએ-કા'બા પર નજર પડતાં જ રસ્તાની તમામ તકલીફો અને સફરની મુસીબતો તથા સમુદ્રનો થાક ભૂલી ગયો. ઉમરાની વિધિઓ ક્રમવાર અદા કરી. ભીડ ન હોવાને લીધે હજ્રે-અસ્વદને બોસો દરેક ચક્કરમાં સારી રીતે કરી શકાયો. સઈ પછી રાત હરમમાં જ વિતાવી. સવારે અવ્વલ સમયે શાફઈના મુસલ્લા પર ફજ્રની નમાઝ પઢીને મંજિલ પર આવ્યો. ૨૯ ઝીલકદ (૧૩ માર્ચ) ના દિવસે કાઝીની સામે ચાંદ જોવાની શહાદતનું દૃશ્ય નિહાળ્યું. પરતુ મેં કે કોઈ સાથી મુસાફરે ચાંદ નહોતો જોયો.

૮ ઝીલહજ્જના દિવસે એહ્રામ બાંધીને મિના પગપાળા ગયો, પછી ત્યાંથી અરફાત સુધી સવારી દ્વારા ગયો. અરફાતમાં વુકૂફથી પહેલા આખી 'હિઝબુલ-આ'ઝમ' (દુઆ) પઢી. મગરિબ પછી મુઝદલ્ફા તરફ કૂચ કરી. અરફાત અને મિનામાં ફુરસદના સમયે કિતાબત (અરબીમાં લેખન) પણ કરી. ૧૩ ઝીલહજ્જના દિવસે મિનાથી મક્કા આવ્યો. ૧૫ સફર હિ. ૧૨૮૬ (૨૭ મે ઈ. ૧૮૬૯)ના દિવસે કાફલો મદીના તરફ રવાના થયો, સામાન્ય સંજોગોથી વિપરીત વીસ દિવસમાં પહોંચ્યો. એક અઠવાડિયું રોકાણ થયું. મસ્જિદે-નબવી ﷺ, પવિત્ર કબર અને જન્નતુલ બકીઅ તથા ઉહદના શહીદો વગેરેના મઝારો તેમજ મસ્જિદોની ઝ્યારતનો મોકો મળ્યો. પાછા ફરતાં ખાસ મદીનાથી ઉમરાનો એહ્રામ બાંધ્યો. બાર દિવસમાં કાફલો મક્કા પહોંચ્યો. એ વખતે પણ અડધી રાત હતી. મતાફ અને સઈમાં કોઈ નહોતું અને તેને લાભપ્રદ સમજીને સઈ અને તવાફ કર્યા. મુહલ્લા હિન્દીમાં રોકાણ હતું. હરમમાં આવવા-જવા માટે બાબે-ઝ્યારા હતું.

મક્કા-મદીનામાં કુલ રોકાણ લગભગ ચાર મહિનાનું થયું. પાછા ફરતાં ફૈઝુલ-બારી નામે જહાજ મળ્યું. તેમાં નવસો માણસો સવાર હતા. તે પણ હદીદામાં ત્રણ દિવસ સુધી રોકાયું. આ બંદરગાહનો ઘાટ પણ અત્યંત ખરાબ હતો. ત્યાંથી ચાલીને ઉદન સુધી એવી ગરમી હતી કે આખા શરીર પર ગુમડાં થઈ ગયા. ઉદનથી આગળ વરસાદની મોસમ હતી. મુંબઈ સુધી તોફાને જહાજને ઉપર-નીચે કરવાનું શરૂ કરી દીધું હતું. તોફાની મોજાઓએ મુસાફરોના શ્વાસ અધ્ધર કરી દીધા હતા. બાવીસ દિવસમાં જિદ્દાહથી મુંબઈ પહોંચ્યા. વરસાદને લીધે ખૂબ મુશ્કેલીથી જૂનના બીજા અડવાડિયે ભોપાલ પહોંચ્યો. આખા સફરની મુદ્દત સાત મહિના છે.

આ હતો આપણા સમયના એક નવાબનો હજ્જનો સફર ! પહેલાના જમાનામાં નવાબોને પણ હજ્જના સફરમાં જે તકલીફો પડી હતી, આ નવા જમાનામાં શું તેના એક ટકા પણ કોઈને તકલીફ પડે છે ? તેથી આ વિષયને અનેકવાર વાંચીને મનમાં બેસાડી દો, પછી તમને તમારા હજ્જના સફરમાં જો કોઈ તકલીફ થાય તો તમે ફરિયાદને બદલે અલ્લાહનો આભાર માનશો.

અલ્લાહ તઆલા તમારા હજ્જના સફરને આસાન અને સલામત બનાવે, અને તમારી હજ્જને કબૂલ કરે.... આમીન !

# હજ્જ અને ઉમરાની બરકતો

● હઝરત ઇમામ હુસૈન રદિ. ફરમાવે છે કે નબી કરીમ ﷺ ને એક વ્યક્તિએ અરજ કરી કે, ''હુઝૂર ! હું કમજોર પણ છું અને કાયર પણ.'' ફરમાવ્યું, ''તો એવો જિહાદ કરવાનું રાખ, જેમાં કાંટો પણ ન લાગે.'' તેણે અરજ કરી, ''એવો કયો જિહાદ છે, જેમાં તકલીફ ન થાય ?'' ફરમાવ્યું, ''હજ્જ કર.'' (તબરાની)

● હઝરત અબૂ હુરૈરહ રદિ.થી રિવાયત છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું કે, ''જેણે હજ્જ કરી અને કોઈ નિર્લજ્જતાનું કૃત્ય ન કર્યું અને ખરાબ અને દુષ્ટ કામોથી દૂર રહ્યો, તો તે ગુનાઓથી એવી રીતે પવિત્ર થઈ જશે, જાણે આજે જ પેદા થયો છે !'' (બુખારી, મુસ્લિમ)

● હઝરત અબૂઝર ખુદરી રદિ.નું કથન છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું, ''અલ્લાહત્આલા ફરમાવે છે કે જે બંદાને મેં સ્વાસ્થ્ય અને તંદુરસ્તી બક્ષી અને રોઝીમાં સંપન્નતા અને વિશાળતા, અને પછી પાંચ વર્ષની મુદ્દત વિતી જાય અને મારા પાસે ન આવે, તો એવો માણસ ભાગ્યનો માર્યો અને દુર્ભાગી છે.''
(તરગીબ-વ-તરહીબ, સં. ઈબ્ને હબ્બાન, ઝાદેરાહ, પૃ.૫૮)

● હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ રદિ.થી રિવાયત છે કે રસૂલ ﷺ એ ફરમાવ્યું કે વારંવાર હજ્જ અને ઉમરા કરતા રહો, કેમ કે બંને ગરીબી અને મોહતાજી તથા ગુનાઓને એવી રીતે દૂર કરી દે છે, જેવી રીતે લુહાર અને સોનીની ભઠ્ઠી લોખંડ અને સોના-ચાંદીના મેલ અને બગાડને દૂર કરી દે છે, અને હજ્જે-મબરૂરનું ફળ અને સવાબ તો બસ, જન્નત જ છે.''
(જામેઅ તિરમિઝી, સુનન્ નિસાઈ, સં. મઆરિફુલ હદીસ-૧૯૬)

● આપણામાંથી મોટાભાગના લોકો હિંમતવાળા નથી હોતા. કમજોર છે, ગુનેગાર છે. અલ્લાહે જે કંઈ ધનદોલત આપી છે તેમાંથી હજુ વધારે કમાવાની ઇચ્છા પણ છે, અને હજ્જ ન કરવા અંગે અલ્લાહ તરફથી લિયાનતો (ફિટકાર) પણ છે. તેથી જ્યાં સુધી સંભવ હોય, હજ્જ જેટલું બને એટલી વહેલી કરી લેવી જોઈએ. હજ્જ પછી અલ્લાહત્આલા તરફથી જે અપરંપાર બરકતો (નિરંતર વધતી સમૃદ્ધિ) અને રહમતો (કૃપાઓ) વરસે છે, તેનો અંગત અનુભવ મને પણ થયો છે. હજ્જ અને ઉમરા જીવનમાં ખુશહાલી અને બરકતોનું કારણ બને છે. તેથી આ વિષયને અમે આ પુસ્તકમાં સામેલ કર્યો છે.

● એક હદીસશરીફનો ભાવાર્થ છે કે બંદાને એક પહાડ બરાબર (અથવા એક ખીણ બરાબર) સોનું મળી જાય, તો બીજા પહાડની ઇચ્છા કરશે. આ જ હાલત મારી હતી. ઈ. ૨૦૦૪ માં અલ્લાહની મહેરબાની હતી કે નાણાકીય સ્થિતિ સારી હતી, પરંતુ હજુ વધારે ઇચ્છાઓ પણ હતી, જે પૂરી નહોતી થઈ રહી. હજ્જ કર્યા પછી અલ્લાહે કૃપા કરી અને જીવન એકદમ ચમકી ગયું. જેમ કે, મારા કારખાનાની ઇમારતને રંગ કરાવ્યે ઘણો સમય થઈ ગયો હતો. દીવાલો કાળી પડી ગઈ હતી. હજ્જ પછી એક પેન્ટર મળ્યો, જેણે સામાન્ય વળતરમાં આખા કારખાનાને રંગ કરી આપ્યો, અને આ જ કામ હજ્જ પહેલાં ઘણી કોશિશ કરવા છતાં કોઈ-ને-કોઈ કારણે ટળતું રહેતું હતું.

હજ્જ પછી અલ્લાહત્આલાએ ૧૭ માળવાળી બિલ્ડિંગમાં ઉત્તમ ફ્લેટ પ્રદાન કર્યો. હજ્જ પછી મારો વેપાર દર વર્ષે આશરે ૮૦% થી ૧૦૦% વધી જતો. આમ, ચાર વર્ષમાં આશરે ચારગણો થયા પછી વિકાસ સ્થગિત થઈ ગયો. આવો અનુભવ મારા ઘણાં મિત્રોને પણ થયો છે. ઉદાહરણ તરીકે, મારા મિત્ર યૂનુસભાઈએ હજ્જ પછી ત્રણ મહિનામાં એટલો વેપાર કર્યો, જેટલો તે વર્ષભરમાં કરતો હતો. આજે તેમના પાસે પૂના શહેરની આસપાસ કરોડોની સંપત્તિ છે, અને આ પ્રગતિનો ઉછાળ તેમને હજ્જ પછી પ્રાપ્ત થયો છે.

આમ, મારા ઘણાં મિત્રો છે, જેમની ખુશહાલી હજ્જ પછી ખૂબ જ વધી. પરંતુ જે રીતે આ મહાન ઇબાદતનો સવાબ (પુણ્ય) અને બરકતો (નિરંતર વધતી જતી સમૃદ્ધિ) ખૂબ છે, તે રીતે આ મહાન ઇબાદતમાં જો થોડીક બેદરકારી અથવા મનમાની કરવામાં આવે તો લિયાનતો (ફિટકાર) પણ વધારે છે. હું ત્રણ ઉદાહરણો તમારા સામે મૂકી રહ્યો છું કે જેથી તમે આ મહાન ઇબાદતની અદાયગીમાં પૂરેપૂરી કાળજી રાખો.

● નિસાર શેખ મારા સારા મિત્ર છે. તેમનું પણ મશીનો બનાવવાનું કારખાનું છે. પાછલા અમુક વર્ષોથી તેમનો વેપાર સારો ચાલી રહ્યો હતો. આ ખુશહાલીમાં તેમણે ઘર બનાવ્યું, પોતાની શાદી કરી અને માતા-પિતાને હજ્જ પણ કરાવી. પરંતુ કોઈ કારણસર તેઓ મક્કા અને મદીના શરીફમાં ઇમામની પાછળ નમાઝો નહોતા પઢતા, અને ઘણી વખત હરમની સિક્યુરિટીવાળાઓથી ખૂબ વિવાદો કરતા હતા. હજ્જ પછી તેમની પરિસ્થિતિ બદલાઈ ગઈ. તેમણે બનાવેલ મશીનોમાં મોટી ખરાબી આવવા લાગી. સમયસર માલ પહોંચાડી ન શકતા. તેને લીધે તેમની નાણાકીય સ્થિતિ ખૂબ જ ખરાબ થઈ ગઈ. લોકો પાસેથી લીધેલ કરજના બોજ હેઠળ દબાઈ ગયા, અને હવે મોઢું છુપાવતા ફરી રહ્યા છે.

● ઝિયાઉદ્દીન અન્સારીનો પ્લાસ્ટર ઓફ પેરિસ (POP) નો વેપાર હતો. મસ્લકના મામલામાં તેમણે પણ હરમની બધી નમાઝો એકલાં જ પઢી. વતન પાછા આવીને કારોબારમાં પણ તેઓ એકલાં જ રહી ગયા. તેમનો બધો જ વેપાર તેમના ભાણેજ અને ભત્રીજા ચલાવતા હતા અને વર્ષમાં આશરે ૮૦ લાખનો ધંધો કરતા હતા. પરંતુ હજ્જ પછી એક-એક કરીને બધા કારીગરોએ પોતાનો ધંધો શરૂ કરી દીધો. હવે અન્સારી સાહેબ હાથ મસળી રહ્યા છે. અમુક દુકાનો ભાડેથી આપેલી છે, તેની આવકથી ઘરનો ખર્ચ નીકળે છે.

● ઇરફાન શેખ પણ હરમમાં જમાઅત સાથે નમાઝ પઢવાથી દૂર રહ્યા. હજ્જ પછી નાણાકીય સ્થિતિ તો ખરાબ ન થઈ, પણ હજ્જ પછી હવે ખાવા-પીવામાં ખૂબ પરહેજ કરવો પડે છે. હજ્જ પહેલાં નવા-નવા ઓર્ડર માટે સફર કરતા હતા, અને હવે નવા-નવા ડૉક્ટરોની શોધમાં ફરી રહ્યા છે.

તેથી રોઝીમાં બરકત માટે વારંવાર હજ્જ-ઉમરા કરો; ઇન્શા-અલ્લાહ, ખૂબ બરકત થશે. પરંતુ દીનના સિદ્ધાંતોનો અને હરમૈન-શરીફૈનના આદર અને તેની પ્રતિષ્ઠાનો ખૂબ ખ્યાલ રાખો. (ઉપર વર્ણવેલ ત્રણેય ઉદાહરણોમાં મેં નામો બદલી નાખ્યા છે.)

# હજ્જના સફરમાં પઢવામાં આવતી મસ્નૂન દુઆઓ

| અ.નં. | દુઆ ક્યારે પઢશો ? | દુઆ | અનુવાદ |
|---|---|---|---|
| ૧. | ઘરથી નીકળતી વખતે. (આ દુઆને વતનથી, હરમથી અને દરેક જગ્યાએથી નીકળતી વખતે પઢો.) | بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ، وَلاَ حَوْلَ، وَلاَ قُوَّةَ اِلَّا بِاللّٰهِ. | શરૂ કરું છું અલ્લાહના નામથી, મારું અલ્લાહ પર જ ઈમાન અને તેના પર જ ભરોસો છે, અને ગુનાઓથી બચવાની તાકાત અને નેક કામ કરવાની શક્તિ અલ્લાહ તરફથી જ છે, જે ખૂબ મોટી શાનવાળો અને મહાન છે. |
| ૨. | સવારી (વાહન) પર સવાર થતી વખતે | سُبْحَانَ الَّذِىْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ وَاِنَّا اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ. | અલ્લાહની જાત દરેક પ્રકારની ખામી અને ત્રુટિથી પાક છે, જેણે આ સવારી અમારા તાબે કરી દીધી, નહિં તો આને તાબે કરવાની અમારી કોઈ તાકાત નહોતી, અને અમારે એક દિવસ અમારા માલિક અને પાલનહાર પાસે નિશ્ચિતપણે પાછા ફરવાનું છે. (સૂરઃ ઝુખરુફ, ૧૩-૧૪) |
| ૩. | જ્યારે વિમાન રવાના થાય | بِسْمِ اللّٰهِ مُجْرٖهَا وَ مُرْسٰهَا اِنَّ رَبِّىْ لَغَفُوْرٌ رَّحِيْمٌ. | વિમાનોનું ચાલવું અને રોકાવું અલ્લાહના નામની બરકતથી જ છે. નિઃશંક મારો રબ ક્ષમાશીલ અને મહેરબાન છે. (સૂરઃ હૂદ, ૪૧) |
| ૪. | ઉમરાની નિયત | اَللّٰهُمَّ اِنِّىْ اُرِيْدُ الْعُمْرَةَ فَيَسِّرْ هَالِىْ وَ تَقَبَّلْهَا مِنِّىْ. | હે અલ્લાહ ! હું ઉમરાની નિયત કરું છું. બસ, આ ઉમરાને મારા માટે આસાન કરી દે અને તેને કબૂલ કર. |
| ૫. | તલ્બિયા | لَبَّيْكَ اللّٰهُمَّ لَبَّيْكَ ،لَبَّيْكَ لاَ شَرِيْكَ لَكَ لَبَّيْكَ اِنَّ الْحَمْدَ وَالنِّعْمَتَ لَكَ وَالْمُلْكَ ،لاَ شَرِيْكَ لَكَ | હાજર છું, હે અલ્લાહ ! તારી સામે હું હાજર છું. હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી. હું હાજર છું. તમામ પ્રશંસા અને આભાર તારા જ માટે છે, અને બધી નેઅ્મતો (કૃપાઓ) તારી જ છે અને સત્તા પણ તારી જ છે. તારો કોઈ ભાગીદાર નથી. |
| ૬. | મક્કા શહેરમાં દાખલ થતી વખતે | اَللّٰهُمَّ اَنْتَ رَبِّىْ وَاَنَا عَبْدُكَ، جِئْتُ الأَوْدِّىَ فَرْضَكَ وَاَطْلُبُ رَحْمَتَكَ وَاَلْتَمِسُ رِضَاكَ مُتَّبِعاً لِّاَمْرِكَ رَاضِياً بِبَقَائِكَ. | હે અલ્લાહ ! તું મારો રબ છે અને હું તારો બંદો/તારી બંદી. તારી ફર્ઝ હજ્જે-બૈતુલ્લાહ અદા કરવા માટે આવ્યો/આવી છું અને તારી રહમતની તલબમાં આવ્યો /આવી છું. તું મારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે, અને હું તારી હંમેશા રહેવાવાળી જાતની પાસે તારા હુકમનું પાલન કરતાં તારી ખુશીની શોધમાં આવ્યો/આવી છું. તું મારાથી રાજી થઈને મારા માટે તારી ખુશીનું એલાન કરી દે. |
| ૭. | મસ્જિદે-હરામ/કોઈપણ મસ્જિદમાં દાખલ થતી વખતે | بِسْمِ اللّٰهِ وَ الصَّلٰوةُ وَ السَّلامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ. اَللّٰهُمَّ افْتَحْ لِىْ اَبْوَابَ رَحْمَتِكَ. | અલ્લાહનું નામ લઈને દાખલ થાઉં છું અને રસૂલુલ્લાહ ﷺ પર દરૂદો-સલામ મોકલું છું. હે મારા રબ ! મારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે. |
| ૮. | ખાનએ-કા'બા પર પહેલી નજર પડતાં | اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّااللّٰهُ. | અલ્લાહ સૌથી મહાન છે, તેના સિવાય કોઈ મા'બૂદ નથી. |
| | દુઆને બદલે તકબીરે-તશ્રિક પણ પઢી શકાય | اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، لاَ اِلٰهَ اِلاَّ اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَر وَلِلّٰهِ الْحَمْدُ. | અલ્લાહ સૌથી મહાન છે, તેના સિવાય કોઈ મા'બૂદ નથી. |

| અ.નં. | દુઆ ક્યારે પઢશો ? | દુઆ | અનુવાદ |
|---|---|---|---|
| ૯. | તવાફની નિયત | اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ طَوَافَ بَیْتِکَ الْحَرَام. سَبْعَتَ اَشْوَاطٍ لِلّٰهِ تَعَالٰی، فَیَسِّرْهُ لِی وَتَقَبَّلْهُ مِنِّی. | હે અલ્લાહ ! હું તારા આ હુરમતવાળા (પ્રતિષ્ઠિત) ઘરનો તવાફ તારી ખુશી માટે કરી રહ્યો/રહી છું. આને તું મારા માટે આસાન કર અને કબૂલ કર. |
| ૧૦. | તવાફના ચક્કર શરૂ કરતી વખતની દુઆ કે તકબીર | بِسْمِ اللّٰهِ، اَللّٰهُ اَکْبَرُ، وَلِلّٰهِ الْحَمْدُ. | શરૂ કરું છું અલ્લાહના નામથી. અલ્લાહ સૌથી મહાન છે અને સર્વ પ્રશંસા તેના માટે જ છે. |
| ૧૧. | તવાફ કરતી વખતે પઢવાની આસાન તસ્બીહ (તયસ્સરે-ઈકૂલિમા) | سُبْحَانَ اللّٰهِ وَ الْحَمْدُ لِلّٰهِ، وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ، وَ اللّٰهُ اَکْبَرُ، وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ. | પાક છે અલ્લાહ, તમામ પ્રશંસાની હક્કદાર અલ્લાહની જ જાત છે, અને અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, અને અલ્લાહ સૌથી મહાન છે, અને ગુનાઓથી બચવાની તાકાત અને નેક કામ કરવાની શક્તિ અલ્લાહ તરફથી જ છે, જે ખૂબ મોટી શાનવાળો અને સર્વોચ્ચ મહાન છે. |
| ૧૨. | રુક્ને-યમાની અને હજ્રે-અસ્વદની વચ્ચે પઢવાની દુઆ | رَبَّنَآ آتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ. | હે મારા રબ ! તું અમને દુનિયામાં પણ ભલાઈ પ્રદાન કર અને આખિરતમાં પણ ભલાઈ પ્રદાન કરે, અને અમને જહન્નમના અઝાબથી બચાવ. (સૂરઃ બકરહ, ૨૦૧) |
| ૧૩. | મકામે-ઈબ્રાહીમ પર પઢવાની આયત | وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرَاهِیْمَ مُصَلًّی. | તમે મકામે-ઈબ્રાહીમને તમારી નમાઝની જગ્યા બનાવો. (સૂરઃ બકરહ, ૧૨૫) |
| ૧૪. | ઝમઝમનું પાણી પીતી વખતે | اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُکَ عِلْمًا نَّافِعًا، وَّرِزْقًا وَّاسِعًا، وَّشِفَاءً مِّنْ کُلِّ دَاءٍ. | હે અલ્લાહ ! મને લાભપ્રદ ઈલ્મ, રોજીમાં વિશાળતા અને દરેક બીમારીથી શિફા પ્રદાન કર. |
| ૧૫. | સફા-મરવાની સઈ માટે જતી વખતે | اَبْدَأُ بِمَا بَدَأَ اللّٰهُ بِهٖ، اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ. | શરૂ કરું છું હું, જેનાથી શરૂઆત કરી છે અલ્લાહે. નિશ્ચિતપણે સફા અને મરવા અલ્લાહની નિશાનીઓમાંથી છે. (સૂરઃ બકરહ, ૧૫૮) |
| ૧૬. | સઈની નિયત | اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ السَّعْیَ بَیْنَ الصَّفَا وَ الْمَرْوَةَ اَشْوَاطٍ لِوَجْهِکَ الْکَرِیْمِ، فَیَسِّرْهُ لِی وَتَقَبَّلْهُ مِنِّی. | હે અલ્લાહ ! હું સફા-મરવા વચ્ચે સાત ચક્કરોથી સઈ કરું છું, માત્ર તારી મહાન-સર્વોચ્ચ જાતની ખુશી માટે, બસ, તું મારા માટે સઈ આસાન કરે અને કબૂલ કર. |
| ૧૭. | સફા-મરવા પર આ ચોથો કલેમો પઢો (ત્રીજો કલેમો પણ પઢો, જે ઉપર ૧૧મી દુઆમાં આપેલ છે.) | لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِیْکَ لَهٗ، لَهُ الْمُلْکُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْر. لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ، اَنْجَزَ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ وَ هَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ. | અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ (ઈબાદતને લાયક) નથી, તે એક છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેની જ બાદશાહી છે અને તમામ પ્રશંસા તેના માટે જ છે. એ જ જીવન આપે છે અને એ જ મૃત્યુ આપે છે, અને દરેક વસ્તુ પર તે સામર્થ્ય ધરાવે છે. |
| ૧૮. | સઈ દરમ્યાન પઢવાની દુઆ | رَبِّ اغْفِرْ، وَارْحَمْ، اَنْتَ الْاَعَزُّ الْاَکْرَمُ. | હે મારા રબ ! તું મને માફ કરી દે અને દયા કર, તું જબરજસ્ત મહાન છે. |
| ૧૯. | હજજની નિયત | اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ الْحَجَّ ، فَیَسِّرْهُ لِی وَتَقَبَّلْهُ مِنِّی. | હે અલ્લાહ ! હું હજજની નિયત કરું છું. તેને તું મારા માટે આસાન કર અને કબૂલ કર. |
| ૨૦. | શૈતાનને કાંકરીઓ મારતી વખતે પઢવાની તકબીર | بِسْمِ اللّٰهِ، اَللّٰهُ اَکْبَرُ، رَغْمًا لِلشَّیْطَانِ وَرِضًی الرَّحْمَانِ. | હું અલ્લાહના નામથી શરૂ કરું છું. અલ્લાહ સૌથી મહાન છે. આ કાંકરી શૈતાનને અપમાનિત કરવા અને અલ્લાહને રાજી કરવા મારું છું. |

# અરફાતમાં માગવાની દુઆઓ

૧. નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''હજ્જ અરફાતમાં રોકાવાનું નામ છે.'' (તિરમિઝી, હ.નં. ૮૮૯)
અર્થાત્, હજ્જ જેવી મહાન ઈબાદતનો સાર અરફાતના દિવસે ઈબાદત છે. તેથી પોતાની હજ્જને 'હજ્જે-મબરૂર' બનાવવા માટે એ દિવસે અત્યંત 'ખુશૂઅ-વ-ખુઝૂઅ' (અલ્લાહના ડર અને વિનમ્રતા અને આજીજીની સાથે) ઈબાદત કરો. નબી કરીમ ﷺ એ ઘણી તસ્બીહો અને કલેમાઓની ખાસ ફઝીલત બતાવી છે. આ મુબારક દિવસે આ મસ્નૂન તસ્બીહો અને કલેમાઓનો ખાસ વિર્દ (રટણ) કરો. કેટલીક મસ્નૂન તસ્બીહો અને કલેમાઓ નીચે મુજબ છે :

૨. એહ્‌રામની હાલતમાં 'લબ્બૈક' (તલ્બિયા) પઢવું અલ્લાહને ખૂબ પસંદ છે. તેથી અરફાતના દિવસે તેના વિર્દનો વિશેષ પ્રબંધ કરવો.

૩. નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''સોગંદ છે એ પાક હસ્તીની, જેના કબજામાં મારા પ્રાણ છે; જ્યારે કોઈ ઊંચી જગ્યા પર કોઈ વ્યક્તિ 'લબ્બૈક' કે તકબીર કહે છે, તો તેના સામેની આખી જમીન જ્યાં સુધી નજર પહોંચે, તે પણ લબ્બૈક કે તકબીર કહેવા લાગે છે.'' તેથી અરફાતના દિવસે તકબીર પણ ખૂબ પઢો.

૪. નબી કરીમ ﷺ એ ફરમાવ્યું :
''દુઆઓમાં સૌથી વધારે ઉત્તમ 'યવ્મે-અરફા'ની દુઆ છે અને મેં અને મારાથી અગાઉના અંબિયાએ કિરામ અલૈ.એ આ દિવસે જે સૌથી શ્રેષ્ઠ કલેમાઓ કહ્યા છે તે આ છે : لَاإِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْر.
અનુવાદ : અલ્લાહત્આલા સિવાય કોઈ મા'બૂદે-બરહક્ક (સાચી ઈબાદતને લાયક) નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેના માટે જ તમામ બાદશાહી છે, તેના જ માટે સર્વ પ્રશંસાઓ છે, તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

૫. એક સહીહ હદીસ છે કે નબી કરીમ ﷺ ફરમાવ્યું :
અલ્લાહને ચાર કલેમાઓ પ્રિય છે :
سُبْحَانَ اللّٰهِ وَ الْحَمْدُ لِلّٰهِ، وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ، وَ اللّٰهُ اَكْبَرُ
અલ્લાહ પાક (ક્ષતિરહિત, ખામીરહિત, પવિત્ર) છે, અને તમામ પ્રશંસાઓ અને આભારની હક્કદાર હસ્તી માત્ર અલ્લાહ છે, અને અલ્લાહત્આલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, અને અલ્લાહ સૌથી મહાન છે.

૬. નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : ''બે કલેમાઓ એવા છે, જે જબાન પર ખૂબ જ હલકાં છે, અમલના ત્રાજવામાં ખૂબ જ વજનદાર છે, અને રહમાન (પરમ્ કૃપાળુ)ને ખૂબ જ પસંદ છે.'' (બુખારી)
سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ.
''પવિત્ર છે અલ્લાહની જાત, સર્વ પ્રશંસા એના માટે જ છે, પવિત્ર છે અલ્લાહત્આલા અત્યંત મહાન.''

૭. હુઝૂર ﷺ એ અરફાતના મેદાનમાં પોતાની ઉમ્મતને યાદ રાખી હતી, અને રડી-રડીને મગરિબ સુધી પોતાની ઉમ્મત માટે દુઆઓ કરી હતી. પોતાના મહેબૂબ અને કૃપાળુ આકા ﷺ પર આપણે જો અરફાતમાં દરૂદો-સલામ નથી મોકલતા, તો આ ખૂબ મોટો અપકાર કહેવાશે.
તેથી અરફાતના દિવસે વધારેમાં વધારે દરૂદો-સલામ પઢો.

**اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰٓى آلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.**

**اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰٓى آلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.**

અનુવાદ : ''હે અલ્લાહ ! રહમત (દયા અને કૃપા) મોકલ મુહમ્મદ ﷺ પર અને મુહમ્મદની આલ (સંતાનો-વંશજો) પર, જે રીતે તે રહમત મોકલી હતી ઈબ્રાહીમ અલૈ. પર અને ઈબ્રાહીમ અલૈ.ની આલ પર, નિઃશંક તું પ્રશંસાને લાયક બુઝુર્ગીવાળો છે.''
''હે અલ્લાહ ! બરકત (નિરંતર વધતી જતી સમૃદ્ધિ) મોકલ મુહમ્મદ ﷺ પર અને મુહમ્મદની આલ (સંતાનો-વંશજો) પર, જે રીતે તે બરકત મોકલી હતી ઈબ્રાહીમ અલૈ. પર અને ઈબ્રાહીમ અલૈ.ની આલ પર, નિઃશંક તું પ્રશંસાને લાયક બુઝુર્ગીવાળો છે.''

૮. નબી કરીમ ﷺ એ ફરમાવ્યું કે કુર્આનની તિલાવત સર્વોત્તમ ઈબાદત છે. તેથી દરૂદ શરીફ અને તસ્બીહ પઢ્યા પછી જે સમય મળે, તેમાં કુર્આન-શરીફની તિલાવત કરો. ખાસ કરીને આ સૂરઃઓ પઢો : સૂરઃ યા-સીન, સૂરઃ રહમાન, સૂરઃ મુલ્ક, સૂરઃ તૌબા, સૂરઃ વાકેઆ, સૂરઃ ફત્હ.

# હજ્જની તાલીમ (પ્રશિક્ષણ) ક્યાંથી મેળવીએ ?

- **મુઅલ્લિમુલ હુજ્જાજ :**

(મૌલાના અલ્હાજ કારી સઈદ અહમદ સાહેબ)

જો તમે ઊંડાણથી હજ્જ અને તેના મસાઈલ (મામલાઓ)નો અભ્યાસ કરવા માગો છો તો 'મુઅલ્લિમલ હુજ્જાજ' પુસ્તક વાંચો. આ એક વિસ્તૃત અને ઉત્તમ પુસ્તક છે. પરંતુ આ પુસ્તકમાં મોટાભાગે મસાઈલનો ઉલ્લેખ ઊંડાણપૂર્વક અને સર્વગ્રાહી રૂપે કરવામાં આવ્યો છે, તેથી સામાન્ય લોકો કરતાં આલિમો તેને વધારે પસંદ કરે છે. જો તમે પુસ્તકોનો શોખ ધરાવો છો તો તેને તમે એક ડિક્શનરીની જેમ પોતાની પાસે રાખો અને હજ્જ દરમ્યાન જો કોઈ મામલાનો ઉકેલ જાણવા માગો છો તો તેને ખોલીને વાંચી લો. આ પુસ્તકની કિંમત ફક્ત ₹ ૭૦/- છે, અને પ્રાપ્તિ-સ્થાન નીચે મુજબ છે :

હનફી કુત્બખાના, નં. ૨૩, લાલબાગ, ફોર્ટ રોડ,
મસ્જિદ મુસાવલી, બેંગ્લોર-૪.

- **મસાઈલે હજ્જ-વ-ઉમરા :**

(લે. મુઈનુદ્દીન અહમદ)

જો તમે ઓછા સમયમાં હજ્જના ખાસ-ખાસ મસાઈલ વિશે માહિતી મેળવવા માગો છો તો આ પુસ્તક અવશ્ય વાંચો. આ પુસ્તક 'મુઅલ્લિમુલ-હુજ્જાજ'ના સાર-સંક્ષેપ જેવું છે. કિં. ₹ ૧૫/- છે. મળવાનું સરનામું આ પ્રમાણે છે :

ક્લાસિક આર્ટસ, 344, ગલી ઘડિયા, બજાર મટિયામહલ,
જામેઅ મસ્જિદ, દિલ્હી-૬.
Ph. 011-23528638 (R) 011-23281481 (O)

- **હજ્જ-વ-ઉમરા, ફલાહીકે હમરાહ :**

(મુફ્તી અહમદ દેવલ્વી સા.)

હજ્જ વિશે આ એક સારું પુસ્તક છે. લેખન-શૈલી સારી છે, પુસ્તકના છેલ્લા પાનાં સુધી તમારો રસ જળવાઈ રહે છે. આ પુસ્તકમાં હજ્જની સંપૂર્ણ માહિતી સરળ શબ્દોમાં વર્ણવવામાં આવી છે. પરંતુ સમસ્યા એ છે કે આ પુસ્તક બજારમાં દુકાનોમાં ઉપલબ્ધ નથી. મુફ્તી અહમદ દેવલ્વી સાહેબ તેને વિનામૂલ્યે વિતરણ કરે છે. પરંતુ પુસ્તકનો પ્રિન્ટિંગ ખર્ચ આશરે પુસ્તક દીઠ ₹ ૫૦/- સુધી હશે, તેથી મુફ્તી સાહેબ તેને મર્યાદિત સંખ્યામાં છપાવે છે. તેમની મંજૂરી લઈને અમે આ પુસ્તકને ઇન્ટરનેટ પર મૂકી દીધું છે. જો અલ્લાહત્આલાએ તમને આર્થિક રીતે સંપન્ન બનાવ્યા છે તો આ પુસ્તકને છપાવવા અને વિતરણ કરવામાં મુફ્તી સાહેબની સહાયતા કરો અને તેનાથી તમે પોતે પણ ફાયદો ઉઠાવો અને બીજા લોકોની મદદ કરો અથવા તેને ઇન્ટરનેટ પર વાંચી લો. તમે નીચે જણાવેલ વેબસાઇટથી વિનામૂલ્યે ડાઉનલોડ કરી શકો છો :

www.freeeducation.co.in
www.tanveerpublication.com

**પુસ્તક પ્રાપ્ત કરવાનું સ્થળ :**

મુફ્તી અહમદ દેવલ્વી,
જામેઆ ઉલૂમુલ કુર્આન, મુ.પો. જંબૂસર-392150,
તા.જિ. ભરૂચ (ગુજરાત)
Phone : 02644-220786, Fax : 02644-677
www.jamiahjambusar.com
Email : jamia@satyam.net.in

- **સૂએ હરમ :**

હજ્જ વિશે આ પણ એક સારું પુસ્તક છે. આમાં માહિતીનો ભંડાર છે. વર્ણનશૈલી પણ ઉત્તમ છે. તેમાં ચિત્રો પણ ખૂબ સુંદર અને મોટી સંખ્યામાં આપવામાં આવ્યા છે. પ્રિન્ટિંગ પણ સુંદર અને લાજવાબ છે. ૫૬૮ પાનાઓ પર આધારિત આ પુસ્તક તમારા માટે ખૂબ ઉપયોગ સાબિત થશે. આ પુસ્તકના લેખક મુહમ્મદ મુઈનુદ્દીન અહમદ સાહેબ અને અતાઉર્-રહમાન સાહેબ છે. અતાઉર્-રહમાન સાહેબે પોતાની જ પ્રેસ અર્-રહમાન પ્રિન્ટર્સ, કોલકાતાથી પ્રસિદ્ધ કર્યું છે.

આ સુંદર પુસ્તકની કિંમત ₹ ૨૦૦/- છે.

પ્રાપ્તિ-સ્થાન :

અર્-રહમાન પ્રિન્ટર્સ ઍન્ડ પબ્લિશર્સ
૮૧, ઝકરિયા સ્ટ્રીટ, ગ્રાઉન્ડ ફ્લૉર, કોલકાતા-૭૦૦૦૭૩.
Phone : 2235 4079
Email : alrahmanpnp@gmai.com

- હજ્જ કમિટી તરફથી પણ હાજીઓની તાલીમ (પ્રશિક્ષણ)ની વ્યવસ્થા કરવામાં આવે છે. ત્યાંથી પણ માહિતી મળી શકે છે.
- ઇન્ટરનેટ પર અને પર અનેક વૅબસાઇટ્સ છે, જ્યાંથી હજ્જ વિશે માહિતી મેળવી શકાય છે.

—•—

# હજ્જ વિશે બીજા ઘણાં પુસ્તકો ઇન્ટરનેટ પર મફત વાંચવા અને ડાઉનલોડ કરવાની લિંક્સ

**૧. સફરે-હજ્જ – મુશ્કેલીઓ અને તેનો સંભવિત હલ**

લે. ક્યૂ. એસ. ખાન

આ પુસ્તકનો અનુવાદ પાંચ ભાષાઓમાં થયેલો છે.

http://www.scribd.com/doc/8966044/Hajj-Guide-Book-English-PDF
http://www.scribd.com/doc/7949973/Hajj-Guide-Book-Urdu
http://www.scribd.com/doc/15223840/Hajj-Guide-Book-Hindi
http://www.scribd.com/doc/8965793/Hajj-Guide-Book-Gujarati
http://www.scribd.com/doc/8997495/Hajj-Guide-Book-Bengali

**૨. હજ્જ ઔર ઉમરા - ફલાહી કે હમરાહ**

લે. મુફ્તી અહમદ દેવલ્વી

ઉર્દૂ અને હિન્દી ભાષામાં ઉપલબ્ધ

http://www.scribd.com/doc/47877259/Haj-Wa-Umrah-Falahi-Ke-Hamrah-Urdu
http://www.scribd.com/doc/51027154/Haj-Wa-Umrah-Falahi-Ke-Hamrah-Hindi

**૩. મસાઈલે હજ્જ-વ-ઉમરા**

લે. મુહમ્મદ મુઈનુદ્દીન અહમદ

ઉર્દૂ અને હિન્દી ભાષામાં

http://www.scribd.com/doc/51027667/Masaile-Haj-Wa-Umrah-Urdu
http://www.scribd.com/doc/51035090/Masaile-Haj-Wa-Umrah-Hindi

**૪. અન્ય પુસ્તકો**

http://www.scribd.com/doc/37987436/Law-of-Success-for-the-both-the-Worlds-English
http://www.scribd.com/doc/18753559/Teachings-of-Vedas-and-Quran
http://www.scribd.com/doc/48562793/Pavitra-Ved-Aur-Islam-Dharam
http://www.scribd.com/doc/37932859/How-to-prosper-Islamic-Way-Vol-1
http://www.scribd.com/doc/46098862/How-to-prosper-Islamic-Way-Vol-2

# ક્યૂ. એસ. ખાનના બીજા કેટલાક પુસ્તકોનો પરિચય

● **પવિત્ર વેદ ઔર ઇસ્લામ ધર્મ**
(હિન્દી, અંગ્રેજી, મરાઠી, ગુજરાતી)
Teachings of Vedas and Quran

યહૂદીઓ પોતાને સૌથી શ્રેષ્ઠ સમજે છે અને તેઓ નથી ઇચ્છતા કે કોઈ બિનયહૂદી યહૂદી ધર્મ અપનાવે. ખ્રિસ્તીઓ પોતાના ધર્મને સૌથી સાચો માને છે અને દિલોજાનથી પોતાના ધર્મના પ્રસાર માટે કોશિશ કરે છે, અને તેમની કોશિશોનું પરિણામ એ છે કે આજે દુનિયામાં ખ્રિસ્તીઓ સાથી વધારે છે.

હિંદુ ભાઈઓ સ્વાભાવિક રીતે બુદ્ધિશાળી છે. પરંતુ તેમનો આત્મા તરસ્યો છે, કેમ કે સત્ય સુધી પહોંચવું તેમના માટે મુશ્કેલ છે. આ પરિસ્થિતિને સામે રાખીને આ પુસ્તક લખવામાં આવ્યું છે. ઇસ્લામથી અંતર કે અનભિજ્ઞતા ઓછી કરવા માટે આ પુસ્તકમાં પહેલા કુર્આન અને વેદોનો પરિચય આપવામાં આવ્યો છે. પછી એવા ઇસ્લામી વિષયો અને સચ્ચાઈઓનું વર્ણન કરવામાં આવ્યું છે, જેનો ઉલ્લેખ હિંદુ ધર્મના પુસ્તકોમાં પણ જોવા મળે છે; જેમ કે - ખાનએ કા'બાનો ઉલ્લેખ, હઝરત ઇબ્રાહીમ અલૈ.ની કુરબાનીનો ઉલ્લેખ, હઝરત નૂહ અલૈ.ના તોફાનનો ઉલ્લેખ, નબી કરીમ ﷺ ના આગમનની ભવિષ્યવાણીઓ વગેરે. પછી ખૂબ સરળ શબ્દોમાં ઇસ્લામની શિક્ષા પ્રસ્તુત કરવામાં આવી છે.

આ પુસ્તક વાંચીને ઘણાં લોકો ઇસ્લામનો સ્વીકાર કરી ચૂક્યા છે. આ પુસ્તકની કિંમત માત્ર ₹ ૨૫/- છે, અને આ પુસ્તકના લેખક ક્યૂ. એસ. ખાને આ પુસ્તક અને પોતાના અન્ય કોઈપણ પુસ્તક માટે કોઈ કૉપીરાઇટ નથી રાખ્યો. તેથી ખરીદીને કે છપાવીને આ પુસ્તકને વધારેમાં વધારે બિનમુસ્લિમ ભાઈબહેનોમાં વિતરણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, જેથી ઇસ્લામના આમંત્રણ આપવાનાં કર્તવ્યનો કંઈક હક્ક તો અદા થઈ શકે.

● **ડીઝાઇન ઍન્ડ મેન્યૂફેક્ચરિંગ ઑફ હાઇડ્રૉલિક પ્રેસ**
Design and Manufacturing of Hydraulic Presses

અત્યારે મોટાભાગની મશીનરી હાઇડ્રૉલિક સિસ્ટમ પર ચાલે છે. ભારતમાં હજુ ઇન્ડસ્ટ્રીયલ હાઇડ્રૉલિક ટેક્નોલૉજીનો કોઈ પરિચય નથી અથવા પ્રચલિત નથી. તેનું કારણ એ છે કે દેશની એન્જિનીયરિંગ કૉલેજોમાં ઇન્ડસ્ટ્રીયલ હાઇડ્રૉલિક્સ પર કોઈ વિશેષ કોર્સ ઉપલબ્ધ નથી. આ પુસ્તકના લેખક ક્યૂ. એસ. ખાન ઈ. ૧૯૮૭ થી હાઇડ્રૉલિક મશીનરીની ડીઝાઇન અને મેન્યુફેક્ચરિંગના ક્ષેત્રમાં કાર્યરત છે. આ ક્ષેત્રમાં તેમને ૨૪ વર્ષોનો લાંબો અનુભવ છે. હાઇડ્રૉલિક્સના વિષય પર પોતાના અનુભવના પ્રકાશમાં તેમણે ઘણાં પુસ્તકો લખ્યા છે. આ પુસ્તકો એન્જિનીયરો અને એન્જિનીયરિંગના વિદ્યાર્થીઓ બંને માટે ખૂબ ઉપયોગી છે.

● **લૉ ઑફ સક્સેસ ફોર બોથ ધી વર્લ્ડ્સ**
Law of Success for Both the Wolrds
(આ પુસ્તક મરાઠી ભાષામાં છપાઈ ચૂક્યું છે અને ઉર્દૂ અને હિન્દીમાં તેના અનુવાદનું કામ ચાલી રહ્યું છે.)

જેવી રીતે મનુષ્ય આત્મા અને શરીરથી બન્યો છે, જો આત્મા નીકળી જાય તો શરીર નકામું બની જાય છે, એ જ રીતે ખુશહાલી (સમૃદ્ધિ અને સંપન્નતા) અલ્લાહની કૃપાની સાથે દોલતનું નામ છે. જો અલ્લાહની કૃપા હટાવી લેવામાં આવે તો એ જ દોલત અજમાયશ અને મુસીબતનું કારણ બની જાય છે. આ પુસ્તકમાં અલ્લાહની કૃપાની સાથે સફળતા કેવી રીતે પ્રાપ્ત થઈ શકે તેની રીત બતાવવામાં આવી છે, સાથે-સાથે બિનમુસ્લિમોને ઇસ્લામનું આમંત્રણ પણ આપવામાં આવ્યું છે.

નબી કરીમ ﷺ એ હજ્જતુલ-વિદાઅના પ્રસંગે ફરમાવ્યું હતું કે જે હાજર છે તે મારી વાતને જે હાજર નથી તેના સુધી પહોંચાડી દે, ચાહે એક આયત જ કેમ ન હોય. જે મુસલમાન સુધી નબી કરીમ ﷺ ની શિક્ષાઓ પહોંચી છે, તેની એ ફરજ બની જાય છે કે તે આપ ﷺ ની શિક્ષાઓને એ લોકો સુધી પહોંચાડે, જેમના સુધી ઇસ્લામની શિક્ષાઓ નથી પહોંચી. કયામત (મહા-પ્રલય)ના દિવસે બિનમુસ્લિમો અલ્લાહના દરબારમાં આપણો હાથ પકડીને કહેશે કે - 'હે અલ્લાહ ! આ તમામ લોકો જાણતા હતા, પણ તેમણે ક્યારેય અમને જણાવ્યું નહીં, તેથી અમારા સાથે તેમને પણ જહન્નમમાં દાખલ કર.' ત્યારે આપણે શું જવાબ આપીશું !! અને આ દાવો એ લોકો કરશે, જેમના સાથે આપણે હંમેશા ઉઠીએ-બેસીએ છીએ ! બિનમુસ્લિમ સાથે આપણે મિત્રતા કરીએ છીએ, વેપાર-વ્યવસાય કરીએ છીએ, દરરોજ કલાકો સુધી તેમના સાથે વાતચીત કરીએ છીએ, પરંતુ તેમને ઇસ્લામનો પરિચય કરાવવાનું કે ઇસ્લામનું આમંત્રણ ભાગ્યે જ વિચારીએ છીએ; તો કયામતના દિવસે આપણે આપણી નિર્દોષતા કેવી રીતે સાબિત કરી શકીશું !!

અંગત રીતે ઇસ્લામનું આમંત્રણ બિનમુસ્લિમ મિત્રોને ન આપવાનાં ઘણાં કારણો હોઈ શકે છે, જેમ કે -

૧. કદાચ આપણે પોતે સાચા-પાકા મુસલમાન નથી. જ્યારે આપણે પોતે જ ઇસ્લામ અનુસાર પૂરી રીતે અમલ નથી કરતા તો બીજા લોકોને કયા મોઢે આમંત્રણ આપી શકીએ છીએ !
૨. આપણને પોતાને ઇસ્લામની પૂરી જાણકારી નથી અને ન આપણે એ જાણીએ છીએ કે ઇસ્લામનું આમંત્રણ કેવી આપી શકાય !
૩. આજકાલ મુસલમાનોની છાપ ખૂબ ખરાબ છે. બિનમુસ્લિમો ઇસ્લામને મુસલમાનોના જીવનથી જોડે છે. જ્યારે મુસલમાનો જ આટલા ખરાબ છે તો તેમનો ધર્મ પણ એવો જ હશે ! આપણને

આ વાતનો અહેસાસ અને લઘુતાગ્રંથી પણ છે, તેથી ન તો આપણે આપણને સાચા-પાકા મુસલમાનો સાબિત કરવાની શોકિશ કરીએ છીએ, ન ખુલીને ઇસ્લામનું આમંત્રણ આપીએ છીએ.

આ પ્રશ્નને હલ કરવા માટે આ પુસ્તક લખવામાં આવ્યું છે. લેખકે યુરોપ અને અમેરિકાના સૌથી સારાં અને પ્રસિદ્ધ (બેસ્ટ સેલર) બિઝનેસ મેનેજમેન્ટના પુસ્તકોનો અભ્યાસ કર્યો અને તેમનો સાર આ પુસ્તકમાં ત્રણસો પૃષ્ઠોમાં એકત્ર કર્યો છે, અને અંતે એકસો પૃષ્ઠોમાં એ વાત સમજવવાનો પ્રયાસ કર્યો છે કે નિષ્ઠા વગર સફળતા સંભવ નથી અને પ્રમાણિકતાની શિક્ષાનો આધાર લઈને દુનિયાના પાંચ પ્રખ્યાત ધર્મોના પુસતકોમાંથી એ વાત પુરવાર કરવાની કોશિશ કરી છે કે ઈશ્વર એક છે અને હઝરત મુહમ્મદ ﷺ અંતિમ ઈશદૂત છે.

જે રીતે મધની સાથે કડવી દવા આપવામાં આવે છે, આ પુસ્તકમાં બિઝનેસ મેનેજમેન્ટની શિક્ષાની સાથે ઇસ્લામની મૂળભૂત શિક્ષાઓ આપવામાં આવેલ છે.

આ પુસ્તક વિશેષ રૂપે બિનમુસ્લિમોને ધ્યાનમાં રાખીને તૈયાર કરવામાં આવેલ છે. તેથી વેદ અને બાઇબલના શ્લોકનો ઉલ્લેખ વધારે જોવા મળશે, અને તેની સાથે એ કોશિશ પણ કરવામાં આવી છે કે ઇસ્લામનો સંદેશ એ રીતે પહોંચે કે બિનમુસ્લિમો સ્વભાવિકપણે ઇસ્લામની સચ્ચાઈ તરફ આકર્ષાય.

જો તમે કયામતમાં બિનમુસ્લિમો મિત્રો અને અન્ય સંબંધિતો પ્રત્યેની પોતાની જવાબદારીથી મુક્ત થવા માગો છો તો આ પુસ્તક બિઝનેસ મેનેજમેન્ટ વિશે સરસ પુસ્તક તરીકે તેમને ભેટ સ્વરૂપે આપી શકો છો. (પુસ્તકની કિંમત ₹ ૧૦૦/- છે.)

● **ક્યા હર માહ ચાંદ દેખના ઝુરૂરી હૈ ?** (ઉર્દૂ, અંગ્રેજી, અરબી)

જે રીતે સૂર્યોદય અને સૂર્યાસ્તનું એક નિશ્ચિત ટાઇમ-ટેબલ છે, એ જ રીતે ચાંદના ઉગવા અને ડૂબવાનું પણ એક નિશ્ચિત ટાઇમ-ટેબલ છે. નવો ચાંદ આખો દિવસ આકાશમાં સૂર્યથી અમુક અંતરે પાછળ ચાલતો રહે છે અને સૂર્યાસ્તના અમુક સમય પછી તે પણ ડૂબી જાય છે. પરંતુ ક્ષિતિજ પર સૂર્યાસ્ત થયા પછી થોડોક પ્રકાશ ઓછો થઈ જાય છે, તેથી ચાંદ ડૂબી ગયા પહેલાં નજર આવે છે.

જો આપણે પોતાના અનુભવથી એ વાતની જાણકારી મેળવી લઈએ કે ચંદ્ર સૂર્યના કેટલા સમય પછી ડૂબશે, તો ડૂબતાં પહેલાં જોઈ શકાશે. આ રીતે ચાંદ જોવાની એક મોટી સમસ્યા ઉકેલાઈ શકે છે. ચંદ્ર અને સૂર્ય પોતાના ઉદય અને અસ્તના સમય પહેલાં ન એક સેકન્ડ અગાઉ ડૂબી શકે છે, ન એક સેકન્ડ પછી. અર્થાત્, તેમનું ટાઇમ-ટેબલ એકદમ પરફેક્ટ છે. આ રીતે આપણે ફક્ત ટાઇમ-ટેબલથી જ કહી શકીએ છીએ કે કઈ તારીખે ચાંદ અવશ્ય દેખાશે.

આ દૃષ્ટિકોણ અને ફિલસૂફીને ક્યૂ. એસ. ખાને પોતાના પુસ્તક માં સ્પષ્ટ કરી છે. (પુસ્તકની કિંમત ₹ ૨૫/- છે.)

● **દૌલતમંદ કૈસે બનેં ?**

માણસ ૩ વર્ષની ઉંમરથી લઈને ૭૦ વર્ષની ઉંમર સુધી એક મોટી સફળતા માટે શિક્ષણ, નોકરી અને વેપારના રૂપમાં મહેનત કરતો રહે છે. પરંતુ દુનિયામાં ફક્ત ૩ થી ૫ % લોકોને જ સફળ માનવામાં આવે છે અને બાકીના લોકોને નિષ્ફળ. આટલી મોટી સંખ્યામાં લોકો કેમ નિષ્ફળ રહે છે ?

કેમ કે, તેમને સફળ કેવી રીતે થઈ શકાય તેનું સાચું જ્ઞાન નથી હોતું.

'દૌલતમંદ કૈસે બનેં ?' પુસ્તકમાં આ વિષય પર વિગતવાર ચર્ચા કરવામાં આવી છે અને ફક્ત કુર્આન અને હદીસોના પ્રકાશમાં માહિતી આપવામાં આવી છે.

એ તમામ લોકોએ આ પુસ્તકને વાંચવું જરૂરી છે, જેઓ આર્થિક રીતે પરેશાન છે અને જીવનમાં પ્રગતિ કરવા માગે છે. વિશેષ રૂપે મુસ્લિમ નવયુવાનો માટે આ પુસ્તક ખૂબ જ ઉપયોગી છે. 'અલ-કલમ પબ્લિકેશન્સ' અને 'ફરીદ બુક ડીપો'ના કોઈપણ ડીલર પાસેથી તમે આ પુસ્તક મેળવી શકો છો. (કિંમત ₹ ૪૦/-)

● **Holy Qur'an in Roman Urdu**

સામાન્ય રીતે ઉર્દૂ મીડિયમની શાળાઓનું ધોરણ સારું નથી હોતું. તેથી સંપન્ન લોકો પોતાના બાળકોને ઇંગ્લિશ મીડિયમની શાળાઓમાં ભણાવતા હોય છે. આવા બાળકોની સંખ્યા રોજ-બરોજ વધતી જઈ રહી છે. આ બાળકો ઉર્દૂને સારી રીતે સમજે તો છે, પણ વાંચી શકતા નથી. દીની ઇલ્મ (ઇસ્લામ ધર્મનું જ્ઞાન)નો બધો ખજાનો અરબી, ફારસી અને ઉર્દૂ ભાષામાં જ છે, જેનાથી આ બાળકો ક્યારેય લાભ પ્રાપ્ત કરી શકતા નથી. આ આપણી કોમની એક કરુણતા છે.

ક્યૂ. એસ. ખાને આવા બાળકો માટે રોમન ઉર્દૂમાં કુર્આન-કરીમ પ્રસિદ્ધ કર્યું છે, જેમાં શબ્દો ઉર્દૂમાં છે અને લખાણ અંગ્રેજીમાં છે; જેમ કે 'આપ' શબ્દ Aap લખ્યો છે. આ કુર્આનમાં અનુવાદ મૌલાના જૂનાગઢી સાહેબનો છે અને 'તફસીર' (વિવરણ કે સમજૂતી) મૌલાના ફત્હમુહમ્મદ જાલન્ધરી સાહેબની છે. તમે એક આવું કુર્આન ખરીદીને તમારા નજીકની કોઈ મસ્જિદમાં મૂકી દો, જેથી લોકોને એ વાતની ખબર પડે કે આ પ્રકારનું કોઈ કુર્આન-કરીમ પણ ઉપલબ્ધ છે, જેનાથી ઇંગ્લિશ મીડિયમમાં ભણતા બાળકો ફાયદો ઉઠાવી શકે છે. જો તમે કોઈના ઇલ્મ મેળવવાના માધ્યમ બનશો તો જ્યાં સુધી એ લોકો દીન પર અમલ કરશે, ત્યાં સુધી તમને પણ તેનો સવાબ (પુણ્ય) મળતો રહેશે. આ એક કુર્આનના પ્રિન્ટિંગ પર ₹ ૧૧૦/- નો ખર્ચ થયેલ છે.

(આ તમામ પુસ્તકો 'ફિરદૌસ કિતાબ ઘર'માં પણ ઉપલબ્ધ છે, જેનું સરનામું પૃ. ૧૦૮ પર આપેલ છે.)

—●—

# અંતિમ શબ્દો..!

- આ પુસ્તકનો હેતુ તમને હજ્જના સફરમાં પડનારી મુશ્કેલીઓથી માહિતગાર કરવાનો છે, જે અલહમ્દુલિલ્લાહ પૂરો થયો.

- અંતે, હું એક વધુ અનુભવ તમને બતાવવા માગું છું, તે એ છે કે અલ્લાહત્આલાની મહેરબાની અને કૃપાથી જ હજ્જની તૌફિક (પ્રેરણા) મળે છે અને અલ્લાહત્આલા તેની કૃપા અને મહેરબાનીથી જ તમામ અરકાન પૂરા કરાવડાવે છે.

- આપણે આપણા તરફથી હજ્જની સંપૂર્ણ તૈયારી કરીએ, પરંતુ હજ્જના બધા અરકાન પૂરા થવા અને હજ્જ કબૂલ થવા માટે અલ્લાહ પર જ ભરોસો રાખીએ અને તેનાથી જ દરેક નમાઝ પછી 'હજ્જે-મબરૂર' માટે દુઆ કરતા રહીએ.

- દુનિયાના લાખો ધનવાનો હજ્જ કર્યા વગર મૃત્યુ પામે છે, કેમ કે તેમને હજ્જની તૌફિક ન મળી, અને દર વર્ષે લાખો વૃદ્ધ અને અપંગ લોકો હજ્જના તમામ અરકાન પૂરા કરીને હજ્જની ફર્ઝ સારી રીતે અદા કરે છે. આ અલ્લાહત્આલાની મહેરબાની અને તેણે આપેલ તૌફિક છે. તેથી હજ્જની પૂરેપૂરી તૈયારી કરો, પણ ભરોસો તેના ઉપર જ કરો અને તેનાથી જ મદદ માગો.

- હજ્જ એક મહાન ઈબાદત છે, જે કર્યા પછી અલ્લાહત્આલા બંદાના ન માત્ર તમામ ગુનાઓ માફ કરી દે છે, બલ્કે તેની દુઆઓ પણ કબૂલ કરે છે. તેથી પોતાની દુઆઓમાં પોતાની સાથે પોતાના ઘરવાળાઓ, કુટુંબીજનો અને ઉમ્મતે મુસ્લિમાને ન ભૂલો. આ ગુનેગાર કમરુદ્દીન ખાનને પણ યાદ રાખશો તો તમારી ખૂબ મહેરબાની હશે.

- મેં અત્યાર સુધી હજ્જ અને ઉમરાના અરકાન વિશે જે પુસ્તકો વાંચ્યા છે, તેમાં 'હજ્જ ઔર ઉમરા - ફલાહી કે હમરાહ' પુસ્તક સૌથી વધારે ઉપયોગી અને સૌથી સરળ લાગ્યું છે. હજ્જથી પહેલાં તમે પણ આ પુસ્તક એક વાર અવશ્ય વાંચી લેજો. (આ પુસ્તક અને અન્ય પુસ્તકોની વિગત પૃ. ૧૦૩ પર આપવામાં આવેલ છે. તમે તેને ઈન્ટરનેટ પરથી પણ મફત ડાઉનલોડ કરી શકો છો. ડાઉનલોડ લિંક્સ પણ ત્યાં આપવામાં આવેલ છે.)

- હરમશરીફમાં હરમના આદરની પૂરેપૂરી કાળજી રાખો. બધી નમાઝો હરમમાં જમાઅત સાથે પઢો. એક હદીસ શરીફ અનુસાર હજ્જ અને ઉમરાથી રોજીમાં બરકત થાય છે. તેનો મને પોતાને અનુભવ થયો છે અને હજ્જ પછી મિત્રોને પણ ખૂબ પ્રગતિ કરતાં જોયાં છે. તેની સાથે-સાથે જેઓ હરમનો આદર નથી કરતા (હરમમાં લડાઈ-ઝઘડો કરે છે) અને હરમમાં જમાઅત સાથે નમાઝ નથી પઢતા અથવા નમાઝો કઝા કરે છે, મેં તેમને પણ હજ્જ પછી બરબાદ થતાં જોયાં છે. (આ રીતે બરબાદ થનારાઓમાં મારા મિત્રો પણ સામેલ છે.) તેથી હરમમાં ફક્ત નેકી કરવાની કોશિશ કરો અને ગુનાઓથી બચવાનો પ્રયત્ન કરો.

- તમારો હજ્જનો સફર ૩૫ થી ૪૦ દિવસનો હશે. હજ્જના સફરથી પાછા ફરતાં તમને અનુભવ થશે કે તમારી ગેરહાજરીથી ન તો તમારા વેપાર-ધંધાને કોઈ નુકસાન થયું અને ન તમારો પરિવાર છિન્નભિન્ન થયો; બલ્કે અલ્લાહત્આલાએ તેમને એવી જ રીતે બરકરાર રાખ્યા છે જે સ્થિતિમાં તમે તેમને છોડીને ગયા હતા. આપણી માત્ર એવી ખોટી ધારણા હોય છે કે વેપાર-ધંધો અને ઘરને આપણા સિવાય કોઈ નથી ચલાવી શકતું. આપણે તો કેવળ માધ્યમ અને સાધન કે કારણ છીએ, તેને ચલાવનારી હસ્તી તો અલ્લાહ જ છે અને તે કોઈ માધ્યમ કે સાધન કે કારણ વગર પણ તેને ચલાવી શકે છે. તેથી આપણે એવું કદાપિ ન માનીએ કે આપણે અહીં અનિવાર્ય છીએ. ક્યારેક થોડીક મુદ્દત માટે પણ ઘર અને વેપાર-ધંધામાંથી અલ્લાહત્આલા માટે સમય કાઢતા રહીએ. એક હદીસે-કુદસીનો ભાવાર્થ આ પ્રમાણે છે :

નબી ﷺ એ ફરમાવ્યું : ''અલ્લાહ ફરમાવે છે કે હે આદમના સંતાનો ! તમે મારી ઈબાદત માટે પોતાને ફારેગ કરી લો, હું તમારા હૃદયને 'ગિના' (સંપન્નતા, વિપુલતા, સંતોષ)થી ભરી દઈશ અને મુશ્કેલીઓને આસાનીમાં પરિવર્તિત કરી દઈશ, અને જો તમે મારી ઈબાદતથી મોઢું ફેરવ્યું તો ન હું તારા હાથને વ્યસ્તતાઓથી મુક્ત કરીશ, ન તારી ભૂખ અને ગરીબીને તારાથી દૂર કરીશ.'' (ઈબ્ને માજહ, હ.નં.૪૧૦૭)

આપણે-સૌ જો એક સન્માનનીય અને ખુશહાલ જીવનની અપેક્ષા રાખીએ છીએ, તો આપણે અલ્લાહની ઈબાદતથી કદાપિ ગાફેલ ન થવું જોઈએ.

તમામ પ્રશંસાઓ અને કૃતજ્ઞતાઓ કેવળ અલ્લાહત્આલા માટે જ છે અને નબી કરીમ ﷺ પર, સહાબાએ કિરામ રદિ. પર અને આપ ﷺ ના એહલો-અયાલ પર અને સમગ્ર ઉમ્મત પર અલ્લાહત્આલા ખૂબ-ખૂબ રહમતો અને બરકતો નાઝિલ કરે. - વમા અલઈના ઈલ્લલ્ બલાગ.

—•—

# ક્યૂ. એસ. ખાન લિખિત પુસ્તકો

(ઈન્ટરનેટ પરથી વિનામૂલ્યે ડાઉનલૉડ કરવાની લિંક સાથે)

| અ.નં. | પુસ્તકનું નામ | પુસ્તકનો પ્રકાર |
|---|---|---|
| મેનેજમેન્ટ વિષયક પુસ્તકો : | | |
| ૧. | **Law of Success for Both the Worlds**<br>http://www.scribd.com/doc/37987436/Law-of-Success-for-both-the-Worlds-English | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૨. | **યશાચિ ગુરુકિલ્લી** (મરાઠી અનુવાદ : સુશીલ એસ. લિમયે)<br>http://www.scribd.com/doc/19486457/Yashachi-GurukilliComplete-Marathi | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૩. | **સફલતા કે સૂત્ર** (હિન્દી અનુવાદ : ડૉ. વિમલા મલ્હોત્રા)<br>http://www.scribd.com/doc/47173217/Safalta-Ke-Sutra-Hindi | ઈ-બુક |
| ૪. | **How to Prosper Islamic Way**<br>Vol. 1 : http://www.scribd.com/doc/37932859/How-to-prosper-Islamic-Way-Vol-1<br>Vol. 2 : http://www.scribd.com/doc/46098862/How-to-prosper-Islamic-Way-Vol-2 | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૫. | **દૌલતમંદ કૈસે બનેં ?** (ઉર્દૂ)<br>http://www.scribd.com/doc/66930621/Daolat-Mand-Kaise-Banen-URDU | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| એન્જિનીયરિંગ વિષયક પુસ્તકો : (આ પુસ્તકો ૨૦૧૨ માં પુનઃપ્રકાશિત થશે.) | | |
| ૬. | **Vol-1 Introduction to Hydraulic Presses and Press Body**<br>http://www.scribd.com/doc/17599574/Volume1-Introduction-to-Hydraulic-Presses | ઈ-બુક |
| ૭. | **Vol-2 Design and Manufacturing of Hydraulic Cylinders**<br>http://www.scribd.com/doc/17375627/Volume2-Design-and-Manufacturing-of-Hydraulic-Cylinders | ઈ-બુક |
| ૮. | **Vol-3 Study of Hydraulic Valves, Pumps and Accumulators**<br>http://www.scribd.com/doc/17527393/Volume3-Study-of-Hydraulic-Valves-Pumps-and-Accumulators | ઈ-બુક |
| ૯. | **Vol-4 Study of Hydraulic Accessories**<br>http://www.scribd.com/doc/17599472/Volume4-Study-of-Hydraulic-Accessories | ઈ-બુક |
| ૧૦. | **Vol-5 Study of Hydraulic Circuit**<br>http://www.scribd.com/doc/17599472/Volume-5-Study-of-Hydraulic-Circuit | ઈ-બુક |
| ૧૧. | **Vol-6 Study of Hydraulic Seals, Fluid Conductor and Hydraulic Oil**<br>http://www.scribd.com/doc/17742753/Volume6-Hydraulic-Seals-Fluid-Conductor-and-Hydraulic-Oil | ઈ-બુક |
| ૧૨. | **Vol-7 Essential Knowledge Required for Design and Manufacturing of Hydraulic Presses**<br>http://www.scribd.com/doc/18996385/Volume7-Essential-Knowledge-Required-for-Design-and-Manufacturing-of-Hydraulic-Presses | ઈ-બુક |

| ધાર્મિક પુસ્તકો : | | |
|---|---|---|
| ૧૩. | **Hajj Journey - Problems and their Easy Solutions**<br>http://www.scribd.com/doc/8966044/Hajj-Guide-Book-English-PDF | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૪. | **સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (ઉર્દૂ)**<br>http://www.scribd.com/doc/7949973/Hajj-Guide-Book-Urdu | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૫. | **સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (હિન્દી, લિપિયાંતર : ખાલિદ શેખ)**<br>http://www.scribd.com/doc/15223840/Hajj-Guide-Book-Hindi | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૬. | **સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (ગુજરાતી, લિપિયાંતર : જમાલ કુરૈશી)**<br>http://www.scribd.com/doc/8965793/Hajj-Guide-Book-Gujarati | ઈ-બુક |
| ૧૭. | **સફરે હજ્જકી મુશ્કિલાત ઔર મુમ્કિન હલ (બંગાલી, અનુવાદ : શૈખ કાસિમ)**<br>http://www.scribd.com/doc/8997495/Hajj-Guide-Book-Baengali | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૮. | **Teaching of Vedas and Quran**<br>http://www.scribd.com/doc/18753559/Teaching-of-Vedas-and-Quran | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૧૯. | **પવિત્ર વેદ ઔર ઈસ્લામ ધર્મ (હિન્દી)**<br>http://www.scribd.com/doc/48562793/Teaching-of-Vedas-and-Quran | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૨૦. | **પવિત્ર વેદ અને ઈસ્લામ ધર્મ (ગુજરાતી)**<br>http://www.scribd.com/doc/48562793/Teaching-of-Vedas-and-Quran-Gujarati | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૨૧. | **પવિત્ર વેદ ઔર ઈસ્લામ ધર્મ (મરાઠી)**<br>http://www.scribd.com/doc/92062861/Teaching-of-Vedas-and-Quran-Marathi | પ્રિન્ટેડ અને ઈ-બુક |
| ૨૨. | **ક્યા હર માહ ચાંદ દેખના ઝરૂરી હે ? (ઉર્દૂ)**<br>http://www.scribd.com/doc/40483163/Kya-Har-Maah-Chand-Dekhna-Zaroori-Hai | ઈ-બુક અને ઈ-બુક |
| ૨૩. | **Holy Quran in Roman Urdu**<br>http://www.scribd.com/doc/31660372/Holy-Quran-in-Roman-Urdu-Surah-Baqara-The-Cow | ઈ-બુક |
| ૨૪. | **How the Universe was Created ?**<br>http://www.scribd.com/doc/65050005/How-the-Universe-was-Created | ઈ-બુક |
| ૨૫. | **અગ્નિ કોણ ? પયગંબર યા પરમેશ્વર ? (હિન્દી)**<br>http://www.scribd.com/doc/65049788/Agni-Kaun | ઈ-બુક |
| ૨૬. | **Who is Agni ? Prophet or Parmeshwar ? (English)**<br>http://www.scribd.com/doc/65762146/Who-is-Agni-Prophet-or-Parmeshwar | ઈ-બુક |

1. E-books could be downloaded free of cost from www.scribd.com or www.freeeducation.co.in
2. Books 'Law of Success for Both the Worlds' and 'Yashachi Gurukilli' are available all over India in 'Cross World' book stores at the cost of ₹ 150 and ₹ 140 respectively.
3. Out side India the book 'Law of Success for Both the Worlds' could be puchased online from amazone.com at $28 U.S.
4. All the seven volume of engineering book will be printed as single handbook with title of '**Design and Manufacturing of Hydraulic Presses**' and will be cost ₹ 1000 only.
5. Visit **www.freeeducation.co.in** to read and free downlosd many more books.

